# “રંગ તેવો રંગ”

પારસી સંસારી વાર્તા.

લખનાર:—મી૦ દીનશાહજી ન. પારસી, બી. એ.

પ્રગટ કરનાર—પૉલિસ પબ્લીશીંગ કં.
કાંતા બીલ્ડીંગ કાલબાદેવી, મુંબઈ.

ઈ. સ. ૧૯૨૨,] [કીં. રૂ. ૧॥.

# "સંગ તેવો રંગ"



છાપી ઇ. સ. ૧૯૨૧.

આ પુસ્તક સુરત ખપાટીઆ ચકલા લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું. અને બરોડા, ગ્રીનવીલા, ભદ્ર નજદીકથી મિ. દીનશાહજી નવરોજી પાવરી બી. એ. એ લખીયું છે.

પ્રગટ કરનાર-

"પૉલિશ પબ્લીસીંગ" કુ. માટે મિ. કેખશરૂ એન. પૉલિશવાળાએ પ્રગટ કર્યું છે. કાંતા બિલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઇ.

આ પુસ્તક બહારગામથી મંગાવનારે પોષ્ટેજ વી. પી. ને રજીસ્ટરના પૈસા, કીમત ઉપરાંત ગણીને મોકલવા.



## બે મિત્રો વચ્ચે ખરા ખોટાની તપાસ

કાવસ કરકતી—શું કહેવું ડીયર માકુ. જ્યારથી લલચાઈને હું ઘણાંક ચોપાનીયાંનો ગ્રાહક થયો, પણ પૈસા પાણીમાંજ, જો પહેલેથી હું "જ્ઞાન વર્ધક અને આસિકામત" નામના જુના જાણીતા માસિકનો ગ્રાહક થયો હતે તો, બીજા કોઈપણ ચોપાનીયાનું કામ પડતેજ નહી—અને માથે હાથ દઈને હું પસ્તાતેજ નહી. બટાક ઉપર લલચાઈ હું તો તદન મુર્ખ બન્યો. જરા આ "જ્ઞાન વર્ધક"નો છેલ્લો અંક મને જોવા આપશો.?

માકુ મરકતા—હે એમાં શું છે—મેં તને ગયે સાલ પણ જણાવ્યું કે—એમ પૈસા પાણીમાં ફેકીને પીળાપાતળા ઉપર લક્ષ ના પુઆઠ—તે છતાં મારૂ કહેલુ તો માન્યુજ નહી,—જો હજુરથી તારા પૈસાનો સારો ઉપયોગ કરવો હોય, ને વિવિધ પ્રકારના ઉમદા વાચણો ને રસિક વાર્તાઓ વાંચવી હોય તો આજેજ તારૂ નામ કાંતા બિલ્ડીંગ કાલબાદેવી, મુંબઈને નામે જરૂર નોંધાવી દે, વાર્ષિક લવાજમ પણ આ મોંગવારીનીવખત જોતા માત્ર રૂ. ચાર છે તે પણ પોસ્ટેજ સાથે છે, આજે તારો ઓરડર મોકલી આપવાને જરૂર યાદ રાખજે ડીયર, નાહ તો વળી પાછો રડતો આવશે.

બહેસ્તનશીન મારા વહાલાં

નેક માત-પિતા,

મોતીબાઈ નવરોજી પાવરીની

તથા

નવરોજી ખુરશેદજી પાવરીની

ભલી અને પવિત્ર યાદમાં.

# લેખક તરફના બે બોલ.

આ પારસી સંસારી વાર્તા માટે લેખક પોતે શું લખવું ?—કાંઇએ નહીં; ફકત એટલુંજ જણાવવાનું કે આ વાર્તાના પહેલાં પ્રકરણો જાણીતાં "જ્ઞાન વર્ધક" માસિકમાં દર મહિને પ્રકટ થયાં તે વેળા કેટલાક ભલા ભાઈઓએ ઉતાવળમાં અનુમાન કર્યું હતું કે આ વાર્તા મહાન લેખક સ્કોટની પ્રખ્યાત નોવેલ Kenilworth "કેનીલવર્થ" નો અનુવાદ છે, પણ તે પૂરી વાંચ્યા પછી આ ભાઇઓની પૂર્ણ ખાત્રી થઈ હશે કે આ નવલકથા "સંગ તેવો રંગ" "Kenilworth" નો અનુવાદ નથી. ખરૂં છે કે આ વાર્તાનાં પહેલાં થોડાં પ્રકરણો રચવામાં આ કમતરીન લેખકને મહાન લેખક સ્કૉટની આ જાણીતી નવલકથાએ ઉત્તેજન આપ્યું છે.

આ નવલકથા વાંચ્યા પછી વાર્તા વાંચનારા શોખીનોને કંઇક નવું જાણવાનું યા શિખવાનું મળશે અને દરેક વાંચકોની પ્રશંસાને પાત્ર આ વાર્તા થશે તો આ લેખકની મહેનત સફળ થયેલી ગણાશે.

દી. ન. પાવરી.



## પ્રકરણ ૧લું.

# સચીનની ધર્મશાળા.

ભીખા તાડીવાલાની સચીનની ધર્મશાળા વખાણવા જોગ ગણાય છે. સચીન સ્ટેશનથી આશરે એક માઇલ દૂર આવેલી આ ધર્મશાળા ખંડીયેર હાલતમાં દીસે છે, અને તેની આસપાસનાં ખજુરાંનાં ઝાડો મનોહર દેખાવ રજુ કરે છે. સચીન આવવું અને આ પ્રખ્યાત ધર્મશાળાના માલેક ભીખા તાડીવાલાને ત્યાંનાં ખજુરાંની મીઠી લ્હેઝતદાર તાડી નહીં પીવી, એ ઉદવાડે જઇ આતશબેહરામ સાહેબના દર્શન નહીં કરવા બરાબર છે, એમ આ ભીખા તાડીવાલા શેઠનું કહેવું હતું. ભીખાભાઇને ત્યાંની પરોણાગત ખચ્ચીત સર્વે ઉતારૂઓને આનંદ આપતી હતી, જેથી આ ધર્મશાળા લોકપ્રીય અને મશહુર થઇ હતી.

એક સુંદર સહવારે આશરે દશેક વાગે ભીખાભાઇ ધર્મશાળાના ઓટલા ઉપર ઉભા હતા, તેવામાં મુસલમીન પોશાકમાં સજ થએલો એક જવાન ત્યાં આવી પહોંચ્યો, અને તેણે ભીખા તાડીવાલાને પુછ્યું:—

"કાકા, હ્યાં મીઠી, સરસ તાડી મળશે કે ?" "હા, બાપા, કાંય નહીં !" ભીખાઇજીએ જણાવ્યું જી, "ખરાબ તાડી તો અહીં રાખવામાં આવતીજ નથી. સુરતના ભલા ભલા પારસી શેઠો અહીં આવી તાડી પી જાયછ, અને તેઓને ખરાબ તાડી જો આપવામાં આવે તો આ ઘડાએજ તેઓ મારૂં માથું ભાંગી નાંખે હો !"

આ મુસલમાન જવાને એક બાટલી તાડી માંગી, અને જેવી બાટલી આવી કે, ઓટલા ઉપર બેસી તેણે તે તાડી પીવા માંડી, અને ભીખા કાકાએ પોતાના હમેશના રિવાજ મુજબ સવાલ કર્યો:—

"તમો ક્યાંના રહેવાસી? બાપા, તમો સુરતથી આવ્યા છો કે?"

"હા હા કાકા, હું અસલ અફગાનીસ્તાનનો રહેવાસી છું, પણ મેં કંઇક દેશો ખુંદી કાઢવાં છે, અને હવે હીંદુસ્તાનની લાંબી પહોળી મુસાફરી કરી હાલ સુરતમાં હું થર પડયો છું. તમો તો આ ગામનાજ રહેવાસી હશો?"

"હા, બાપા. વર્ષો થયાં અહીંજ પડી રહ્યાં છ; આ પાસેનું ઘેર મારા બાપના બપાવાએ બંધાવેલું. અલસથીજ ખેતીનો ધંધો કરી અજીરાં છેદી અમો ચાર પૈસે સુખી થયાં હતાં, અને આ ધર્મશાળા મારા બાપા બંધાવી ગયેલા. કેમ બાપા તાડી ઠીક છે ને?" ભીખા કાકાએ પોતાની તવારીખ રજુ કીધી અને ઉપર જણાવ્યા પ્રમાણે સવાલ કર્યો.

"હા, કાકા, તાડી સરસ અને મજેદાર છે," તે જવાને પોતાનું મત આપ્યું.

"હં હં—હું શું કહેતો' તો—હા, મારા ભલા બાપા ધર્મશાળા બાંધી ગીયા અને સર્વે ઉતારૂઓને સુખ મળતું ગયું, પણ હવે શું થશે તેની મને ફીકર પડી છ."

"કેમ, કાકા ફીકર આ સારૂ?"

"મારા મુવા પછી એ કોણ ચલાવવાનું છે? હવે મારૂં રહ્યું છેજ કોણ? મારી ધન બૈરી અને મારો એક પુરો દીકરો તો પ્લેગમાં મરી ગયાં. બાપા પહાડ જેવો દીકરો હતો જો! આટલું બોલતાં ભીખાભાઇના આંખમાં આંસુઓ આવ્યાં.

"હું દલગીર છું! હું ખચ્ચીત દલગીર છું," પેલા જવાને જણાવ્યું, "ત્યારે તમારૂં કોઇ અંત-લગતું બેશી રહ્યુંજ નહીં? અફસોસ!"

"અરે, આ દુન્યામાં હવે એકજ સગો મુઓછ ખરો. મારી બેહનનો તે દીકરો થાય. પણ જીવતો ને મુવેલો તે સરખો! પહેલ્લા નંબરનો લુચ્ચો હામીજ!"

"કાકા, તે તમારો ભાણેજ પહેલ્લે લુચ્ચો હોય, પણ હવે સુધરી ગયો બી હોય! તેનું નામ કાકા?"

"કાવલો—બાપા, મારી સગી બહેનનો પોરીયો! એનું નામબી ન દઉં અને એનાં કામો પણ યાદ ન કરૂં તેટલું સારૂ!"

"હોય, કાકા, હોય, એવા ખરાબ જવાનો ઘણી વેળા સારી સંગતમાં સુધરી જાય છે, માટે તમારે એમને માટે વધુ જાણ્યા વગર એમની ઉપર ખફા થવું નહીં જોઇએ!"

"અરે મુવો, એ કમબખ્ત! પાડોશીનાં કંઈ મરઘાં ચોરી ખાઇ જશે; ગરીબોને મારી તેમને લૂંટી લેશે; નવસારી સુરત જશે

સૌ દુકાનો ઉપરથી ચીજ ઝડપમાં કંઇક ઉઠાવી ગજવામાં સેરવી દેતો. પુરો બદમાસ ! અરે, છેલ્લે ઉલ્લે તો મારા પીછો જ કમબખ્તે તો એવો પકડયો કે રાંધણીમાંનાં વાસણો ચોરી તે વેચીને પૈસા હજમ કરી ગીયો. પેલા સચીનના મનચેરજી માખણવાલાનું સોનાનું ઘડીયાળ ચોર્યું તે મનાવવા પોલીસે માર મારી એવા તો પેટ ઉપર ડામ પાડયા કે કમબખ્તના પેટ ઉપર એનાં મરણ સુધી તે ડામ રહી જવાના જો ! "

" શું ? ખરી વાત ? કાકા, " આ મુશલમીન પોશાકમાં સજ્જ થયેલા જવાને સવાલ કર્યો અને જણાવ્યું: " મને તો લાગે છે કે તમો જુઠું બોલો છો. જુવો ત્યારે "—આમ કહી તે જવાને તુરંત પોતાના માથાં ઉપરથી દુપેટો કાઢી નાંખ્યો અને કાળી મખમલની ટોપી પેહેરી પોતાના કોટના બટન છોડી,સદરો ઉચકી મામાની આંખોમાં વધુ જણાવ્યું: " કયાં છે ! મારા ભોળા મામાજી, કયાં છે પેલા ડામ ! કેમ, તમો તમારા ભાણેજા કાવસાને નહીં ઓળખતા શું ! હવે તો એ તદન સુધરી ગયોછ,—સમજ્યા કે ? મામાજી, તમારા બદમાસ કાવસામાં હવે ફેરફાર થઈ ગયોછ. "

ભીખાજી પોતાના ભાણેજને હવે પિછાની સજ્જડ રીતે છક થઇ કાવસા તરફ પ્રેમની નજરે જોતાં ઉભા રહ્યા. પછી ભીખા-બાઇએ કાવસાને કોટી કરી કહ્યું,–"બાપા કાવસ, માફ કરજે. મેં તારે માટે ઘણા ખરાબ બોલો કહ્યાછ, હું ખુશી છું કે તું સુધરી ગયોછ,–પણ એ તારા ડામ તો દેખાતાજ નહીં તેનું શું કારણ ?"

"અરે મામાજી, એ તો તદન ખોટો ગામ–ગપાટો ઉડયો હતો કે આપણા ગામના પ્રેમાનંદ પટેલે મને મારીને પેટ ઉપર ડામ દીધા હતા. પ્રેમાનંદ બાપડો મારેથી ધ્રુજતો હતો તે ડામ તે શું દેઇ મરે ! લોકોમાં બીહક પેસારવા પ્રેમાનંદે એવી ખોટી ગુમ ઉરાડેલી કે જેથી કોઇ ફરીથી ગામમાં ખીસાં કાતરવાની હીંમત કરે નહીં. એ દિવસો તો પસાર થયા, મામાજી અને હવે હું તો સુધરી ગયોછ."

"ચાલ, કાવસ બાપા, અંદર આવ. એ દાઢી કાંય [illegible] વધારી દીધી હેસેજો ? કાલે હજામ આવેને બોડાવી નાંખજે, બાપા."

"વાર, મામાજી" કાવસે ટુંકમાં જણાવ્યું. ભીખાજીએ પોતાના એક વખતના માન–ભુલા ભાણેજને આવકાર આપી અંદર બોલાવ્યો અને પોતાના પાંચ છ ઉતારૂઓ સાથ કાવસની ઓળખ કરાવી. થોડીક પળ પછી ભીખાજીનો બુઢ્ઢો નોકર સુલેમાન જે કાવસજીને સારી રીતે પિછાનતો હતો તે ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો:—

"હો હો ! કાવસ શેઠ, તમને ઘણા વર્ષ પછી જોઈને હું ઘણો ખુશી થયો છું."

"કેમ, સુલેમાન, કેમ છે ? કંઈ, ગામ-ગપાટા ?" કાવસે સવાલ કર્યો.

"ખુશીમાં છું,—શેઠ, મારા ભીખા શેઠની નોકરીમાં હું સુખી છું."

"અરે પણ આપણા ગામની શું ખબર ?" કાવસે ફરી સવાલ કર્યો.

"તમો અહીંથી ચાલી ગયા પછી ગામમાં તો બધે સુમ-સામ; ફક્ત પેલા કુંવર હોલમાંજ ગડબડ સડબડ અને ધુમ-ધામ."

"શું ? ત્યાં હજી ભુતોની વસ્તી છે શું ?" કાવસે પુછ્યું "અરે શેઠ હવે ભુત-બુત કોઈ નથી. હવે તો એ હોલમાં પરીઆંઓ ઉડે છે, પરીઆંઓ ! અને એ હુરીઓ માટે તો ઠાઠ-માઠ ચાલી રહ્યો છે."

"કેમ, સુલેમાન, તેં વળી તારાં ટાહેલાં ચલાવ્યાં કે ?" ભીખાજીબા વચમાં બોલી ઉઠયા.

"મામાજી, જરા સુલેમાનની વાતો ઘણે વર્ષે તો સમજવા દો," કાવસે અરજ કીધી.

"હા, પણ એ મોટે મોટે બુમો મારી વાત કરેછ તે મને પસંદ નથી. આએ બિચારા ભલા જાંહગીરજી શેઠ મુંગા મુંગા 'ન્યુસપેપર' વાંચેછ તેવણુને ખલલ થતી હોશે !"

"નહીં, નહીં, ભીખા શેઠ, કંઈ નહીં," જાંહગીરજી જેવણુ એક બાંગેલી ઇઝીચેર ઉપર બેસી "જામે-જમશેદ" વાંચતા હતા તેમણે પત્રમાંથી ડોકયું બહાર કાઢી જણાવ્યું, "ભીખાજી શેઠ, જરાએ ખલલ થતી નથી, તમે સુલેમાનને વાત કરવા દો, મને એ કુંવર હોલની વાત સમજવા ગમે છે."

"અહં ! પણ સુલેમાન એ પરીઓ આવીછ કયાંથી ? આકાશમાંથી કુદી પડીછ શું ?" કાવસે સવાલ કર્યો.

"કોણ જાણે કયાંથી આવી છે ? આપણા ગામમાં એવી બુમ ઉડી રહી છે કે આ કુંવર હોલ સુરતના એક પૈસાદાર પારસીએ ખરીદયો છે અને ત્યાં એક રૂપાળી હિંદુબાઈ રહી ગયા-બાદી હવે કોઈ પારસી બાઈ ત્યાં આવી છે."

"શું ? તે પારસી બાઇ હજી ત્યાં રહે છે ?" જાંહગીરજી શેઠે સવાલ કર્યો.

"હારે સાહેબ; બધા પહેરેગીરોની વળી ચાંપતી ચેખરેખ હેઠળ તેણી રહે છે," સુલેમાને ઉત્તર વાળ્યો.

" સુલેમાન, તારા જેવા ધરડા અને ખખરી વખરી ગયેલા ચોકીદારો ત્યાં હશે ! " બીજા ઉતારૂ રૂવનજી રખાડીએ તપકીર સુંધતાં સુધતાં ટકોર કીધી, અને જાંહગીરજીએ બીજો સવાલ કર્યો:

" શું આ સઘળી ખરી વાત છે ? "

" હારે સાહેબ ! "

" મને તો લાગે છે સુલેમાન કે તેં રસ્તામાં કુંવર હોલ, પેલી પારસણ બાઇ અને પહેરેગીરો જોયાં હશે, " કાવશે જણાવ્યું.

" શું ઉકક ! હું ખોટી વાત કરૂં છ ? " સુલેમાને પુછયું અને પછી કહ્યું: " કાવસ શેઠ, પેલો તમારો જુનો દોસ્ત ફ્રેજુ જે બડો લુચ્ચો પોશાગીર સુવોછ, તેની દેખરેખ હેઠળ આ કુંવર હોલ અને પેલી પારસણ બાઇ છે. જો હું કુંવર હોલને રસ્તે જાઉં તો ખચ્ચીત ફ્રેજુ મારૂં ડોકું છટકાવી કાઢે હો ! એ કંઇ ભલા આદમીનો પેરચો છે ? "

" કોણ ! ફ્રેજુ ? હો ! હો ! હો ! તેનાથી તું બીહે છે ? " કાવસે સવાલ કર્યો અને સુલેમાન જવાબ આપે તે અગાઉ જાંહગીરજીએ બીજો સવાલ પુછયો: " પણ હું એમ પુછું કે એ પારસી બાઇ કયાંથી આવી છે તેની કંઇ તમને ખબર છે ? "

" લોકો તો કહે છ કે સુરતથી આવી છ, " સુલેમાને તુરત જવાબ આપ્યો. પણ ભીખાજી શેઠ વચમાં બોલી ઉઠયા, " નારે બાપા, સુરતથી નથી આવી. એ તો ભરૂચ કે અંકલેશ્વરથી આવી છ એમ મેં ફ્રેજુને મોંઢેથી એક દિવસે સાંભળ્યું હતું. "

" હોય, ખરૂં હોય ! " જાંહગીરજી શેઠે ટુંકમાં જવાબ આપ્યો અને પછી પુછયું, "સુલેમાન, આ બાઇને જોવાની તક તમને મળી છે કે ? "

" નહીં રે, સાહેબ, જોઉં કયાંથી ? જો જોવા જાઉં તો પેલો કમબખ્ત અફીણી ફ્રેજુ મારાં હાડકાં પાંસળાં રંગી નાખે ! "

" વાહરે બુઢ્ઢા ! "કાવસે જણાવ્યું " જવાનીમાં તો તું બહાદુરી દેખાડી ભલા ભલાઓને જેર કરતો હતો અને હવે હીચકારાપણું કેમ આવ્યું ? "

" કાવસ શેઠ, જુવાનીની વાત જુદી હતી. હવે ધડપણ આવ્યું એટલે બહાદુરી હવામાં ઉડી ગઇછ, અને જે જોર અને જોમ હતું તે તો હવે સદાનું ગુમ થયુંછ. કાવસ શેઠ, તમો ખોટી શેખિયારી કરો છો, પણ શેઠ, તમો ફ્રેજુને નહીં પુગો હો ! "

" અરે બેસ, બેસ, બુઢ્ઢા બેસ ! ફ્રેજુ જેવા સતરને તો ખીસામાં ઘાલીને ફરૂં, " કાવસે ક્રમાગ્નિ કહ્યું.

"ત્યારે હીંમત હોય અને ટાંટીયામાં જોર હોય તો કાલે કુંવર હોલમાં જઇ આવો અને પછી તમારી બડાઈ હાંકજો," સુલેમાને જણાવ્યું.

"હા! ઘણી ખુશીથી. પણ સુલેમાન, ત્યાં અમસ્તો જઇને આવું કે ફેજુને મળી ભેટી એ અરીણીને અરીણની ગોટી અફડાવીને આવું?" કાવસે પુછ્યું.

"જો હીંમત હોય અને કમ્મરનો કાંઠો મજબુત હોય તો જજો, શેઠ," સુલેમાને ટૂંકામાં ઉત્તર વાળ્યો ત્યારે કાવસજી શેઠ હું પણ તમારી સાથે આવું તો કંઇ વાંધો છે?" જાંહગીરજીએ સવાલ કર્યો.

જવા દો ની, બાવા, સુલેમાન કહેશે કે કાવસની છાતીનાં પાટીયાં ઢીલાં થયાં તેથી સાથે મદદગારને લઇ જવા માંગેછ. હું જવાનો અને ફર જવાનો અને તમો આવતી કાલે નહીં આવો તો સારૂં!"

"નહીં, મારે તો એ હૉલ જોવો છે. એટલે તમો સાથે લઇ જવો તો હું ઉપકારી થઇશ," જાંહગીરજીએ અરજ કીધી.

"જાવો, બન્ને શેઠો સાથે જાવો તો સારૂ! પણ ફેજુ સાથ ખટપટમાં ઉતરતા ના હો!." સુલેમાને સલાહ આપી.

ભીખા કાકાની એલ્તેમાસ ઉપરથી તેઓએ કુંવર હોલ વિષેની વધુ વાતો કરવાનું બંધ કીધું અને "ખીચડી–કલાક" થયેલો હોવાથી પેટની પુંજા કરવા માટે તેઓનું સર્વે આગળા ઓરડામાંથી જમવાના ઓરડામાં ગયા.



## પ્રકરણ ૨ જુ.

## કુંવર હોલ.

બપોર પછી કુંવર હોલને લગતી કશી વાત ધર્મશાળામાં પાછી થઇ નહોતી, રાત્રે જમતી વેળા જાંહગીરજી શેઠે કુંવર હોલની તપાસ લેવા માટે અને સહવારમાં તેમને સાથે લઇ જવા માટે કાવસને સંભારી રાખવા વિનંતિ કીધી હતી.

કાવસભાઇઓ આગળે દિવસે તાડી સેહેજ વધુ પીધી હતી, એટલે તેઓ જલદી ઉઠી શકયા ન હોતા.

"કેમ, ભીખાજી શેઠ, તમારા બાણેજ ઉઠયા કે?" જાંહગીરજીએ સહવારના ભીખાકાકાને પુછ્યું.

"હા, ઉઠયા છે. જરા, બાપાએ તાડી ગઇ રાત્રે વધુ લીધી'તી તે મોડે સુધી સુઇ રહ્યા હતા. મેં જગાડયા ત્યારે ચોંકીને ઉઠયા છે—પણ જોવની, બાપા જાંહગીરજી, મારે તમને ખાનગીમાં કહેવું જોઇએ કે એને વધુ કાહું નહીં આપો તો સારૂં! જો કે એ

-મારો સગો છે, મારી સગી બેહનનો દીકરો છે, પણ મને કહ્યા વિના નહીં ચાલતું કે એ પોરયો બદમાસનો બદમાસ, ચોરનો ચોર, જુગારીનો જુગારી અને પોશાગીરનો પોશાગીર છે. માટે તમો શેઠને ચેતવેલા સારા! ઉતાવળા થતા ના, બાવા. નાસ્તો લઇનેજ જજો."

"ભીખાજી શેઠ કાવસજીથી હું ચેતીને ચાલીશ; તમારે કશી ફીકર રાખવી નહીં." જાંહગીરજી શેઠે ખાત્રી આપી જણાવ્યું અને તેવણુ નાસ્તો લેવા બેઠા. થોડીક પળ પછી કાવલો ઠાઠમાઠ કરી ફાંકડો બની ત્યાં આવી પહોંચ્યો.

"હો, સાહેબજી!" જાંહગીરજી શેઠ, કેમ તૈયાર છો કે? શેઠ, ખુદાનું નામ ઝબાં ઉપર લઇને આવજો અને કેજુ સાથ કંઇ ઝપા-ઝપી થાય તો કમ્મર ટાઇટ રાખશો કેની? શેઠ."

"તે વખતે થઇ રહેશે, કાવસજી બા, તમે કયાં કમતી પો? હું ધારૂં છું કે તમારા જેવા પહેલવાન ત્રણ પેજુને પુરા પડે," જહાંગીરજીએ કાવલાને છાપરે ચઢાવી જણાવ્યું.

"હા, એમ છે ખરૂં," કાવલાએ હસીને ટુંકમાં પતાવ્યું, અને તેણે ભીખામામાને પુછીને ચાહના પ્યાલાને બદલે તાડીનું બડીયું હાથમાં લીધું, નાસ્તો કરવાનું મુલતવી રાખી તેણે આશરે દોઢ-એક બાટલી જેટલી તાડી પેટમાં હોમાવી દીધી. જાંહગીરજી શેઠ અને કાવલો હવે કુંવર હોલ તરફ જવા માટે ધર્મશાળામાંથી બહાર નીકળ્યા, અને થોડેક છેટે ગયા પછી કાવલાએ વાત શરૂ કીધી! "જાંહગીરજી શેઠ, એ કુંવર હોલ કોણુનો છે, તે તમને ખબર છે?"

"નહીં, કાવસજીબા, નથી ખબર," જાંહગીરજીએ કહ્યુ "શું તમને ખબર નથી? સુલેમાને તમને નહીં કહેલું? એ તો પેલા સુરતવાલા કોઇ લીમજી શેઠની માલેકીનો છે. સુલેમાને મને ગઈ રાત્રે કહ્યું કે આ લીમજી શેઠની ચાલ-ચલણ ખરાબ છે અને તે પાપી સંગતમાં રહેવાથી બદીઓમાં ફસેલો જવાન છે."

"હશે, મને તેની ખબર નથી, પણ હું એમ પુછું કે પેજુ જે આ કુંવર હોલનો રખેવાલ છે તે શું રાત અને દિવસ ત્યાંજ પડી રહે છે?"

"આ સવાલ પુછવાનું કંઇ કારણ? જાંહગીરજી શેઠ," કાવલાએ ખોલાસો માંગ્યો.

"કારણ કંઇજ નહીં;" જાંહગીરજી બોલ્યા, "હું તો અમસ્થો પુછુ છું કે એ પડીયો પાથરીયો ત્યાંજ રહે છે કે?"

"હા,-પણ જાંહગીરજી શેઠ હું એમ પુછું કે તમો કેમ મારી સાથે આવા બદમાસને ભેટવા તૈયાર થયા છો?"

"આ કુંવર હોલ જોવાને ફક્ત મારી જીગ્નાસા ઉશ્કેરાઇ છે," જાંહગીરજીએ જવાબ આપ્યો.

"હું નહીં માનું, શેઠ, તમો ગમે તો મારા ભોળા બીખામામાને એમ સમજાવો, પણ હું તો નહી માનું કે તમે કંઇપણ કારણ વગર આ હોલ તરફ મારી સાથે આવવાને તૈયાર થાવો."

"ખચીત, કાવસજી બા, મને જુનાં ખંડીયરો જોવાનો શોખ છે તથા નવી જાગ્રીતી ઇમારતો પણ જોવાનો :અભખરો છે અને તે કારણને લીધેજ હું આજે તમારી સાથે આવું છું."

"હવે તમારાં ખંડીયર-ખંડીયર તમારી પાસેજ રહેવા દેવોજી, તમો મને નહીં બનાવશો હે કે ? જાંહગીરજી શેઠ." કાવસે દમામ-માંજ જણાવ્યું અને જાંહગીરજી શેઠે ધીમે સાદે કહ્યું;

"જોવ, કાવસજી બા,—મારે—મારે તમને ખરું કહેવું જોઇએ; પણ તમો સોગંદ ઉપર મને કહો કે હું જે ખાનગી વાત તમને હમણા કહું તે હાલ તમોએ તમારાં અંતકરણમાંજ કોતરી રાખવી."

'અલબત્ત, મારી દાઢીના સોગંદ ખાઇને કહુંછ કે"—કાવસો રમુજમાં બોલવા જતો હતો પણ જાંહગીરજી શેઠ ગંભીર થઇ વચમાં બોલ્યા:—

કાવસજી બા, આ કંઇ હસવાની વાત નથી. તમો મારું સાંભળશો ત્યારે ખચ્ચીત તમો દલગીર થશો."

"જો એમજ હોય તો હું તમને વચન આપું :અને સોગંદ ખાઇ કહું છું કે તમારી ખાનગી વાત હું હાલ કોઇને કહીશ નહીં."

"જોવ, કાવસજી, વાત એમ છે કે આ બદફેલ લીનજી શેઠનું નામ મેં સાંભળ્યું છે. તમો જણાવો છો તેમ તે ઇશ્ક બાજીમાં ફસેલો એક પાપી જવાન છે. પૈસાના જોરે તે અનેક કુકર્મો કરતો ફરે છે. બણીક નિર્દોષ સ્ત્રીઓને તેણે ફસાવી છે, જે સુંદર બાઇ વિષે સુલેમાન કહેતો હતો તે મારી અતલગની સગી છે અને તેણીને આ પાપી પંજામાંથી છોડાવવા માટેજ હું આજ મહિનાઓ થયા મથ્યો છું. તમારા મામાજીની ધર્મશાળામાં આએ બીજી વેળા હું આવ્યો છું. પહેલી વખતે મને નિષ્ફળતા મળી, પણ આ બીજી વેળા હું મક્કમ નિશ્ચયથી અહીં આવ્યો છું. મારાં સારાં ભાગ્યે તમો મને મળી ગયા છો, અને હવે કંઇ પણ યુક્તિઓથી તેણીને અહીંથી છોડવવાને હું ભાગ્યશાળી થાઉ એવું ઇચ્છું છું," જાંહગીરજીએ શોકાતુર બની ઉપર પ્રમાણે જણાવ્યું.

"ખચ્ચીત આ સંભળી હું દલગીર છું," કાવસાએ કહ્યું, "અને તમો જેવા ભલા ગ્રહસ્થને આવાં ભલાં કામમાં મદદ કરવા હું તૈયાર છું."

"હું ખુશી છું કે તમો જેવા મારી મદદે છો," જહાંગીરજીએ જણાવ્યું.

"જાંહગીરજી શેઠ, હું અગાઉ ગમે તેવો બદમાસ અને લુચ્ચો હતો, પણ સોગંદ ખાઇ કહુંછ કે હું આવી બદીમાં ફસેલો નહોતો-જાંહગીરજી શેઠ, કેટલાક મુર્ખ પૈસાદારો પોતાનાં જરનાં જોરે આવી બદફેલીના ફંદામાં ફસેલા રહે છેજ. વારૂ, પણ તમો કઇ યુક્તિથી તમારી આ સગીને છોડવવા ધારો છો ?"

"હું હમણા કંઇ કહી શકતો નથી, કાવસજી બા. આપણે આ કુંવર-હોલમાં જઇએ અને પહેલ્લે જરા રાહઘાટ તો જોઇએ !"

"ત્યાં જવું જરા કઠણ તો છે," કાવલાએ કહ્યું, "પણ જો અફીણી ફૈજુ મળી જાય તો પછી કંઇ રસ્તો શોધીયે ખરા ! હા,-પણ મેં ભુલ કીધી; થોડીક બીડીઓ અને થોડુંક અફીણ લીધું નહીં; જાંહગીરજી શેઠ, ફૈજુ માટે આ ચીજો લેવી જોઇએ. જરા તમો પા કલાક અહીં ઉભા રહો તો હું દોડતો જઇને તે લઇ આઉં!"

ઠીક, લઇ આવો ત્યારે, અને લેવો આએ પૈસા, કાવસજી બા," જાંહગીરજીએ પોતાનો ગજવામાં હાથ ઘાલીને રૂપિયો કાઢયો પણ કાવલાએ તે લેવા ના પાડી અને ઝડપી પગલે તેણે બજાર તરફ ચાલવા માંડ્યું.

કુંવર હોલ ધર્મશાળાથી આશરે બે માઇલ દૂર મરોલી ગામ નજદીક આવ્યો હતો. આ મેહેલ પહેલ્લે બીસમાર હાલતમાં હતો પણ તે નવા માલેકના હાથમાં આવ્યા પછી એક રોકનદાર અને ભવ્ય મેહેલમાં ફેરવાઇ ગયો હતો. આ મેહેલની આસપાસનો ફરતો કમ્પાઉન્ડ ગંજાવર હતો અને તે કમ્પાઉન્ડ માળીની દરકાર વગર વેરાન જંગલ જેવો દીસતો હતો. મેહેલની નજદીકમાંજ એક સુંદર નાનો બાગ બનાવવામાં આવ્યો હતો જ્યાં ગુલાબ, મોગરા, ચંપેલી અને ગલગોટાનાં ઝાડો સઘળે પમરાટ ફેલાવતાં હતાં. આ મેહેલના કમ્પા-ઉન્ડમાં દાખલ થવા માટે લાકડાંનો એક મોટો દરવાજો હતો જે ખુદ મેહેલથી આશરે પા માઇલ જેટલો દુર હતો. કમ્પાઉન્ડની આસપાસ ફરતી દિવાલ હતી જે અહીં તહીં ભાંગી ગયેલી હાલતમાં જણાતી હતી. આ દરવાજા ઉપર એક દુબરાને પેહેરેગીર તરીકે રાખવામાં આવ્યો હતો જે પોતાનાં નાનાં કુટુંબ સાથ દરવાજા નજદીકનાં ઝુપડામાં રહેતો હતો, આ મેહેલના કમ્પાઉન્ડના દરવાજા-માંજ કોઇને પણ દાખલ થવું જસ મુશ્કેલ હતું, કારણ કે દુબરો ચોકીવાળો ભેજાંનો સહેજ ચસકેલ હતો અને મિજાજનો જરા ખાજી હતો.

કાવલો બીડી અને અફીણ લેવા ગયો ત્યારે જાંહગીરજી શેઠ આ કુંવર હોલના વિચારમાંજ આશરે અરધો કલાક ખોટી થતા ઉભા રહ્યા. કાવલો આખરે આવી પહોંચ્યો અને તેઓ બંન્ને ઝડપી પગલે આગળ ચાલ્યા. તેઓ ફેજુ વિષેની વાતો કરતા આખરે કમ્પાઉન્ડના દરવાજા નજદીક પાધરા આવી પહોંચ્યા અને અક્કડબાજ બનેલા કાવલાએ પોતાનો રોફ પ્રકટ કર્યો. તેણે દરવાજા ઉપર પોતાની લાકડી જોશથી અફાળી પુછ્યું: " દરવાજા ઉપર કોઇ છે કે? અઇ દરવાજો ઉઘાડ:—કોઇ છે કે? "

"કોણ છે?" દુબરા ચોકીદારે ઝુપડાંમાં બેસીનેજ સવાલ કર્યો.

" કાકો તારો!" કાવલાએ પોતાની સભ્યતા દેખાડી. પેલો દુબરો ફફડતો–ચટકતો ઝુપડા બહાર નીકળ્યો અને તેણે દરવાજા ઉપર આવી પુછ્યું:—

" શું છે છેઠ? શું કામ છે?"

" ફેજુમીયાં છે કે? " કાવલાએ સવાલ પુછ્યો. "હા, છે, શું કામ છે?"

" અમારે એમને મળવું છે, માટે જલદી દરવાજો ઉઘાડ!" કાવલાએ ગુસ્સામાં કહ્યું.

" ઠીક છે, મારે હજી દળણું દળવું છે, " આમ કહી ઝુપડાં તરફ તે દુબરાએ જવા માંડયું.

" અરે ભાઇ, આમ આવ, બાપુ " જાંહગીરજીએ સભ્યતાથી તેને બોલાવ્યો " જરા સાંભળ તો ખરો!" આ મીઠા શબ્દો સાંભળી તે દુબરો પાછો ફર્યો અને બોલ્યો:—" શું છાંભલે? કોઇને અંદર જવાનો હુકમ નથી. "

" ઠીક બાપુ, હુકમ નથી તો ઠીક, પણ તું અહીં ફેજુમીયાંને બોલાવી તો લાવ," જાંહગીરજીએ ફરીથી કહ્યું.

" તે એ તમારો નોકર છે શું?" દુબરાએ રોકડું પરખાવ્યું.

" ના, ભઇ, ના, અમારો નોકર નથી. એ તો મારો જુનો દોસ્ત છે. તું એમને બોલાવી લાવ અને—જોની, બાપુ, આએ બીડીઓ લે, અહીં આવ લે, ભઇ લે આ" કાવલાએ હવે સમજાવીને કહ્યું અને તેના હાથમાં એક બે આની સેરવી દીધી.

આ દુબરો "ના, છેઠ, ના, છેઠ," બોલતો ગયો અને બીડીઓ હાથમાં લેતો ઉભો અને પછી તેણે જણાવ્યું, "ઠીક, ફેજુ શેઠને શું બોલાવી લાઉં છું."

થોડેક રસ્તે ગયો નહીં કે તે પાછો ફર્યો અને મોટે સાદ પુછવા લાગ્યો: " છેઠ તમારૂં નામ છું "? ભીખાભાઇનો કાવલો કાવલાએ જણાવ્યું! શું છેઠ કાવલાભાઇનો ભીખો?"

"નહીં નહીં ભીખાભાઇનો કાવલો, એમ બરાબર કહેજે," કાવલાએ બુમ પાડી કહ્યું અને દુબરો "ઠીક, છે, ઠીક છે, છેઠ" આમ બબડતો બબડતો દોડયો અને કાવલો તથા જાંહગીરજી શેઠ ત્યાં દરવાજા આગળજ થોભ્યા.



## પ્રકરણ ૩ જું.

### કુંવર હોલનો પહેરેગીર.

આશરે પંદરેક મીનીટ પછી તે દુબરો ફ્રેજુમીયાં પહેરેગીર સાથ દરવાજા ઉપર આવી પહોંચ્યો. ફ્રેજુ મીયા આંગે મજબુત અને તાડ જેવો ઉંચો હતો, પણ તેનો ચેહરો કદરૂપો અને ધિક્કારવા જોગ જણાતો હતો. તે એક હાથે લાંબી લાકડી ફેરવતો ફેરવતો અને બીજે હાથે પોતાની દાઢી પસવારતો પસવારતો ત્યાં દરવાજા ઉપર આવી કાવલાને જોઇને સહેજ વિચારમાં પડયો અને બોલ્યોઃ—

"કેમ, શેઠો શું કામ છે?"

"કેમ, ફ્રેજુ તું મને નહીં ઓળખતો કે?" કાવલાએ તુરત જવાબ આપ્યો "તારો જાની દોસ્ત ભીખાભાઇનો કાવલો. કેમ ઓળખ્યો કે? જરા દરવાજો તો ઉઘાડ."

"હં હં, કાવલો, કાવલો! હો હો! ઘણે વર્ષે તું કયાંથી?

"જહાનમમાંથી! તું તારે દરવાજો તો ખોલાવ કે તુંને દાબી ચાંપીને ઘણે વર્ષે કોટી તો કરૂં!" દરવાજો ખોલવામાં આવ્યો અને કાવલાએ ફ્રેજુનો હાથ દાબીને જોશથી 'સેક–હેન્ડ' કીધી.

"કેમ, કંઇ કામ કાજ!" ફ્રેજુએ પૂછ્યું,

"જોની! ફ્રેજુ મેં આશા રાખી હતી કે તારી તરફથી મને સારો આવકાર મળશે પણ—

"આવકાર! તું ને વળી આવકાર કેવો! તું દુન્યાના દગલબાજને! ચૌટાના ચોરને! વાહરે વાહ, તુંને આવકાર કેવો!" કાવલો પુરેપુરૂં બોલે તે અગાઉ ફ્રેજુએ આ પ્રમાણે જણાવ્યું. આ સાંભળી કાવલો લાલચોળ બન્યો અને તે મિજાજ ખોહી હવે બોલ્યો; "પણ તું કોણ હતો અને હાલ વળી કેવો મુવોછ? મુંગો મર, બધુ ચોરનો ભાઇ ગંઠી–છોડ! આ શેઠના દેખતાં તારી ઠેક–ફજેતી કરાવવા માંગેછ શું?"

"ગરદન સાબુત રાખવી હોય તો સીધી વાત કર," ફ્રેજુએ પણ ગુસ્સામાં કહ્યું, "નહીં તો ભારી પડશે."

"જારે અફીણી છોકરી! તારા જેવાઓને તો ખીસામાં રાખીને ફરૂંછ!" કાવલાએ દમામમાં કહ્યું, "કમબખ્ત એક મરઘીની ગરદન મરડી શકતો નથી તો આએ કાવલાની ગરદન મરડવાનો છે!"

"કાવસજી વગર ફોગટની કાંય પંચાતી કરો છો?" આખરે જાંહગીરજી બોલ્યા, "તમારો જુનો દોસ્ત આવકાર આપે કે નહીં આપે, તો થયું શું? પણ તમો એકમેકની જુની સાકી-બાકી કાઢો છો તેમાં ફાયદો શું?"

"ઠીક કહ્યું, ઠીક કહ્યું!" અફીણી ફેજુમીયાંએ જણાવ્યું અને કાવલાએ પણ નરમાશથી કહ્યું:-

"દોસ્ત ફેજુ! તું મને નથી ઓળખતો? એ તો તાડીથી દુશ્મનાવટ વધી ગયેલી તે કંઇ કંઇ બકી જવાય! જેની હું ઘણે વર્ષે હેત ખાઇને તુંને મળવા આવ્યો તો તું એમ કેમ કરે છે?"

"અરે કંઇ નહીં કાવસ દોસ્ત, કંઇ નહીં, ચાલો મેહેલ તરફ તો આવો, પણ કાવલા, કોઇને મેહેલ તરફ લઇ જવાનો મને હુકમ નથી. જો! તું જેવા જુના દોસ્તને નહીં લઇ જાઉં તો કોનુને લઇ જાઉં વારૂ? આએ એવણુ શેઠ કોણ છે?"

"મારા મામાજીના જુના દોસ્ત છે," કાવલાએ ખોટું જણાવ્યું, "મુંબઇના વેપારી છે."

"ઠીક ચાલો, શેઠ, તમો પણ પધારો." ફેજુએ અરજ કીધી અને તેઓ ત્રણે ધીમે કદમે મેહેલ તરફ ચાલ્યા.

આ મેહેલનો વિશાળ ઓટલો અને તે ઉપર જવાની સીડીઓ ખચીત કોઇનું પણ ધ્યાન ખેંચે તેવાં હતાં, ઓટલા ઉપરના એક ખુણામાં ત્રણ અસલી ઢબ બાજઠો હતા અને બે હાથવાળી ખુરસીઓ જણાતી થોડીક હતી. સીડીઓની સામેજ મેહેલમાં દાખલ થવા માટેનો ગંજાવર મજબુત દરવાજો હતો અને તે દરવાજો હમેંશા અધો બંધ રહેતો હતો.

તેઓ ત્રણે ઓટલા ઉપર ચઢયા અને કાવલો તથા જાંહગીરજી બાજઠ ઉપર બેઠા અને કાવલાની પાસે ફેંજુમીયાં ગોઠવાઇ ગયા.

"ત્યારે તો તને અહીં ઠીક છે? ફેજુ," કાવલાએ વાત છેડી.

"હા, કાવલા, ઠીક છે તો ખરૂં! પાંચ વર્ષ થયાં ઠીક દાળ-રોટલો મળે છે અને કામકાજ કંઇ વધુ નથી. બસ રાત દિવસ ચોકીદારની નોકરી કરવાની! મારી છોકરી પણ અહીંજ નોકરી છે."

"શુક્રે ખુદા! તું સુખી થયો," કાવલાએ જણાવ્યું, "અને હું તો એવોજ અડીબાજ રહી ગયો, લે, દોસ્ત બીડી તો લે. જો, આએ બીડીઓ હું તારે માટે છેક રાજકોટથી લઇ આયોછ હું! પણ ફેજુ, હું એમ પુછું કે તારી અફીણની ગોટી હજી લે છે કે વારૂ?"

"ઓહ! તે નહીં લઉં તો બીજે દહાડે મરી જાઉં હો?" ફેજુએ પોતાનુ મત દર્શાવ્યું

"ત્યારે તારી આ ટેવ કદી ગઈ નહીં."

"અરે એ તે કંઈ જાય ?! 'ટાઢ જાય રૂએ અને આદત જાય મુવે'–એ કેહતીનો જોડનારો ખરો હો! એ તો હું મરીશ ત્યારે એ ટેવ સદંતર જતીજ રહેશે."

"લે, ત્યારે તારા માટે રાજકોટથી અફીણ પણ લાવ્યોછ. તુંને તો એ એવું ગમશે કે"–આમ કહી તેણે ગજવામાંથી અફીણ કાઢ્યું.

"જોઉં–જોઉં," ફેંજુ અધીરો બન્યો અને કાવલાએ જેવી તે ગોટી દેખાતી કે ફેંજુમીયાં તે ગરક કરી ગયા.

"શાબાશ! કાવલા, રાજકોટનું અફીણ! ફક્કડ! ખચ્ચીત લ્હેજતદાર," ફેંજુએ તે ખાઈને વખાણ કરવા માંડયા. "દોસ્ત, એટલું તે કંઈ ચાલે? લાવ્યો ત્યારે બરાબરજ લાવતે કેની ?"

"છે, છે, વધારે છે; ગભરા ના," કાવલાએ જણાવ્યું. તું તો હવે સુખી થયો પણ તું હવે મને સુખી નહીં કરે વારૂ ?"

"કેમ સુખી કરૂં ? બોલ દોસ્ત," ફેંજુમીયાંએ પુછ્યું.

"જોની, હવે ગામે–ગામ રખડતાં રઝળતાં તો કંટાળી ગયોછ, મને તો મારૂં **સચીન** પસંદ છે, ભાખામામા ધપે તો ધર્મશાળા ચલાઉં, પણ હમણા શું કરૂં ?" આટલું કહી કાવલાએ ફેંજુના કાનમાં ધીમેથી કહ્યું.



## પ્રકરણ ૪ થુ.

# કુંવર હોલની સુંદરી.

જાંહગીરજીને જ્યારે ફેંજુ મેલા હોલમાં લઈ ગયો ત્યારે તેવણ તે હોલની દીવાલ ઉપર ટાંગેલાં ચિત્રો ફરી ફરીને જોતા રહ્યા, પરંતુ એમનું મન શાંત નહોતું એમની નજર ચિત્રો અને છબીઓ ઉપર હતી, પણ એમના વિચારો આ મેહેલમાં રહેતી બાનુ માટે તેમના મગજમાંથી એકેક પછી પસાર થતા હતા. તેવણ એક ઠેકાણે પોતાનું ચિત્ત એકાગ્ર કરી ઉભા રહી શક્યા નહીં. તેમની જીજ્ઞાસા ઉસ્કેર્યાથી હોલની ઉત્તર બાજુના બારણા તરફ જવાની તેમને ઉલટ થઈ. તે બારણું ઉઘાડવાની તેમણે હળવેથી કોશેશ કીધી અને નસીબ સંજોગે તે તુરત ઉઘડયું, અને તેમણે સારા પોશાકમાં સજ થયેલી એક પારસી બાનુને પીઠેથી જોઇ, જેણી બીજા ઓરડામાંથી ઝડપી પગલે ચાલી જતી હતી. બારણાં નજદીક મૂકેલી એક ઇઝીચેર ઉપર જાંહગીરજી ચુપ–ચુપ બેસી ગયા અને પોતાનો મન સાથ નીચે પ્રમાણે બડબડવા મંડયા:—

"આ તારૂં ઘેર! હું, નાંજા ? પાપી દગલબાજોના પંજામાં પડી તું ખાનદાની છોકરી, અહીં શું કરે છે? તારી એક વખતની

માયા-મેહરબાની માટે હું તને એક વખત ચાહતો હતો પણ હવે હવે તારી બેવકુફ નાદાનીઅત અને કુકર્મી વર્તણુક માટે હું તને ધિક્કારૂં છું-પણ નહીં, મારે મારી સગીને ધિક્કારવી જોઇએ નહીં, ઓ નાઝાં ! હું તારી પુઠ છોડીશ નહીંજ, જો કે હવે પછી તું મારે મનથી કંઇજ નથી, તોયે હું તને તારા ફસાવનારના ફાંસામાંથી છોડાવીશ-હું તને તારા વહાલા પેદરના હાથમાં પાછી સોંપીશ, અરે, તારા ખુદાને એક વાર ફરીથી પિછાણુતાં હું તને શીખવીશ. અરે નાઝાં ! આ દોજખી દરબારમાં તું કેમ ધસડઇ આવી ? તને હુંજ—હું—હુંજ—"

જાંહગીરજી આગળ વધુ બડબડ કરે તેટલામાં ઓરડાની બાજુનું બારણું પાછું ઉઘડયું અને તેમના આ બોલવામાં ખલલ થઇ. તેમણે કીંમતી પોશાકજમાં સજ થલીયે આશરે બાવીશ વર્ષની રૂપાળી બાનુને અંદર દાખલ થતાં દીઠી. જાંહગીરજીએ તુરત આ બાઇને ઓળખી. તેવણે પહેલ્લે વિચાર કર્યો કે મોઢાં ઉપર રૂમાલ નાંખી પોતાનું મોઢું આ બાનુને દેખાડવું નહીં. એમ કરવાને તેવણે યત્ન કર્યો, પણ આ બાઇ ધસારાબંધ તેમની આગળ ધસી આવી અને તેમનાંમોઢાં ઉપરથી રૂમાલ ખસેડવાનો વિચાર કરતી બોલી "નહીં, નહીં, વહાલા લીમ, આજે વળી મારવાડણ માફક ઘુમટો તાણી શાના બેઠા જો ? તમે કયારે આવ્યા ? તમે સમજો કે હું ભરૂઇ એમું તે મારી આગળ નહીં ચાલે જો ! મેં તો તમને પકડી કાઢયા !" હવે તેણીએ રૂમાલ ખસેડયો.

"અફસોસ નાઝાં !" જાંહગીરજી ધીમા અને ગંભીર અવાજે બોલ્યા. આ અવાજ સાંભળી તેણી ચોંકી. જાંહગીરજીનો ચહેરો જોઇ આ બાનુનું રમતિયાળ હસ્મુખુ મુખ તદન બદલાઇ ગયું. તેણી ધ્રુજી અને પછવાડે હઠી. તેણી ફીકી ફચ થઇ ગઇ અને પોતાના ચહેરા ઉપર તેણીએ બન્ને હાથો મુકયા, અને જાંહગીરજી તુરત બોલ્યા:

"નાઝાં, બીહ ના-બહેન, નાઝાં, ગભરા ના." પોતાના સુંદર મોઢાં ઉપરથી નાજુક હાથો ખસેડી તેણી બોલી:—

"કોણ ? જાંહગીરજી ? અરે તમે કેમ અહીં આવવા પામ્યા ? હું તમારેથી શાની ગભરાવું ?-પણ તમે અહીં આવવાજ કેમપામ્યા ?"

"મને એ સવાલ પુછજ ના, નાઝાં, આએ શું તારૂં ઘેર ? તારો આ કહેવાતો મહેલ ! ઓ ખુદા ! આ બંધીખાનું એ તારો જાણીતો હોલ ! કેદખાનાં કરતાં પણ વધુ ભયંકર અને વધુ એકાંત જગ્યા તુંને વહાલી લાગે છે ?"

"હા, આ મારૂંજ ઘેર અને એવાં ઘેરમાંજ મને રહેવા ગમે છે, અને જ્યાં રહેવાની મારી મરજી હોય ત્યાં કોણ મને પુછનાર છે?"

"તારા વહાલા બુજરોગ પિતાજી! બીજું કોણ? તુટેલા જીગરનો દુઃખી ગમગીન બનેલો તારો પ્યારો કદરદાન બાપ! તારા બાવાજીએ મને તારી શોધમાં મોકલ્યોછ, જેવણ પોતાની હાલની ખરાબ માંદગી વખતે"—

"શું? મારા બાવાજી માંદા પડીઆછ?" તે બાનુએ ઇંતેજારીથી પુછ્યું.

"એટલો મંદો કે હવે વધુ વખત ગુમાવવો ફોકટનો છે. બહેન નાજાં, તૈયાર થાવો અને અહીંથી મારી સાથ ચાલો."

"જાંહગીર, હું નહીં આવી શકતી, મારે અહીંથી નહીં આવવું જોઇએ. આ જગ્યા છોડવાને હું હીંમત કરી શકુંજ નહીં. મારા બાવા આગળ પાછો તું જા અને કહે કે 'એક—બે દિવસમાં પરવાનગી લઇને આવી જાઇશ; પાછો જા, જાંહગીર, તું પાછો જા અને તેમને કહે કે હું સુખી અને તનદરૂસ્ત છું. એટલુંજ તું કહેશે અને મારા બાવાજી એમનું દુઃખ સઘળું વિસરી જશે. જા, ભાઇ જાંહગીર, જા— મેં તારૂં પણ દિલ દુખવ્યું છે અને તારા દિલમાં જે ઘા લાગ્યોછ તેના વિચારોજ મને હમણા ઘેલી બનાવે છે. તું જા, હવે જા."

"તું મારે માટે વાતજ ના કર," જાંહગીરજી શોકાતુર બની બોલ્યા. "હું કંઇ તુંને ઠપકો આપવા નથી આવ્યો, નાજાં. પણ હું તારી મદદે આવ્યો છું. તું અમારી આગળ કશું હવે છુપાવ ના. અમો જાણીએછ કે તું અહીં એક કેદીની માફક જીંદગી ગુજારે છે. ચાલ કમનસીબ ઠગાયેલી નાજાં, તું તારા બાવાજીને ત્યાં ચાલ. સઘળું વિસરી જવામાં આવશે; સઘળું માફ કરવામાં આવશે. તારી સાથની મારી થનારી સગાઇ તો હવામાં ઉડી ગઇ છે માટે તું ચાલ, મારૂં માની તું તારા બાવાજી આગળ ચાલ."

"મેં તમને કહ્યું કેની કે મને પરવાનગી મળશે કે જરૂર હું મારા બાવાજીને મળી જાઇસ, હા પરવાનગી મળે પછી વાત."

"કોણની પરવાનગી?" જાંહગીરજી આકળા અને કડક થઇ બોલ્યા. "કોણની? પેલા કાવત્રાંબાજ બદમાસની? એ નાપાકની કે જે દોસ્તીના છુપા વેશમાં ભટકી તારા વહાલા બાવાજીનાં ઘેરમાંથી તુંને ફુસલાવી લઇ ગયો તે કાફરની પરવાનગી?"

"જાંહગીર, તમો તમારી જબાન ઉપર કાબુ રાખો; એવું સખ્ત ના બોલો."

"શું? છકેલ બુરા માણસો પોતાના છટકાં ગોઠવી એક નિર્દોષ કુટુંબને દુઃખમાં ગીરફતાર કરે તેને માટે શું હું નહીં બોલું?" જાંહગીરજી ગુસ્સામાં વધુ બોલ્યા: "એવા કમબખ્તોના જીગરો શું

કીડાઓ કોતરી નહીં ખાતા ? નાઝાં, હું એક વારફરીથી કહું છું કે તારી આ પાપી કીચડવાળી જગ્યામાંથી તને બહાર કાઢવા હું અહીં આવ્યો છું, તેટલા માટે હું તને હવે હુકમ કરૂંછું કે તારા બુઢ્ઢા ગુજરેલ દુઃખી બાપને ખાતર મારી સાથ હમણા ચાલ." આટલું બોલી જાંહગીરજી ક્રોધાયમાન બની આ બાઇ આગળ ધસ્યા અને તેણીનો હાથ પકડવા ગયા અને આ બાનુએ તુરતજ બે ત્રણ ચીચીઆરીઓ જોરથી પાડી કે જે ચીચીઆરીઓના અવાજથી કાવલા અને ફેજુની વાતમાં હરકત નડી અને જેથી ફેજુ તથા કાવલો આ ઓરડા તરફ દોડી આવ્યા હતા.

ફેજુ ઓરડામાં દાખલ થતાં તુરત બોલ્યો:—" અરે એ શું મોહકાણુ ? એ અહીં ચીચીઆરીઓ શાની ? " પછી આ બાનુ તરફ જોઈ તે તેમને કહેવા લાગ્યો: " મહેરબાન બાઇ સાહેબ, તમો અહીં કેમ આવ્યાં ? જાઓ, તમારા ઓરડામાં, જાઓજી, નહીં તો જીવ સટોસટનો વખત આવશે. અને એ પારસી, તમો ગમે તેવા હોવ, પણ આ મેહેલમાંથી એકદમ બહાર જાઓ, કાવલા એમને બહાર કાઢ"

" ના, હું તો નહીં કાઢું ! મારા બાપનું ધેરછે શું ? " કાવલાએ જણાવ્યું, "પણ જાંહગીરજી શેઠ, એ શું કોહરાન મચાવ્યું ? મારા સાહેબ, કોઇની સાથે આવી પારકાના ઘેરમાં આ પ્રમાણે ગડબડ કરોછ ? તમે હવે અહીંથી જાવોજી. "

જાંહગીરજી ધસારાબંધ હોલમાંથી બહાર નીકળી ચાલી ગયા.

"મહેરબાન બાઇ સાહેબ" ફેજુ ફરીથી બોલ્યો, "તમો અહીંથી ચાલી અંદર જાઓજી. "

"તું કોણ મને હુકમ કરવા આયોછ," નાઝાંબાઇએ મિજાજમાં જવાબ આપી ત્યાંજ ઉભા રહેવાને દરસ્ત ધાર્યું.

જાહંગીરજી ઉતાવળે પગલે કમ્પાઉન્ડના મોટા દરવાજા નજદીક આવી પહોંચ્યા, દિલગીરી, ચિંતા અને ગુસ્સાની ધુંધમાં તેઓ રસ્તો ચુકી ગયા. ધોરી રસ્તા તરફ જવાને બદલે તેવણ આડા ફાટયા; સામે કાંટાની વાડ આવી, તેવણ ત્યાં થોભ્યા અને કયે રસ્તે જવું તે વિષે વિચાર કરતા ઉભા, આ વાડનો નાનો દરવાજો છેક દુર આવ્યો હતો જ્યાંથી એક હીંદુ નરને આવતાં જાંહગીરજીએ દીઠો, જાંહગીરજી તેની તરફ ચાલ્યા અને આ પુરૂષને જોઇ તેવણે અચંબામાં બુમ પાડી. "કોણ ? પેલો નાપાક અમદાવાદી વીઠ્ઠલ ! " અને આ હીંદુ આદમી બોલ્યો, "અરરરરર જાંહગીરજી ! " એક પળ પછી તેણે ડોળા કાઢી પુછયું:—

"અલ્યા મૂઢ, તનેઅહીં આવવાનું શું કારણુ ? "

"નાપાક, તારું શું અહીં કામ ?" જાંહગીરજીએ પણ ભવાં ચઢાવી તે હીંદુ તરફ જોઇને પુછ્યું, અને લાલચોળ બની તેવણ વધું બોલવા મંડયા; "એ પાપી ચંડાળ ! અઇ કાવત્રાંબાજ મુજી, હવે તુ શું કહેવા માંગે છે ? ઠીક સપડાયો; ચાલ સુર્યના છેલ્લા દર્શન કરી લે; તારૂં મોત હવે નજદીક આવ્યું છે." આટલું કહી જાંહગીરજી શેઠ એકદમ આ હીંદુ ઉપર ધસ્યા અને તેને બે-ચાર લપડાક અને મુક્કીઓ જોરથી લગાવી કાઢી. બાપડો હીંદુ જમીન દોસ્ત થઇ ધુળમાં આળોટયાં ખાવા મંડયો અને જેવા જાંહગીરજી હાથ ઉંચકી તે હીંદુને મારવા જતા હતા તેવામાં તેમના બંન્ને હાથો કોઇએ પછડેવાંથી પકડયાં.

"અરે બસ, બસ, શેઠ બસ, જવા દો," કાવલો જે ત્યાં દોડતો આવી પહોંચ્યો હતો તે જાંહગીરજીના હાથો પકડી બોલવા લાગ્યો. "એ પોત્યાંદાસ કોણુ મુવોછ ?—જવા દોરે, શેઠ જવા દો. ના મારો." "શું એ નાપાક સેતાનને જવા દઉં ? સુખી ઘેરનું સત્યાનાશ વાળનાર એ પાપીને મારી નાંખવો જોઇએ." જાંહગીરજી ખીજાઇને બોલ્યા, "તમે એ મુજીને નહીં ઓળખતા, બા."

"એ પોણીયાચંદ ! ચલ ઉઠ," કાવલાએ હાથ પકડી તે હીંદુને ઉઠાડયો અને પછી કહ્યું, ચાલ પૈસા કાઢ. નહીં તો આ શેઠ પાસ વધુ માર ખવરાવીશ. તું છે કોણુ ? કેમ પૈસા ઘણા ખખડેછ ? ચાલ જલદી કર."

"હેં ? ચીમ ? લુંટવા આવ્યો હશે ? પિંઢોરો છે શું ?" હીંદુએ હીંમત રાખી સવાલ કર્યો, અને કાવલાએ એક મુક્કી આ હીંદુના કાન ઉપર જોરથી લગાવી કાઢી.

"હેં હેં ! બાપુ મારશો મા, આલું છું. પૈસા આલું છું. ધીર ધર બાપુ,—ધીર ધર." આમ કહી બે રૂપિયા તથા થોડુંક પરચુરણ ખીસામાંથી કાઢી તેણે કાવલાને આપ્યાં.

"ચલ, નાહસ, ઉંધી પુછડીએ નાહસ પોત્યાંદાસ, નહીં તો આએ શેઠ મારી નાંખશે. દોડ, જલદી નીકળ અહીંથી !" કાવલો આટલું બોલી જાહંગીરજીને આંખ મારી બોલવા લાગ્યો. "તમો જવો શેઠ, જવા દો—શેઠ, એને માફ કરો અને જવા દો, મેહરબાન."

---

## પ્રકરણ ૫ મું.

## પ્રપંચીનું પત.

ફ્રેન્ચુ પેલી સુંદરી નાજાબાઇ સાથ હજી તકરાર કરતો ઉભો હતો અને તેની દરેક ધમકી તથા આજીજીની કશી દરકાર કર્યા વિના તે રૂપાળી બાનુ તેઓરડામાંજ ઉભી રહેલી હતી, એટલામાં દરવાજાં નજદીકથી સીસોટી વગાડવાનો અવાજ આવ્યો.

"આશો, બાઇ સાહેબ; શેઠ સાહેબ આવવાની નિશાની થઇ છે," જેન્તુ બોલ્યો, "અને મેહરબાન બાઇ સાહેબ, આ ગડબડ થઇછ તે માટે શું જવાબ આપું ? એ આ કાવલાનું નખ્ખોદ વળે તો સારૂં ! એ અહીં ક્યાં લાબે વખતે આવી મુવો ?"

"બસ, મુગો રહે, વધુ લવલવારો ના કર," તે બાઇ બોલી. "અને જો શેઠ આવતા હોય તો જઇને જલદી બારણું ઉઘાડ."

થોડીક પળ પછી તેણી બારણાં આગળ જતાં બડબડી–" મારા વહાલા લીમ !" પણ તેણી એકાએક નિરાશ બની બબડવા લાગી.

"છટ, મુવો એ ક્યાં અવદશા જેવો આવી ઉભો. મુવો એ તો વીઠુલ મુવોછ ! "

"બાઇ સાહેબ નાજાંબાઇ," આ હીંદુ દાખલ થઈ સલામ કરતો અને હાંપતો હુંપતો બોલ્યો,–"હાજી, એ–તો–અમદાવાદી વીઠુલદાસ આવી પહોંચ્યા છે. બાઇજી, પુર્વ દિશાએ વાદળાંનું ધોળું ધાબું દેખાય તો એમ સમજવું કે સુર્યનારાયણ બહાર દેખાવાની તૈયારીમાં છે."

" કેમ ત્યારે શેઠ આજ રાતે આવવાના છે કે?"નાજાંબાઇએ ખુશી થઈ પુછ્યું.

"હા, બાઇ સાહેબ, આજે સાંજે આવશે ખરા !" હં ! આવશે ! અહા ! કેવું મજેનું !" નાજાંબાઈ કંઇક વિચિત્ર લાગણી સાથ બોલ્યા. "ત્યારે તો મને–પુરેપુરૂં બોલ્યા વિના બારણું ઉઘાડી તેણીએ પોતાની આયાને બુમ પાડી બોલાવી; "ઝોરા, ઝોરા, આયા, મારા ઓરડામાં જલદી આવ."

ત્યાર પછી વીઠુલે પોતાની દગલીના ગજવામાંથી એક બિંદડી કાઢી કહ્યું:—

" બાઇ સાહેબ, શેઠે આ તમારે માટે મોકલ્યું છે, આ પાકિટ લેવોજી."

નાજાંબાઇએ તે 'પેકેટ' લીધું અને તેવણ બડબડયાં:–" મારા લીમ પોતે સાથેજ કાંય નહીં, લાવના હશે ? જો કાંઇ હોયછ તે એ મુવા સાથેજ મોકલી આપેછ !" આ પછી તેવણ પોતાના ઓરડામાં ગયાં અને આયા ઝોરા,–આશરે સત્તર વર્ષની કુમારીકા જે કેજ્જુદીન પહેરેગીરની છોકરીજ થતી હતી તે પોતાની શેઠાણી આગળ આવી પહોંચી. નાજાંબાઇના હુકમથી ઝોરાએ તે પેકટ ખોલ્યું અને નાજાંબાઇએ તે પેકેટમાંથી એક મોતીની " નેકલેસ " બહાર કાઢી.

" અહા ! બાઈ સાહેબ, " તે નેકલેસ તરફ ટગર ટગર જોયા પછી ઝોરા બોલી, "દીલ્લીના બાદશાહોની રાણીઓએ પણ આવી સુંદર માળા પહેરી નહીં હશે, અને એવી માળા તમો જેવાનાં રોનક–

દાર રૂપાળાં ગળાનેજ છાજે! ગધેડાની ઉપર જીન મુકી ઝુલથી શણગારી ગધેડાંને ભપકાદાર બનાવવામાં આવે તોયે તે કદરૂપું લાગે, તેમ બાઈજી, અમો જેવાનાં ગળાં ઉપર તો આવી માળા મુકવાથી અમો વધુ અને વધુ કદરૂપાં અને કઢંગાં લાગીએ."

"કેમ, ઝોરા તું આવી મજાની પુતળી જેવી છે ને તું શા માટે એમ કાંય બોલે છ?" નાજાંબાઈ બોલ્યાં, "ચલ, ઝોરા—જોની,આજે મારા લીમ આવવાના છે માટે સુવાનો ઓરડો બરાબર સાફસુફ રાખ. હું બી અહીં તહીં પડેલું બધું ગોઠવી દઉંછ!"

આટલું બોલી તેવણ પોતાને કામે વળગ્યાં.

\+ + + + ÷

"બાઈ સાહેબનો મિજાજ અને દમામ વધતો જાય છે હો!" અમદાવાદી વીઠ્ઠલદાસ—લીમજી શેઠનો માનીતો વિશ્વાસુ મહેતાજી અને કારભારી—બહાર નીકળી ફ્રેજુને કહેવા ઉભો.

"અરે મને તો જરાએ ગણકારતાં નહીં ને!" ફ્રેજુએ જણાવ્યું.

"પણ મેર માંકડા! વાંક તારો છે," વીઠ્ઠલ બોલ્યો, "તારામાં કળા હોય તો સર્વ કામ તું સ્હેલથી કરે. ભુત–ડાકણની વાતો કરી તેણીને ગભરાવી મારને! આ તરફ ઘોરો તો ઘણી છે તે કંઈએ કરી ખોટી રીતે તેણીને ભુત પિશાચ દેખાડને કે—"

"અરે એમ ના બોલો, વીઠ્ઠલદાસ શેઠ, એવી વાતો ના કરો. હું જીવતાથી બીહતો નથી, પણ મુવેલાં સાથ ચેરાં કાઢી હું મરવા માંગતો નથી. જોવની શેઠ, તે દિવસે મારો ભાણજો કબર આગળ બેસી હસવા મંડયો, તે બીજે દિવસથી માંદો પડયો!"

"મેર દોઢ ડાહ્યા, તારી વહેમી જીભ બંધ કર અને અહીં આવ." આમ કહી તે મેહેલના ઓટલા ઉપરથી ઉતરી મેહેલની સામે બાંધેલા નાના ઘરમાં વીઠ્ઠલ દાખલ થયો અને ફ્રેજુ તેની પુઠે ચાલ્યો. વીઠ્ઠલ પાઘડી કાઢતાં ફ્રેજુને પુછવા મંડયો; "અલ્યા, ફ્રેજુ, પેલો જાંહગીરજી આ તરફ ચીમ આવ્યો હતો?"

"કોણ? જાંહગીરજી? હું તો કોઈને નહીં ઓળખતો."

"અઈ અનાડી, નહીં ખબર? ઓલો નાજાંબાઈ સાથ પરણવાનો હતો તે!–એ આ તરફ આવ્યો તે તને નહીં ખબર? આમ સર્વેને અહીં બોલાવી કશું છાનું રાખી નહીં શકતો તે ચીમ ચાલશે?"

"અરે શેઠ, એ તો મારો જુનો દોસ્ત કાવલોઆવ્યો તો! એ તો આંપને નોકર જોઈએ છે તે મેં એને અહીં બોલાવ્યો તો! અલ્લાના નામથી કહુછ કે કાવલો ઘણો ચાલાક ને હીંમતવાન છે. ઇમાનથી! વીઠ્ઠલદાસ શેઠ, એ તમને ઘણો કામ લાગશે. ઉડાવગીર છે પણ ઘણો કામનો છે." અરીણી ફ્રેજુમીયાંએ કાવલા માટે સિફારસ કેરી.

"પણુ ફેજુ, મને તો નોકર અંતઃકરણુ વિનાનો જોઇએ; સંપૂર્ણ હૈયાફુટો જોઇએ !"

"અરે શેઠ, એને હૈયુંજ નથી ને ! આપ એને રાખી તો જુવો."

"પણુ એની સાથે બીજું કોઇ અહીં આવ્યું હતું ને ?" વીઠુલે સવાલ કર્યો.

" હા, હા, ખરી વાત કોઇ પારસી આવ્યા હતા ખરા પણુ—પણુ પપપણુ—વીઠુલદાસ શેઠ, તમો મોટા શેઠને નહીં કહો તો કહું."

" શું છે ? બોલને, આમ આકુળવ્યાકુળ ચીમ બની ગયો ? "

" નાજાં બાઈ સાથ કંઈ તકરાર થઈ હતી જો ! "

" અરરરર ! મુવા ઘુટા !—એ શું બોલી મરે છે, તેં ત્યારે કર્યું શું ? તને મહેલ તપાસવા ફોગટનો રાખ્યો હશે ? "

" અરે, ગભરાશો નહીં, શેઠ, બાઈ સાહેબે તો એને જોઇને જે ચીસ પાડી કે હું એ તુરત દોડી જઇ તેને લાત મારી મુક્કી લગાવી બહાર કાઢ્યો, એમ તો હું ખાંડ્યો નહીં જાઉં હં ! શેઠ," ફેજુએ ડંફાસ ચલાવી.

"ઠીક કર્યું ! ઠીક કર્યું ! પણુ ફેજુ આમ કરને ! " વીઠુલે કહ્યું. " તારી છોડીને કહીને બાઇ પાસથી આ જાંગીરજીની કંઇક ખબર મેળવ કે એ શા સારૂ અહીં આવ્યો હતો ! "

" ના, શેઠ ના, એમ તો બનેજ નહીં ! મારી છોકરીને આવાં કામમાં પડવા હું નહીં દઉં એ તો હું પોતે ગમે તે કરૂં, કારણુ કે હું તો જાણું છું કે અલ્લા પાક મારાં પાપો કાપી નાંખશે, હું ગમે તે પાપી પંજામાં ફસું, ખરાબીના ખાડામાં પડું, કારણકે મારામાં હુશિયારી છે,—નહીં વીઠુલદાસ શેઠ, મારાં ગરીબ બકરાંને આવી બાબદમાં હું પડવા નહીં દઉં."

" જા, જા, મુર્ખ ઢઠ્ઠા ! આમ ખોટી તકરાર શીદને કરે છે ? પણુ સાંભળ, ફેજુ, સાંભળ, મારે તો કાંઇએ કરી આ જાંગીરજીનો નિકાલ કાઢવો જોઇએ હં ! હું તો એને ધિક્કારૂં છું—એનો દેખાવ મને વિખ સમાન લાગે છે. આજે એ મને મારી નાખતે અને વૈકુંઠ અથવા નર્કનો રસ્તો દેખાડતે, પણુ ભગવાને કોઇ બીજા પારસીને મોકલ્યો જેણે મને આજે બચાવ્યો હો !

" કોણુ પારસી ? એ તો મારો દોસ્ત કાવસોજ હશે ! ઉંચો અને જરા જાડો જેવો હતોને ? " ફેજુએ પુછ્યું.

"હા, હા," વીઠુલે જણાવ્યું.

"ત્યારે શું ? કાવલાએ એની હીંમતનો પુરાવો તો આપને આપી દીધો. શેઠ, ત્યારે એને નોકરીએ રાખી લેવો."

"ઠીક જોઇશું, હમણા ચા તૈયાર કરાવ, ફેજુ."

ચા તૈયાર થયા પછી બંન્ને સાથે તે પીવા બેઠા; કારણ કે વીઠુલદાસ હીંદુ ધર્મ કેમ પાળવો સમજતા નહોતા. ચા પીતાં ફ્રેન્જુ દિલગીરી સાથ બોલ્યોઃ—

"વીઠુલદાસ શેઠ, ઇમાનથી કહુંછ કે બાઈ સાહેબ મારી ઉપર ગુસ્સે થયાં છે. એમની મરજી ઉપરાંત એમના ઓરડામાંજ રહેવા કહુંછ ત્યારે તો વાઘણ માફક છેડાયે છે."

"બેર બાયલા ! નારીથી ડરી ગયો ! હું તે બાઈ સાહેબને ઠેકાણે લાવીશ," વીઠુલે કહ્યું. "તું ડરીશ મા. હું દેખાડી આપીશ કે તેં જે સઘળું કર્યું છે તે એમનાં ભલાં અર્થેજ કર્યું છે."

"અરે પણ શેઠ, તમને પણ હવે ધિક્કારની નજરથી જુવે છે," ફ્રેન્જુ બોલ્યો.

"ના, ના, તું ભુલ્યો, ફ્રેન્જુ તું ભુલ્યો." વીઠુલે ગંભીર થઈ જણાવ્યું, "તેણી મારી તરફ માનની નજરથી જુવે છે અને તેમ કરવામાં તેણી બંધાયેલી છે.—આ નાજાંબાઈ—તેં પેલા પેસ્તનજીની છોડી, અને પેલા ભોળાભા જાંગીરજીની થનારી વહુને—તેણીનાં ઝુંપડાંમાંથી અહીં આ મેહેલમાં લાવનાર કોણ ? અરે ફ્રેન્જુ, એ હું પોતે. એ હું પોતે કે જેણે બાજીઓ ખેલી, યુક્તિઓ રચી આ રૂપસુંદરીને અહીં લાવવાને અકાગ મહેનત કરી હતી ! હું જાતે કે જે આજના દિવસ સુધી આ છોડીના કુટુંબની ગાળો ખાતો રહ્યો છું. આ બંન્ને આશુક માશુકનાં પ્રેમ પત્રિકા કયો કાસદ લઈ જતો હતો ? હું પોતે પેલા ગરીબ બુઢ્ઢાને અને પેલા જાંગીરજીને ખોટે રસ્તે દોરવનાર કોણ હું પોતે.—ફ્રેન્જુ, મારે આપ વડાઈ તો કરવી ન જોઇએ અને મને આપ વડાઈ પસંદ પણ નથી.–કવી કહી ગયો છે.

"બડો બડાઇ ન કરે, બડા ન બોલે બોલ,
હિરા મુખસે ના કહે, લાખ અમારા મોલ."

તેમ ફ્રેન્જુ, હું વધુ તો કહેતો નથી.–ટુંકમાંજ કહું તો હું પોતે વીઠુલદાસ કે જેણે કાંટાવાળી ઝાડીમાંથી આ મનોહર ગુલાબને ઉંચકી લાવી આ સુંદર બગિચામાં રાખ્યું છે. હા,–પણ,–ફ્રેન્જુ, એ ખુશી દરવાજો કોણ અફાળે છે ? જોને !–કોઇને અંદર આવવા દઇશ મા."

"અરે એ તો મારો દોસ્ત કાવસજી છે !" ફ્રેન્જુએ બહાર નીકળી જણાવ્યું.

"ઠીક, ત્યારે દુબરાને કહે કે એને અંદર આવવા દે; પણ હમણા એને મારી આગલ લાવીશ મા.

ફ્રેન્જુ બારણું ઉઘડાવવા ગયો અને વીઠુલદાસ વિચારમાં થોડીક પળ ઉભો. પોતાના બંન્ને હાથો કેડે રાખી આમ તેમ તે ઓરડામાં

ફરવા મંડયો અને પછી પોતાના મનના વિચારોનો ઉભરો નીચલા શબ્દોમાં ખાલી કરતો તે ઉભોઃ—

" ખચ્ચીત આ મુસલ્લો પણ જાણે છેઃ—ખરી વાત છે—હા, ખરી વાત છે કે નાજાંબાઈ મને ધિક્કારે છે. હા, હું મુર્ખો—મુર્ખો છું. મારે આ ધિક્કારનું વેર લેવું જોઇએ. એક વેળા એવો આવશે કે આ નાંજાબાઇને મારે ચરણે પડવું પડશે,—પડશે હા, પડશેજ!—ચીમ, આજ હું ગાંડો બન્યો છું—મારા શેઠની વહુ અને હું આજે એમના માટે શું વિચારૂં છું!—પણ પેલા જાંગીરજીનો જીવ ન લઉં તો આ અમદાવાદી વીઠુલ ન ગણાઉં! ઠીક—જોઇશું. "

આટલું બોલી તે ધ્રુજતે હોઠે અને ધડકતી છાતીએ બીજા ઓરડામાં મૂકેલી ઇઝીચેર ઉપર લાંબો થઈ પડયો.

---

## પ્રકરણ ૬ ઠું.

# પ્રીતમનો વિચાર.

" કુંવર—હોલ " બધા મળી છ ગંજાવર ઓરડાઓનો બન્યો હતો. બબરચી—ખાનું, તબેલા અને નોકરોની કોટડીઓ આ મેહેલની પછવાડે બાંધવામાં આવ્યાં હતાં, મેહેલની સામેની બાજુએ નાનું ઘેર હતું, જેમાં લીમજી શેઠનો કારભારી વીઠુલદાસ જ્યારે મરોલી ગામ આવતો ત્યારે ઉતારો લેતો હતો છ ઓરડાઓમાંનાં ચાર ઘણી સુંદર રીતે શણગારવામાં આવ્યા હતા. આગલા બે બિસમાર હાલતમાંજ હતા. વળી માળ ઉપર પણ છ ગંજાવર ઓરડાઓ હતા અને તે સહેજ સારી સ્થિતિમાં રહ્યા હતા. મુંબઇના ચાલાક કારીગરો નીચેના ચાર ઓરડાઓ દરૂસ્ત કરી શુશોભીત બનાવી ગયા હતા; આ એક વેળાની ખંડીએર હવેલીનો દેખાવ કંઇક અજબ રીતે હવે ફરી ગયો હતો, અને અંદરખાનેથી તે હોલ એક સુંદર મહેલ જેવો દીસતો હતો, મુંબઇના કુશળકારીગરો ચુપ—ચુપ કામ કરી વિદાય થયા હતા, જે વિદેની કશી ખબર બહાર પડે કેમ ? વીઠુલદાસ મહેતાજીનો કારભારી હતો એટલે પુછવું શું ?

વીઠુલદાસે આજ સાંજે આ ઓરડાઓમાં બબુકદાર રોશની કરવાનો હુકમ આપ્યો હતો, જેથી રાત્રે આ ઓરડાઓ ખરેખર એક રાજાના મહેલમાંના સુંદર ઓરડાઓ જેવા લાગતા હતા. રોશની એવી ઝળકી રહી હતી કે જો કુંવર—હોલની આસપાસ ઝાડો ન હતે તો તે રોશની દુર છેક અરધો માઇલ સુધી ઘણી સારી રીતે દેખાતે.

નીચલા શણગારેલા ચાર ઓરડાઓને બારણાં એવી રીતે કરવામાં આવ્યાં હતાં કે એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવાઇ શકાતું હતું.

પહેલા ઓરડામાં એક મોટી સીસમના લાકડાની ગોલ ટેબલ વચ્ચોવચ્ચ મૂકવામાં આવી હતી, જેની આસપાસ નાજુક સુંદર ખુરસીઓ ગોઠવવામાં આવી હતી, ચારે દિવાલો તરફ સોફાઓ જે શોભી રહ્યા હતા તે નકસીદાર કપડાંવાળી ગાદીઓથી શણગાર્યા હતા. મોટી આકર્ષક છબીઓ દિવાલ ઉપર ટાંગવામાં આવી હતી, અને એક રોનકદાર ચકચકિત ઝુમ્મર ઓરડાની વચમાં લટકતું હતું. આ ઓરડામાંથી તગ-તગ થતા સુંદર મોટા જમવાના ઓરડામાં જઇશકાતું હતું, તેમજ સુવાના ઓરડામાં પણ જવાતું હતું.

જમવાનો ઓરડો એવો ચળકી રહ્યો હતો કે જોનારની આંખને આંજી નાખે; આ ઓરડાનું ફરનીચર જેવું કીંમતી અને શોભાયમાન ફરનીચર કોઈ પણ દિવસ મરોલી કે સચીન ગામમાં આવ્યું નહોતું. જમવાની ટેબલ-લાંબી અને મજબુત-કેવી રમણિય દીસતી હતી! તેના ઉપર ભરતકામથી ભરપુર કપડું બિછાવવામાં આવ્યું હતું. કાચનાં વાસણો ઘણી અચ્છી રીતે ગોઠવવામાં આવ્યાં હતાં તથા બાગમાંનાં ફુલો બિલોરી 'ફ્લૉવર-વાઝ'માં ગોઠવી મૂકયાં હતાં, જેનો પમરાટ-આ ઓરડાને મઘમઘતો બનાવતો હતો.

ડ્રોઇંગ-રૂમ અને જમવાના ઓરડાની બાજુએ સુવાના બે ઓરડા હતા, જેમાં સીસમના બે પલંગો કોતરકામની કારીગરીનો ખ્યાલ આપતા હતા. અમદાવાદના ખાસ કસબી કારીગરોએ વીઠુલદાસની ફરમાસથી ઉંચી તરેહનું કોતરકામ આ પલંગો ઉપર દેખાડયું હતું. આ બંન્ને ઓરડાઓની જમીન ઉપર રંગબેરંગી ગલીચા એવા પાથર્યા હતા કે ગમે એવા મજબુત ચાલનારનાં ભારે પગલાંનો અવાજ જરા સંભળાય નહીં. દરેક પલંગ સામે એક નાની "ડ્રેસીંગ ટેબલ" હતી, જે ઉપર મોંઢ જોવાની આરસી ઓરડામાં દાખલ થનારનું પહેલ્લે ધ્યાન ખેંચતી હતી. વળી બે વોર્ડરોબ, બેઝીચેર અને ચાર નાની રંગીન ગાદીથી મઢેલી ખુરસીઓ ખચ્ચીત મનોહરતાના નમુના હતા.

પૈસાનો આટલો બધો ધુમાડો ફકત આ મેહેલની બાનુ નાઝ માટેજ કરવામાં આવ્યો હતો એમ ફેન્જુ પહેરેગીર હમેંશા બોલતો હતો.

આજ સાંજે નાઝ આ ઓરડામાંથી પેલા ઓરડામાં અને પેલા ઓરડામાંથી આ ઓરડામાં એમ વારંવાર ઝડપી પગલે ફર્યા કરતી હતી અને તેણીના વિચારો પોતાના પ્રિતમને રિઝવવાની રચનામાં ગુંથાયેલા હતા. પોતાના વહાલા લીમના પ્યાર માટે તેણી એક પળે વિચાર કરતી અને બીજી પળે પોતાની દાસી ઝોરાને કંઇ કંઇ સવાલ તેણી કરતી હતી.

"ઝોરા, આએ સઘળો ઠાઠમાઠ કોણુને ખાતર? સઘળો મારે ખાતર શું?—મારા લીમ હવે આવી લાગશે; મારે લીમનો કેટલો ઉપકાર માનવો જોઇએ?" નાજ્નંબાઇના આ સવાલો હતા.

"બાઈ સાહેબ, ખુદાનો ઉપકાર પહેલ્લે માનો, કારણ કે તેનાથીજ આ સઘળું છે. પણ બાઇસાહેબ તમે આમથી તેમ દોડયા કરો છો તે તમારા બધા સરખા હોરેલા બાલ વીખરાઈ જાય છે. બીબી ઝોરાએ જણાવ્યું.

"ખરૂં કહેછ, ઝોરા તું ખરૂં કહેછે." નાજાંબાઇએ કહ્યું. "ચાલ ત્યારે મારા બાલ પાછા ગોઠવી નાખ ને આએ સુયાબી બરાબર બેસી મૂક."

આમ કહી સુવાના ઓરડામાં તેવણુ ગયા અને એક ખુરશી ઉપર બેઠા, જ્યારે ઝોરા તેમના વાળ સરખા કરતી ઉભી રહી. આ વખતે નાજુક નાજાંનો સુંદર ચહેરો મનમોહક દીસતો હતો. તેણીની કાળી ચળકતી આખો તેજસ્વી નુર દેખાડતી હતી. ભવા અને આખના પાપણુ કાળા રંગના હોવાથી તેણીનો સફેદ ચહેરો ખુબ દીપી નીકળ્યો હતો. તેણીનું અણીયાળું નાક એક "ગ્રીશન" રૂપાળી છોડીના નાકને આબેહુબ મળતું આવતું હતું. તેણીના સફેદ ગાળોએ આમ તેમ દોડવાના સબબે હમણા રતાસ પકડ્યો હતો; તેણીના દાંતો પેલી મોતીના માળામાં જે દાણા હતા તેના કરતા વધુ સફેદ જણાતા હતા. ખરેખર આ મનોહર રમકડાને બે ઘડી નિહાળવું એ ગોયા બેહસ્તની હુરીને જોવા મિસાલ હતું. ઝોરા વાળ સરખા કરતી ઉભી હતી ત્યારે વળી નાજાંબાઇએ તેણીને સવાલો પુછ્યા.

"ઝોરા, ખોદાએ આપણુ સ્ત્રી જાતને શા સારૂંપેદા કર્યાં હશે કેવી કંટાળા ભરેલી આપણી જીંદગી?—પણુ આપણી હસ્તિ મરદો ખાતર છે. શું સ્ત્રી મરદના સુખ દુઃખની સાથી નથી? જ્યાં જ્યાં સ્ત્રી જાય છે ત્યાં ત્યાં સ્ત્રી સુખી થઇ બીજાને શું સુખી કરતી નથી? આફતમાં અને મુશ્કેલીમાં દિલાસો આપવાને તથા મરદોની સઘળી ચિંતા ઓછી કરી તેમને આનંદ આપવાને સ્ત્રી જન્મ લે છે એમ તું શું માનતી નથી?

"બાઇ સાહેબ, હા, હું માનું છું," ઝોરાએ નર્મતા પુર્વક જવાબ આપ્યો. "પણુ બાઈ સાહેબ, આ દુન્યામાં કેટલી સ્ત્રીઓ પોતાના ભલા ભરથારને સઘળી રીતે મદદ કરી રિઝવે છે? થોડી;—આ જમાનામાં ઘણીજ થોડી! પોતાના તાજ વગરના રાજાને કેવી રીતે ખુશી રાખવો તે થોડીક સ્ત્રીઓ બરાબર સમજતી હશે. કજીયા—કકાસના ખી રોપી, માઠા ફળો ઉત્પન્ન કરવાને સ્ત્રીઓ શું પોતાનો ભાગ

નથી ભવજતી? એવી ઘણી સ્ત્રીઓ હશે કે જેમણે મોટી મોટી આશાઓ બાંધી, કર્પીણુ કાવત્રા રચી, કંઈ અનેકનું નખોદ વાળ્યું હશે !"

"હા, ઝોરા, ખરી વાત, એવી થોડીક સ્ત્રીઓ દુન્યામાં હશે–ગરીબ વર્ગમાં, તેમજ તવંગર વર્ગમાં, અભણ વર્ગમાં તેમજ ભણેલા વર્ગમાં એવી થોડીક સ્ત્રીઓ હોય છે અને ઝોરા, ગામ ત્યાં ઢેડવાડો તો હોયજ !" નાજાંબાઇએ જણાવ્યું અને તેણી થોડી પળ ચુપ બેઠી, આ પછી તેવણી એકાએક દિલગીર બની બોલવા મંડીઃ ઝોરા, હમણા એક દુઃખી વિચારે મને દિલગીર કરી નાખીછ. અફસોસ! મારા બાવાજી ઘણા સીક છે તે તું જાણેછ?" નાજાબાઇની આંખોમાં આંસુઓ આવ્યાં; તેવણ વધુ બોલ્યાઃ મારે ખાતર તેવણનું હૈયું દુખી થઈ ગયુંછ અને માંદગીને બિછાને હમણા પડેલા છે. અરે ખુદા પણ કંઈ નહીં! હું એવણને ખુશી કરશ. મારા સુખ વિષે જાણી એવણ એકદમ તનદરૂસ્ત થઇ જશે." આટલું બોલી તેણીએ પોતાના આંસુઓ લુછ્યા, અને તેણીએ ઉમેર્યું; " મારે બી હવે એકદમ તૈયાર થવું જોઇએ. મારા લીમ હવે આવતાજ હશે!"

"હાજી" ઝોરાએ ટુંકમાં જવાબ આપ્યો.

"પણ ઝોરા, કમબખ્ત પેલા વીઠૂલને બોલવાની અહીં! ખરે–હું તો સહવારની વાત ભુલીજ ગઈ. એ આવ્યો ત્યારેજ તારા બાપ સાથ કંઈ ઘુસ–ઘુસ શું કરતો'તો, એને આગલા ઓરડામાં જરા બોલાવવાની, એને જરા પુછી જોઉં."

આ ચાલાક છોકરી બાઈના હુકમથી તુરત ગઈ અને મેહતાજી વીઠૂલદાસને બોલાવી લાવી. નાજાંબાઈ આગલા ઓરડામાં આવ્યા અને ઝોરાને ત્યાંથી થોડીક પળ ચાલી જવા કહી તેવણે વીઠૂલદાસને પુછ્યું:—

"કેમ, વીઠૂલદાસ કંઈ નવી જુની ખબર?" "અરે, બાઇજી, જુની ખબર શું કહું? જુની ખબર તો આપ જાણો છો અને નવી ખબર જે આજે સહવારે મને મળી છે તે આપની મરજી હોય તો કહું."

"કઇ ખબર?" નાજાંબાઇએ અધીરાઇથી પુછ્યું "પેલા જાંહગીરજી અહીં આવ્યા હતા, અને"–વીઠૂલ વધુ બોલવા જાય તેટલા નાજાં–બાઇએ પુછ્યું; "અહં! તે શું કહેવા માગોછ?"

"બાઈ સાહેબ, મને કશું લાગતું વળગતું નથી પણ મારા શેઠ જાણશે તો—"

"અને જાણશે તો શું થયું? મારા બાવાજી સીક છે તેની એ ખબર લાવ્યો તો!" નાજાંબાઇએ ભવા ચઢાવી કહ્યું.

"હેં આપના પિતાજી માંદા! એ શી વાત લાવ્યો? ગઇ કાલે અંક્લેશ્વરના સ્ટેશન ઉપર અમદાવાદથી મેલ ટ્રેનમાં આવ્યો ત્યારે મેં આપના પિતાજીને દીઠા હતા. માંદા પડ્યા તે કદાચ એકાએક હશે! મને લાગે છે કે આ જાંગીરજી કંઈ ખોટી વાત લાવ્યા હશે—અને આમ કરવાનું કારણ જાંગીરજીને છેને? એ આપનું રૂડું કદી ઇચ્છિતોજ નથી.'

"તમો જુઠું બોલતા હોવ એમ મને તો લાગેછ, અક્લેશ્વરના સ્ટેશન ઉપર હમણા મેલ ઉભોજ કયાં રહેછ?" નાજાંબાઇએ તિરસ્કારી નજરસાથ જવાબ આપ્યો, "અને તમો જાંહગીરજી સારૂ એમ કાંય બોલોછ? એવણના જેવા ગરીબ, ભોળાને માયાળુ દુન્યામાં થોડાજ હશે તે તમો જાણોછ કે"?

"એઅદબી માફ છે, બાઇસાહેબ" વીઠ્ઠલદાસે જણાવ્યું "તમો જ્યારે મારૂં બોલવું જુઠું ગણો છો ત્યારે—"

"હા, તમે જુઠુજ કહો છો. જાંહગીરજી માટે મારે કહેવું જોઇએ કે જો કે મે એવણને તો નુકસાન કીધું છે,—અને વળી તે તમો કાં નથી જાણતા? તો પણ એ ભલો છે, એમનું હૈયું બીજા કપટી માણસોના જેવું નથીજ. એમની સારી ચાલચલણ માટેજ મારા બાવાજી એવણને ચાહતા હતા—અને જો મારેથી બની શકતે તો હું પણ એમને ચાહતે,—પણ હા, આટલું તો ખરૂં હોય કે કદાચ એવણે મારા બાવાજીની 'સીકનેસ' માટે ગંભીર રૂપ આપી મને છેતરી હોય!"

"અહં! બાઇ સાહેબ હું કંઇ સચ્ચાઇ દેવીનો પુંજારી તો નથી, પરંતુ એ જાંગીરજી કંઈ પ્રપંચ કરે છે હો! બાઇસાહેબ, એ આ ઓ તે વિષે શેઠજીને જણાવશો મા," વીઠ્ઠલે જણાવ્યું.

"કાય નહીં જણાઉં? હું આ બધું મારા લીમને કહેવાની ને જરૂર કહેવાની."

"આપ બાઈ સાહેબની મરજી!" વીઠ્ઠલદાસે ગભરાયલો ચેહરો કરી જવાબ આપ્યો, "પણ બાઇ સાહેબ, માઠાં ફળો આવશે તે વિષે સંભાળજો હો! બાઈ સાહેબ, આપ વિચાર કરો કે અતિશય સંભાળથી અને છુપી રીતે આપને અહીં રાખવામાં આવ્યા છે તેનું કંઈ કારણ હશેને?"

"જેવી મારા લીમની મરજી!" નાજાંબાનુએ ટુંકામાં કહ્યું. એ શેઠની મરજી પણ ખરી, મરજી શા સારૂ? કોઇપણ આપ આગળ આવી આપને બીજી જગ્યાએ નહીં લઈ જાય, વીઠ્ઠલે ખોલાસો કર્યો.

"ઠીક; એવો તમારો ખોટો બકવાટ મને નહીં જોઇએ, જો શેઠ આવતાંજ હશે. ઘોડાના પગલાંનો અવાજ આવે છ!"

"નહીં બાઈ સાહેબ નહીં એ એ—"

"છટ,—જઇને જુવો, શેઠજ આવી લાગ્યાછ; તમારા કાન કરતાં મારા કાન ઘણા ઉંચા છે.

"પણ બાઇ સાહેબ, શેઠને આ જાંગીરજી વિષે કહેશો મા હો! હું આપને અરજ કરૂં છું કે આપ કહેશો મા."

આમ કહી વીઠ્ઠલ ત્યાંથી ચાલી ગયો અને ઓટલા ઉપર જઇ ઉભો, જ્યા થોડીક પળમાં ભપકાદાર પોશાકમાં સજ થયેલો ઉંચો અને પાતળો જવાન ગ્રહસ્થ, છેલ છબીલો અને ડાચા–બેઠેલો દીસ્તો હતો, તે દાખલ થયો.



## પ્રકરણ ૭.

# પ્રીતમની મુલાકાત.

ડાચાં બેઠેલો જવાન ગ્રહસ્થ કોઈજ નહીં, પણ ખાનબહાદુર લીમજીભાઈ કુંવરજી પટેલ હતો. જેવો તે દાખલ થયો કે વીઠ્ઠલદાસે વાંકા વળી નમન કર્યું અને નાજાંબાઈ બહાર ઓટલા સુધી આવી પોતાના પ્રીતમને ભેટવા જતાં બોલ્યાં: "મારા લીમ, આખરે તમો ડોળા તણાવી તણાવીને આવ્યા ખરા! હું કેવી સુખી સ્ત્રી!" અને આ પ્રેમાલ જોડું હોલમાં દાખલ થયું તથા વીઠ્ઠલદાસ નીચે પ્રમાણે મનમાં બડબડતો બહારજ ઉભો:—" લ્યો, સુખી સ્ત્રી! અરે, પણ જેના કાન મારા કાન કરતાં ઉંચા હોય તે–હા, ઉંચા અને લાંબા કાન તો ગધેડાંનાં :હોય ને ?–બાઇ સાહેબ બે પળ અગાઉ ગધેડાં બન્યાં હતાં અને હમણા સુખી સ્ત્રી! વાહ! એ પણ ઠીક."

નાજાં લીમજીને જોઇ ઘણી આનંદ પામી; તેણીનો ચહેરો તદન બંદલાઇ ગયો; પોતાના પ્રીતમનો પ્યાર જીતવા તેણીએ કંઇક ગાંડી ઘેલી વર્તણુક ચલાવી અને પછી મધુર અવાજે લીમજીને પુછવાનું શરૂ કર્યું:

"મારા લીમ, એટલા બધા દિવસો પછી આવશો તે કેમ પાલવશે? કઇ લવંગની વખારે ગયા'તા ?–નહીં. એ નહીં ચાલે. જો વહાલાં લીમ, તમો જલદી જલદી આવો તો સારૂં! અરેરે–મારો જીવ તમારા વગર ઝુમઇ નહીં જાય શું ?"

"વહાલી, તું મને એટલા બધા વહાલથી ચાહેછ તેથી હું ખુશી છું."

"લીમ, આ એ વિંટી વળી ક્યાંથી લાયા ?" "ખાસ દોસ્તે ભેટ કીધીછ. કેમ તુંને પસંદ પડેછ ?" "સુનું, રૂપું ને હીરા મોતી કોણને નહીં પસંદ પડે જો ?" નાજાંબાઇએ જણાવ્યું.

"વહાલા, આએ ઘડીઆળ તો કંઈ બીજી જાતનું છે? એ હાથે કાંય બાંધ્યું? એ વળી ક્યાંથી લાયા?"

"અરે એ તો જ્યારે મને ખાન બહાદુરનો ખેતાબ મળ્યો, ત્યારે મારા માસાજીએ 'પ્રેઝન્ટ' તરીકે આપ્યું હતું. ઘડીઆલ ઘણું મજેનું છે, એની ચાવી એક મહિના સુધી ચાલેછ, નાજાં ડીઅર."

"વહાલા બધાંજ તમને ભેટ સોગાદથી નવાજેછ તે હું કેટલી ખુશી? મારા લીમ. ચાલો મારી તરફની પણ એક મીઠી ભેટ લેવો.—પણ વહાલા લીમ, મને તમો તમારા સુરત ખાનેના બંગલામાં હવે ક્યારે લઇ જશો? કેહોની? ડીઅર."

"આએ મહેલ શું ખરાબ છે? નાજાં ડીઅર, મારા સુરત અને અમદાવાદના બંગલા કરતાં તો એ ઘણો મજેનો છે" લીમજીએ જણાવ્યું.

"મને તો તમારી સાથ રહેવા ગમેછ." નાજાંએ દિલગીરમાં કહ્યું, "શું છુપી રીતે પરણેલું જોડું એમ જુદુંજ રહેતું હશે? હું લીમ કેહોની? તમે મને ક્યારે સાથે રાખશો?"

"વહાલી નાજાં, એક દિવસ એવો આવશે કે જ્યારે આપણ બંન્ને સાથે રહીશું, અને યાદ રાખ નાજાં કે એ દિવસની રાહ તારા કરતાં વધારે હું જોઉંછ. હું હવે થોડો વખત પછી આ લોભી જીંદગીની જંજાળમાંથી નીકળી જવા માંગુ છ અને પછી મારી મધુરી મુર્તી નાજાં સાથજ રહેવશ."

"પણ હમણા કાંય નહી?" નાજાંએ આગ્રહ કરી પુછ્યું, "હમણા તે શું નહીં બને?"

"તું નહીં સમજે, વહાલી, મારાં છુપાં લગ્ન હમણા જાહેર કરવા હું માંગતો નથી, પણ મારૂં માન, વહાલી કે એવો સુખી દિવસ આવશે ને તે હવે ઘણો જલદી આવશે કે જ્યારે આપણ બન્ને વધુ સુખી થઇને રહીશું. જે હમણા નહીં બની શકે તેના વિચારો કરી તું તારાં હાલનાં સુખમાં કંઇપણ ખટકો નાખ ના; પણ હું જાણવા માંગુ છ કે અહીં બરાબર તારી બરદાસ્ત થાયછ કેની ડીઅર? રૈન્જુ બરાબર ચાલેચ કેની?"

"હા, એ તો મને વારે ઘડીએ યાદ આપી જણાવેછ કે બાઈજી તમે તમારા ઓરડામાંજ ભરઇ બેસો!"

"પણ એમ તુંને રહેવાની જરૂર છે, વહાલી. મેં તુંને સમજાવીને કહ્યું કેની?—પણ નાજાંડીઅર, તને કંઈ કોઇની ફરિયાદ કરવીછ? 'કુક' પકાવેચ તો સારૂંની?"

"વહાલા, મને કોઈની ફરિયાદ કરવી નથી. ફૈજી વફાદારીથી નોકરી કરેછ અને એની છોકરી ઝોરા મારા એકાંતવાસમાં એક આવાળુ અને હસમુખી સાથી છે. મને એ છોકરી ઘણી પસંદ પડેછ 'કુક' તો હુવે ઠીક છે."

"નાજાં ડીઅર, જે તુંને સુખ આપતું હોય તેને કંઇ પણ ભેટ આપવી જોઇએ. વહાલી, ઝોરાને બોલાવ."

નાજાં ઉઠી બારણાં આગળ ગઇ અને ઝોહરાને હાંક મારી બોલાવી. આ ચપળ છોકરી તુરત આવી અને નાજાંએ કહ્યું.

"ઝોરા અહીં શેઠ આગળ આવ. શેઠની આગલ મેં તારી વાત કીધીછ તે શેઠ ખુશી થયાછ, ચલ આવ, શરમાયછ શાની જો ?"

"ઝોરા, તેં બાઇની ચાકરી ઘણી સારી રીતે કીધીછ તેટલા માટે આએ વિંટી ભેટ આપું છું તે લે." જેવી ઝોહરા નાજાંબાઇ સાથ લીમજીની ખુરસી આગલ ગઇ કે લીમજીએ કહ્યું.

"હું ઘણી ખુશી છું, સાહેબ, કે મારાં બાઇ સાહેબ, મારી ચાકરીથી ઘણાં રાજી થયાં છે," ઝોહરાએ નમન કરી જવાબ આપ્યો "સાહેબ, અમો આવી વિંટી પહેરતાં નથી માટે—

"શું આવી વિંટી પહેરતાં નથી ત્યારે લોખંડની વિંટી પહેરોછ ?" લીમજીએ ટકોર કરી.

"નહીંજી, હું એ વિંટી લઇ શકતી નથી." "ત્યારે લે, આએ લે" લીમજીએ પોતાના ગજવામાંથી પાંચ રૂપિયાની નોટ કાઢી આપીને કહ્યું.

"પણ સાહેબ એ કાગજને લઈ હું શું કરૂં ?"

"લે, લે, ઝોરા, એ કાગળના તો રૂપિયા આવશે, તારા બાપને આપજે કે એ રૂપિયા વટાવી લાવશે." નાજાંબાઇએ સમજાવીને કહ્યું.

"બાઈ સાહેબ—શેઠ સાહેબ, તમારો મોટો ઉપકાર થયો !"

"ચલ, ઝોરા, ભોણું તૈયાર કરાવ," નજાંબાઇએ ઝોરાને ફરમાવ્યું અને પોતાના પતિને અરજ કરવા મંડયાં; "વહાલા લીમ, મને એક ખાનગી વાત તમુને કહેવાની છે તે હમણા સમજશો ?"

"નહીં, નહીં વહાલી, હમણા નહીં—ને જો ડીઅર, કંઇ કહેવું હોય તો મારા વીઠુલને કહેજે. વીઠુલ મારી સઘળી ખાનગી વાત જાણેછ. વીઠુલ ઘણો મજેનો વિશ્વાસુ માણુસ મળી ગીયોછ,"

"નહીં, વહાલા લીમ, એને કહીને હું શું કરૂં ? મને તો તમનેજ તે કહેવી છે."

"ઠીક ત્યારે કાલે સહવારના કહેજે, ડીઅર. ચલ ભોણું તૈયાર થયું હશે, ચલ બા, પેટમાં પોપટી પડીછ," આટલું કહી લીમજી નાજાં સાથ જમવાના ઓરડામાં ગયો.

ખાણું સ્વાદીષ્ટ અને ઉત્તમ હતું, જેને લીમજી તથા નાનજીએ સારો ઇન્સાફ આપ્યો. જમણુ પછી તેઓ થોડીકવાર વાતો કરવાં બેઠાં. મોડી રાત થવાથી વિસામાનો વખત હવે નજદીક આવ્યો હતો. તેઓ બંને રાતના અગિયાર વાગ્યા પછી સુખ આપનારી નિંદ્રાદેવીના સુંદર પાળણામાં પડી મીઠી ઉંઘ કાઢવા મંડયાં અને આ કુંવર હૉલમાં રાત્રીનો બાકીનો વખત શાંતીમાં પસાર થયો.

સહવારનું પોહોર ફાટતાંજ લીમજી ઉઠયો. સુર્ય પુર્વ દિશાનો મોટો દરવાજો ઉઘાડી પોતાનો તેજસ્વી ચળકાટ દેખાડવા બહાર નીકળે તે અગાઉ લીમજી તૈયાર થઈ કુંવર હૉલમાંથી ઉપડી જવાનો વિચાર કરતો હતો અને તેમ કરવાને તેને ઘણું અવશ્યનું હતું. ગામના લોકોના ગામ–ગપાટા અને ગપ્પાં સપ્પાંથી તે ડરતો હતો અને પોતાની ખાનગી મુલાકાતો છુપાવાને તે હમેંશા યત્ન કરતો હતો.

વીઠુલદાસ આગલા ઓરડામાં શેઠની રાહ જોતો ઉભો હતો, કારણુ કે આજે શેઠની સાથે તે સુરત જવાનો હતો. લીમજી શેઠે તેને બોલાવ્યો અને ઘોડો તૈયાર કરવાને જણાવ્યું. "વીઠલ, જલદી કર, વખત થઇ ગીયોછ. બનતાં સુધી આઠ વાગ્યામાં ત્યાં પહોંચી જવું જોઇએ. વળી પેલી વખતની માફક મારી બહેન બંગલે આવી લાગશે તો કંઇ વહેમ લઈ જશે, માટે ચલ, જલદી ઘોડો તૈયાર રખાવ."

વીઠુલ દુબરા નોકર સાથ તબેલામાં ગયો, અને જ્યારે દુબરો ઘોડો તૈયાર કરતો રહ્યો ત્યારે વીઠુલ તબેલાની બહાર ઉભો રહી પોતાના જીવ સાથ નીચે પ્રમાણે વાત કરવા મંડયોઃ–હું ! શેઠ હમેંશ ડરે છે. શા સારૂ ડરતા હશે ? મારા જેવાં શેઠને કોઇ નહીં મળતે તો સઘળું ભોપાળું બહાર પડતે હો ! એ તો હું સઘળું છુપું રાખુ છું અને રાખીશ–કવિ દલપત્તરામ કહી ગયો છે–હા,–એ કહી ગયો છે, પણુ હું એ કવિના બોલો ખોટા પાડીશ; એ ખોટું ડોળ ઘાલી કહે છેઃ

"ફેરવી રૂપ દગાથી અરે નર અંતર ફોગટ ફુલે,
છાની રહે નહીં છેક હમેશ, ખરેખરી વાત કદી પણુ ખુલે.
ભોલવીએ ભરમાવી ભલે, પણુ ભોળપણે ફરીથી નહીં ભુલે,
કાગળ હાંડલી કોઈ કરે, કદી એકજ વાર ચડે પણુ ચુલે."

ઠીક,—અરે પણુ હું પોતે વીઠુલ દગો રમી, સર્વને ભરમાવી આ છાની વાતને ખુલવા દઉં કે ? સઘળાને ફરી ફરીથી ભુલાઉં એવો હું પોતે છું.–અરે, કવિ દલપત્ત ! તુંજ ભુલ્યો, રે તુંજ ભુલ્યો ! મારા જેવા નર વિષે તને ખબર થી હતી ?–હા,–પણુ શેઠ જેવો શ્રિમંત હું કયારે થઇશ ?–હીંમત રાખ, ધીર ધર, વીઠુલ, ધીર ધર. તારો પણુ સારો વખત આવે છે. ઘાલમેલ અને ફિતુર કર્યા સિવાય શ્રીમં

વળવાનું નથી,–ઠીક, હં ! ઘોડો લાવ્યો ? લાવ, બહાર લાવ." મન સાથ વાતો કર્યા પછી દુબરા નોકરને વીઠુલે ફરમાવ્યું.

વીઠુલને ઘોડો તૈયાર કરવાનો હુકમ આપી લીમજી પોતાની પ્રીયાને ભેટવા અને પ્રીયાની છેલ્લી મુલાકાત લેવા સુવાના ઓરડામાં પાછો ગયો. નાજાંબાઇ પલંગ ઉપર સુતી હતી; તેણીના વિખરાયલા વાળો સરખા કરતી તેણી તુરત ઉઠી અને 'સ્લીપર' પગમાં પહેરી તેણી ઉભી થઇ.

"ચલ વહાલી નાજાં, મારી લાકડી, હું હવે જાઉંછ," લીમજી તેણીને ગળે વળગી બોલ્યો, "સુરજ ઉગ્યોછ અને હવે મારે અહીં થોભવું નહીં જોઇએ. ચલ, હું હવે રજા લઉંછ," લીમજી આ પ્રમાણે કહેતો ગયો પણ તેણીથી તે છુટો પડી શક્યો નહીં; એકવાર ફરીથી તેણે રજા માંગી અને નાજાંબાઇએ હૃદયના ઉછાળા સાથ પુછયું.—

"તમો સધાવોછ તો ખરા, પણ મારી વાત સાંભળવાના નહીં કે ?"

"બોલ, બોલ, શું કહેછ, વહાલી."

"મારી અરજ કબુલ કરો તો કહું," "જો આપણ બન્નેને નુકસાનકારક નહીં હોય તો તે અરજ હું કબુલ કરીશ. ચલ, બોલી દે, મારી વહાલી."

"મારા વહાલા બાવાજી સીક છે. તેમને મને મળવા દેશો ?"

"કોણ કહેછ કે સીક છે ! એ વળી તારાં ભેજાંમાં કોણે ઠેસવ્યું ? વીઠુલે તુંને નહીં કહ્યું કે એવણ સાજા–તાજા ફરેછ ? મને ગઇ કાલે સહવારે વીઠુલ કહેતો, તો ને વળી સીક શાના પડી ગીયા ?"

"ગમે તેમ હોય, પણ મારા બાવાજીને મારી નજરે જોઉં તો ઠીક."

"નહીં વહાલી નાજાં, એમ બનેજ નહીં. તારા બાવાજીને તથા તારા ઘેરમાંના કોઇને હાલ તારેથી મળાએજ નહીં !"

"અને કોઇનેબી હું મળી હોઉં તો તમે ગુસ્સે થાઓ કે ? કાલેજ હું જાંહગીરને અહીં મળી હતી તે તમને ખબર છે ?"

" શું ? કોણને ?–જાંહગીરને તું મળી ! " લીમજી ગુસ્સાથી અને અદેખાઇથી લાલચોળ બની બોલવા મંડયો. " એ શું બોલે છ ? જો નાજાં, મારી ખાનગી બાબતમાં જે કોઇ આડો આવશે તેના બુરાં હાલ થશે અને યાદ—

લીમજીના ઉપલા બોલો સાંભળતાંજ નાજાંબાઇનું આખું શરીર ધ્રુજયું; તેણીના ગાળો ઉપરની લાલી ઉડી ગઈ; હોઠો સફેદ પુણી જેવા થઇ ગયા અને તેણી ખુરસી ઉપર શિથિલ થઇને પડી.

" શું છે ? વહાલી શું છે ? એમ કાંય કરેછ ? " લીમજીએ પોતાનો હાથ તેણીના ગાલ ઉપર મુકી પુછયું.

"કંઈ નહીં, લીમ, કંઈ નહીં? વહાલા, કંઈ નથી," તેણી ગભરાયેલે અવાજે બોલી "હું બધી હકીકત કહેવા માંગતી તી, પણ તમારો ગુસ્સો જોઇ હું બધું વીસરી ગઇછ."

"વહાલી અમારથી શાની ગભરાયછ? કંઇ નહીં, ડીઅર બીજી વખત મળું ત્યારે વાત કરજે. ચાલ મારી લાડકી, હું જાઉંછ" એકવાર ફરીથી બન્ને એક મેકને ભેટયાં અને નાજાંએ ટુંકમાંજ કહ્યું, "સધાવો, વહાલા, વહેલા આવજો, લીમ."

લીમજી ઉતાવળમાં તબેલા નજદીક ગયો અને ઘોડા ઉપર સ્વાર થઈ તે દરવાજા બહાર નીકળ્યો. વીઠુલદાસ તેમની પુઠે નાના ટટુ ઉપર બેસી ઉંચી નીચી ડોકી કરતો ડુસુક ડુસુક ચાલ્યો. પોતાના શેઠ લીમજીને આદર સત્કારથી નમીને સલામ કરવાં મોટા દરવાજા ઉપર ફૈજુ ઉભો હતો; ફૈજુને જોતાંજ વીઠુલ ટટુ ઉપરથી ઉતરી પડયો અને બોલ્યો: "લે, ફૈજુ શેઠે તને આ બે રૂપિયા આલ્યા છે."

"પણ વીઠુલદાસ શેઠ, મોટા શેઠે મારી ઝોરાને કાલે રાત્રે શું કામ પાંચ રૂપિયા આપ્યા! હં! કહો ને, શા સારૂ આપ્યા?" ફૈજુએ ઉતાવળા થઈ પુછ્યું.

"બોલ, તુંને શા સારૂ આલ્યા?" વીઠુલે સવાલ કર્યો.

મને મારી મહેનત માટે!

"ત્યારે તારી છોડીને પણ મહેનતના ર. " "ના, ના વીઠુલ-દ, એ એમ નહીં ચાલે, એ લીમજી શઠ મારી બેટી ઉપર ખાટી-મીઠી નજર રાખશે તે નહીં ચાલશે; હું તમને સાફ કહું છું."

"અરે જા મેર માંકડા, ગાંડો બની ગયો છે ગાંડો! તારાં રૂડાં ભાગ્ય હોય તો મારા શેઠ તારી છોડી માટે પ્રેમ-ઘેલો બને!"

"ના, ના, એ નહીં ચાલે. લેઓ, આ લીમજી શેઠના રૂપિયા પાછા; ઇમાનથી કહું છું એ નહીં ચાલે. મારે એવી નોકરી નથી કરવી."

"અરે એ તો બાઇસાહેબે અપાવ્યા છે, ગાંડા!" વીઠુલદાસે ફૈજુને ચડો પાડી કહ્યું, "નસીબ દેવી ચાંલ્લો કરવા આવે ત્યારે શીદને ન્હાસી જાય છે? ચલ, જા, હવે સમજ અને બરાબર તપાસ રાખજે હો!" આટલું કહી વીઠુલદાસ ટટુ ઉપર સ્વાર થઇ આગળ ચાલ્યો. થોડોક છેટે તે ગયો એટલામાં ટટુ ભડક્યું. આ ભડકણનું કારણ એ હતું કે કાવલો જે ત્યાં આવી પહોંચ્યો હતો તેણે ધીમે અને મક્કમ પગલે ચાલતાં ટટુનું લાંબુ પુછડું બે ત્રણ વેળા જોશથી તાણ્યું હતું.

વીઠુલદાસ ગભરાયો; તેણે ટટુ ઉપરથી ઉતરી પડવાને પ્રયાસ કર્યો અને કાવલાએ પછવાડેથી બુમ પાડી, "કેમ, શેઠ, એ ટટુ એમ કેમ કરે? એ ટટુના પેટમાં ચુંક તો નહીં આવી હોય?

"અહો ! તું આવ્યો છે ? કાવસજી ચીમ એટલો વહેલો ?" વીઠ્ઠલે સવાલ કર્યો.

"આપે ગઈ કાલે બપોરે જાંહગીરજી શેઠની તપાસ કરવા જણાવ્યું તું તે સાહેબ, જાંહગીરજી શેઠ તો કોણ જાણે ક્યાં નાહસી ગીયાછ તે પટોજ નહીં મળે. રાતે આખું ગામ ખુંદયું પણ એમની ચનનસલજ નહીં મળે !"

"એટલે ?" વીઠ્ઠલે પુછ્યું.

"એટલે જાંહગીરજી શેઠ પોબાર ગણી ગયા તેથી પટો મળે ક્યાંથી ?—પણ, શેઠજી કાલે આપે મને નોકરીએ રાખવા કહ્યું પણ પગાર તો કંઇ કહ્યો નહીં. શું મળશે પગાર !"

"જે ફૈજુને મળે છે તે તને મળશે; જો કામ ઉપર લક્ષ અપાશે તો વધારે આલીશું. તને કારભારીનું કામ કરવું પડશે."

"અરે તે તો સાહેબ તમો જોયાજ કરજોને કે કામ કેવું કરૂંછ તે ? હું બધે ફરીને પાહવરદો બની ગીયોછ તે તમે જાણોછ ? સાહેબ; મને કંઇબી કામમાં નાંખો અને પછી જોઇ લેવો કે શેઠનો એહડો પાર થાયછ કે નહીં, પણ, સાહેબ, આપની મહેરબાની જોઇએ હો ! સમજ્યા ? સાહેબ.

"ઠીક; કાવસજી, જે કામ સોંપુ તે વફાદારીથી કરશો એટ પૂરતું છે."

"અરે સાહેબ, વફાદારી, દીનદારી, ઇમાનદારી મારામાં જન્મથીજ છે અને તેથીજ ફૈજુએ મારી સિફારસ કીધી કેની ? સાહેબ પણ, હું પુછું, સાહેબ કે મારા શેઠનું નામ શું.

"વીઠ્ઠલદાસ અમૃતલાલ દલાલ."

"નહીં, નહીં ! સાહેબ, તમારૂં નામ તો હું જાણુંછ, જે ઘોડા ઉપર બેસીને પહેલે ગયા તે આપણા શેઠનું નામ શું ?"

"તને શીદને એમના વિષે પિડા ?" વીઠ્ઠલે ભવાં ચઢાવી કહ્યું, "ચલ જા, કાવસજી, તને ગઇકાલે કહ્યું હતું તેમ સુરતની તાપી નદીના હોપ પુલ ઉપર સાંજે પાંચ વાગે મળજે; પછી તને જે કામ સોંપવું હશે તે હું તને સોંપીશ."

"ઠીક, વીઠ્ઠલદાસ શેઠ, ઠીક" આટલું કહી કાવસ કુંવર હોલ તરફ ફૈજુને મળવા ચાલ્યો અને વીઠ્ઠલ પોતાના ટટ્ટુને જોશથી દોડાવતો આગળ વધ્યો.

---

પ્રકરણ ૮.

## નિરાશા અને નિષ્ફળતા.

કાવસ કારભારી જે કાંઇ વીઠુલદાસ આગલ બોલ્યો હતો તે શું ખરૂં હતું ? નહીં. કાવસ પોતાના મામા ભીખાભાઈ તાડીવાલાને ત્યાં ગઇ રાત્રે નવ વાગે જાંહગીરજી શેઠને મળ્યો હતો, તોપણ તેણે વીઠુલદાસને ખોટું જણાવ્યું કે જાંહગીરજીનો પટો મળતો ન હોતો. પારસી બચ્ચો પોતાની કોમના એક ભલા ગ્રહસ્થ માટે રહેમ નજર ન દેખાડે તો પછી બીજું કોણ દેખાડે ? વીઠુલદાસ જાંહગીરજી શેઠનો નાશ કરવાને અનેક પ્રપંચો રચતો હતો; પણ જ્યાં ઇશ્વરની મહેરબાનીનો છાયો છે ત્યાં વીઠુલદાસના કુકર્મો નિષ્ફળ નીવડે તેમાં નવાઈ શી ?

જાંહગીરજી વીઠુલદાસને 'મેથીપાક' જમાડયા પછી ધર્મશાળા તરફ પાછા ફર્યા હતા, જ્યાં ભીખા મામાએ કંઇક અનેક સવાલો પુછ્યા હતા, જેના જવાબો ઘણા શાંત સ્વભાવે જાંહગીરજીએ આપ્યા હતા. આ ભોળા ભીખા તાડીવાળાને પોતાની ખાનગી ઘર સંસારી બિના કહી સંભળાવી બે ત્રણ વેળા નાજાંબાઇ માટે દિલગીરી દર્શાવી જાંહગીરજીએ નિસાસા મૂકયા હતા. ભીખાભાઇએ જાંહગીરજીને હીંમત આપી અને ખાત્રીથી જણાવ્યું કે જો કુંવર હાલમાંથી કંઇ પણ બાતમી મળશે તો તે તેમને જણાવવાને ઘટતું કરશે. કાવસાએ તથા ભીખા મામાએ જાંહગીરજીને ધર્મશાળા તુરત છોડી જઇ પોતાને ગામે પધારવાને સલાહ આપી હતી, કારણ વીઠુલ જેવો ઘાતકી હૃદયનો ચંડાળ મનુષ્યનો નાશ કરવાને જરાએ ડરે નહીં. "જેને અંતઃકરણનાજ વાખા, તે સઘળાને કરે ખાખા–વરખા" આમ ભીખા ભાઇનું કહેવું હતું.

પોતાની ભલી નેમમાં બીજી વેળા નિષ્ફળતા મળવાથી જાંહગીરજી ઉદાસ બન્યા હતા; સારી સલાહ પ્રમાણે જાંહગીરજી બીજી સહવારનાં નવસારી જવાને નિરાશામાં નીકળ્યા. નવસારી એમના ભાઇને મળી નાજાંની સઘળી હકીકતથી વાકેફ કરવાનો તેમનો ઇરાદો હતો. વીઠુલના ડરને લીધે નવસારી પગ રસ્તે જવા માટે ભીખાભાઇએ જાંહગીરજીને સખ્ત ભલામણ કરી હતી અને રસ્તાની સઘળી સમજ અને એંધાણીઓ આપી હતી. ખેતરો અને ખાડી પસાર કરી આશરે દશ વાગે ના ઉમેદ બનેલા જાંહગીરજી તવડી ગામમાં દાખલ થતાંજ જાંહગીરજીને માલુમ પડયું કે તેમના એક બુટની એડી તદન ઘસાઈ ગઈ હતી અને બીજાં બુટની એડી તદન નીકળી જવાની અણી ઉપર હતી રસ્તો થોડો કાપવાનો હતો, પણ આવાં બુટ સાથે નવસારી

ગામમાં જવું તેમને ઠીક લાગ્યું નહીં. તવડી ગામમાં પારસીવાડ તરફ તેવણુ આવી પહોંચ્યા; એક ડોશાં પોતાનાં ઘરનાં ઓટલા ઉપર ઉભાં રહી દુબરી સાથ મરઘીનાં ઈંડાં માટે રકજીક કરતાં હતાં તેમને જાંહગીરજીએ પુછ્યું:—

"માએજી, કોઇ મોચી અહીં મળશે?"

"કાણુ! બાવા કાણુને પુછોશજી!" ડોશાંએ જવાબ આપ્યો, "માનેકઝી, ઝોવને, કોઇ તમુને પુછેશ."

"એ વરી કોણુ આયુશ!" અંદરથી અવાજ સંભળાયો "હઝુર ભણુવાનું પુરૂં નથી થયું ને એ વરી કોણુ આયુશ જો!"

"તે બહાર આવોને!" ડોશાએ કહ્યું. "શું મૉથું ફેરવર હઝુંર તો કાંગાઝીના તરજુમાનો અભ્યાશ કરવાનો શેને એ શું પિડાઝે!" મોબેદ માનેક દારૂ "યથા અહુ વઇરિયો" ના કલામેર ભણુતા ભણુતા તથા પોતાની દાઢી પસવારતા અને ખંભે રૂમાલ નાંખતા આવી પહોંચ્યાં અને જાંહગીરજીને જોતાંજ માનેક દારૂ બોલ્યા:—"આવો ઝી આવો ઝી કેમ, સાહેબ ક્યાં શીધારવાના?"

"દસ્તુરજી, કોઈ મોચી અહીં મળશે?"

"શું? અહીં મોશી તો નહીં મળશે, સાહેબ નોશારીમાં ઘણુઇ મળશે,—યથા અહૂ વઇરયો પંઝ અઝ હમા ગુનાહ પતેત પશેમાનુમ, હં! પણુ કામ શું છેજી?" મોબેદ ભણુતા ભણુતાં સવાલ કર્યો.

"દસ્તુરજી બાવા, મારાં બુટની એડી નીકળી ગઇછિ," જાંહગીરજીએ જણાવ્યું.

"અરે પણુ ઝોરા પહેરવાના કેવા મઝેના ઝો!" મોબેદ માનેકદારૂએ જવાબ આપ્યો અને ભણુવાનું પાછું શરૂ કર્યું "અઝ હર્વસ્તીન દુસ્મત, દુઝૂખ્ત, દુઝવરસ્ત, મેમ પ ગેતી મનીદ,—તીરે એમ કરોનીઝી એક એડીને ઝરા ખીલા થોકાવીને નાર મરાવી દેવાની ઝી, પીશે શુમા વેહાન, મનશ્ની, ગવશ્ની કુનશ્ની—પેશો મોકબતખાં નારબંધ શે તેને તો ઝાવોઝીં!

ડોશાં જેઓ ચુપ—ચુપ ઉભાં રહ્યાં હતાં, તેઓ વચમાં બોલ્યા:— "નહીરે, માનેકઝી, મુવાને તૌ કાં મોકલોચ ઝો! ઝાદુ—કોતકનો મુબો મોંયેથી તે પગ સુધીનો ભરેલો!"

"બશ, તમે ચુપ—ચુપ રહોઝી,—તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન પ સે ગવશ્ની પ પતેત હોમ,—તમો સાહેબ ચયાનું નામ ઝમાં ઉપર લઇને ઝઝો! પણુ તડકામાં કાં ઝાવોચઝી? એશો, અંદર આવો, શાહેબ ઝમીને મારી એનના હીરા સાથે ઝઝો! શાશો, બાપઝી, હું 'પતેત' ભણી રહું કે ઝમવાનું કારોઝી—અહીં

બેશીને કંઈ વાંચો, શાહેબ"—

આટલું બોલી મોબેદ માનેકદારૂએ પોતાની બંદગી ચાલુ કરી, અને જાંહગીરજી તેમનો ઉપકાર માની ભાંગેલી ખુરસી ઉપર બેસી. ન્યુ ચોપાન્યું જે દસ્તુરજીએ આપ્યું હતું તે વાંચવા માંડયું.

બંદગી પુરી કરી રહ્યા પછી મોબેદ માનેકદારૂએ જાંહગીરજી શેઠને પુછ્યું.

"કેમ, શાહેબ, ચોપાન્યામાં શું વાંચીયું ?"

"ખરેખર દસ્તુરજી, આએ ચોપાન્યાંનો લખનાર ઘણો અનુભવી અને બાહોશ લાગે છે. જે પારસીઓ પોતાના ધર્મ ઉપર એકીન રાખતા નથી તેઓની ધુળ ઠીક પખોડી છે. આજ કાલ પારસીઓ ધર્મ શું છે તે સમજતાજ નથી."

'રાસ્ત વ દરોબસ્ત !" મોબેદ માનેક દારૂ ખુશી થઈ બોલ્યા, "ઝેમને એકીનજ નહીં તે ધરમ શું શાચવે ને ઝેઓ ધરમઝ નહીં શાચવે તે પરવરદેગારને કાંથી ઓળખે ? તમે શાહેબ ન્યુશ-પેપરો વાંચોશ કે ? એઝ પારશીઓ હવે કહેવા બેઠાશ કે તમારા મોબેદને સુધારો. એ કલમકશી ને વકતાબાઝો એવું કહેશ કે મોબેદો અભણ શે ને કશું સમજતા નહીં, તીરે હું પુશું કે બેહદીન શાહેબો એટલા બધાં શરશ હુશિઆરનાં પુશડાં કેમ થઇ ગીયાં ? સાહેબ, ખરૂં પુશો તો અથોરનાનઝાદો બાહોશ ને ભણેલો શે. દાદાભાઇ નવરોઝી કોણ ઉતા ? અથોરનાન, શાહેબ, અથોરનાન ! વળી પેલા ઝગઝાહેર અક્કલવંત જમશેદજી તાતા કોણ ઉતા ? અથોરનાન, શાહેબ, અથોરનાન ! સરદારી મોટા ઓહ્દા કોણ ધરાવેશ ? અથોરનાન શાહેબ, અથોરનાન !— હું તો કઉંછ કે તમે તમારૂં ભાંગેલું ઘેર દરૂસ્ત કરી બીઝાંનાં ઘેરનું સમારકામ કરવા ઝાવો. શાહેબ બેહદીનોમાં કેટલી બદી ? શદરો નહીં પહેરે ! મોંનામાં લાંબી શીરૂટ ઘાલે ! શુખી રીતે બબે ઇસ્તરી રાખે ! પરકોમની ઇસ્તરી શાથે પરણે ને હવે હવે પારશી દુકતીની જાત પરકોમના મરદ શાથ પરણી જાય ! કેમ ? શાહેબ, ખરૂં કેઉંછ કે ની?"

"હા, દસ્તુરજી, તમો કહો છો તે વાજબી છે, પણ દસ્તુરજી બા, અથોરનાન જાદાઓ ક્યાં ઓછી બદીમાં ફસેલા છે. તમો જેવાં ધર્મ ગુરૂએ બહદીન અને અથોરનાન બંન્નેને સુધારવા જોઇએ એમના મગજ ઉપર તમારી વાયજેથી આપણા બુલંદ ધર્મ માટે સારો છાપ બેસાડવો જોઇએ અને ગુમરાહી તથા બદીના રસ્તા ઉપરથી નેકીના રસ્તા ઉપર એઓને લાવવા જોઇએ," જાંહગીરજીએ જણાવ્યું.

"એમને શું લાવે ? તેઝીને ટુકારો ને ગધેડાંને દીશાં ! એમને દીશાં મારે કોણ ઝો ? કોઇ સમજાવા જશે તો તેનેઝ એક લપડાક

લગાવી કાહરી એવા આજના પારશી જવાનીઆઓ! રેઝ તે શાહેબની બંદગી કરે તો તે સાહેબ ઝરૂર એમને નેક તોફીયત બક્ષે!" માનેકદારૂએ જુસ્સામાં કહ્યું.

"પણ એઅદબી માફ છે, દસ્તુરજી બા" જાંહગીરજી બોલ્યા "તમો માફક બંદગી કરવી ઠીક નથી. તમો સાહેબે પછી ભણતાં ભણતાં મારી સાથે ઘણી વાતો કીધી જેથી મને કચવાટ લાગ્યોછ. એક ચિત્તે તે કીરતારની બંદગી કરવી એ ઘણું સારૂં છેઃ દસ્તુરજી બા, ખરૂં છેની?"

"હાજી ખરૂં શે; પણ સાહેબ,, મને એ નાપાક ટેવ પરી ગઇશજી. હવે એ ટેવ મુકી દેવી જોઇએ આપણો ધરમ પણ એમજ શીખવેશ. શાહેબ, પેલા ન્યુશપેપર વાસઓ ફરિઆદ કરેશ તેથી હવે હું અવસ્તાનો તરઝુમો વાંચુશ ને ધરમનો અભ્યાસ પણ બરોબર કરૂંશ તારે બધી રીતે હું વાકેફ થયોશ,—પણ શાલોનીઝી, ભોણું તૈયાર થયુંશ. કુશ્તી. પાયદાબ કરો શાહેબ."

જાંહગીરજીએ હાથ-મોહું ધોયું; ઘટતી બંદગી કરી અને રૂાદડી ઉપર પલાંઠો મારી મોબેદ માનેક દારૂની જોડમાં તેઓ જમવા બેઠા. બંને જમતા હતા ત્યારે આશરે સોળ વર્ષનો છોકરો ઘેરમાં દાખલ થયો; આ છોકરો દેખાવે જરા કદરૂપો અાંગે પાતળો પણ મજબુત, ગાજર જેવાં માથાંવાળો અને એક આંખે જરા બાડો હતો. આ છોકરાને જોતાંજ ગંભીર માણુસને પણ હસવું આવે અને દર ચાંદરાત્રી—હસનારા ખચ્ચીત આ છોકરાને જોઇને હસે ખરા. તે દાખલ થયો કે ડોશાંએ તેને આવકાર આપ્યોઃ—"કેમ, હીરા બાવા, આયો કે મરૂ?" અને પોતાની આગલ બોલાવી, તેને પેટમાં દાબી. લાડકાં નામોથી બોલાવી બે વેળા વહાલથી 'કિસો' લીધા.

જમી રહ્યા પછી મોબેદ માનેકદારૂ બોલ્યાઃ— આવ, હીરા, એમ આવ, આએ શેઠને પેલા મહો બતખાં નાળબંધનું ઘેર દેખાડી આવ."

"નહીં રે! મરે રે!—બાપા માનેકઝી એને કાં મોકલોચઝો!" ડોશાં બોલી ઉઠયાં," એ મુવા પલીદને તો એને કાં જવા દેવોશઝો!"

"માયઝી, કંઇ અરશણુ નહીંયે! આજે સહવારે એ અરદીબેસ્ત બેસ્ત ભણીયોચ તો કોઇબી બલા એને વરગશે નહીરે! કંઇ નહીં! ઝવા દેઓઝી!"

"અહ કંઇ નહી! ખરેખર એની બાઝુએ વંદીદાદનો દોરો બાંધીયોશ તે કંઇ થવાનું નથીઝો!" ડોશાંએ હવે ધીરજથી અને હીમતથી કહ્યું અને પોતાની છોકરીના એક પુરા દીકરાને જંહગીરજી સાથ જવા ફરમાવ્યું.

આ રમતિયાળ મસ્તીખોર છોકરો તવડી ગામમાં પોતાની મસ્તીથી મશહૂર થયો હતો અને લોકો તેને **"હીરા હાડકાં ભાગુ"** તથા **"હીરા હરામી"**ના ભુંડાં નામે ઓળખતાં હતાં. હીરો જાંહગીરજીની આગલ ચાલતો થયો અને જાંહગીરજીએ દસ્તુરજીને સલામ કરી તેમનો ફરીથી ઉપકાર માની તથા ડોશાને નમનકરી તે છોકરા આગળ ચાલવાનું શરૂ કર્યું.



## પ્રકરણ ૯.

# મહોબતખાં નાળબંધ ઉર્ફે હકીમ.

"બા, હીરાજી, જરા આસ્તે આસ્તે ચાલની," જાંહગીરજીએ આ છોકરાને રસ્તે ચાલતાં જણાવ્યું, "એક તો બુટે દગો દીધો છે તે ચલાતું નહીં ને તું બા આટલી ઉતાવળ કરશે તો મારેથી નહીં ચલાશે."

"શું ? નહીં ચલાશે તો તમને ખાંધપર મારશ. ને ખાંધપર મારેથી નહીં મરાશે તો તમારા ડગલા સાથે તમારા પગો બાંધીને તમુને ઘસરશ." હીરાએ અક્કલ ખર્ચી પોતાની મસ્તીનો નમુનો દેખાડવાને આ પ્રમાણે કહ્યું.

"હીરાજી, મજેનો ડાહ્યો છોકરો થઈને એમ શું બોલેછ જને ?"

"લેઓ, તમારી નજરે મજેનો ને ડાહ્યો લાગુંછ કે ? કાકા, તમેબી કેડા મારાં મમઈ જેવા ઉલ્લું છો !"

"કેમ, બા, હું ઉલ્લું કેમ થઈ ગીયો ?" જાંહગીરજીએ પુછ્યું.

"તે આખું ગામ મને કદરૂપો ને ગાંડો કહે ત્યારે તમે ને મારાં મમઈજી મને મજેનો છોકરો કેહવો ! હવે મારાં મમઈજી તો ઉમ્મરે પુગવાથી જરા આંધળા થયાંછ ને સગાઈને લીધે જરા વધુ આંધળાં બનીયાંછ. તેથી એવણ તો "મારો હીરો, મોતી, વહાલો, પહેલવાન, ડાહ્યો" વગેરે વગેરે બોલવાનાંજ; પણ કાકા, તમે કાંય એમબોલોછ ?"

હીરાજી, તું ચાલાક છે એમાં તો કશો શક નહી." જાંહગીરજીએ જણાવ્યું,—"પણ તું પેલા મહોબતખાં નાળબંધથી બીહીતો તો નથીની ?"

"કોણુનાથી બીહું ? એ મીયાં—માંદા—તંગરી—કુંચીથી હું બીહું ? અરે હું એનેજ કાચ્ચો ને કાચ્ચો ખાઈ જાઉં ! ને હાડકાં કદાચ વધે તો તેનો સેરવો કરી પી જાઉં ! પણ કાકા, એ મારા મમઈજી કહેચ તેવો નથી જો ! એ તો જે એને ઓળખે તેજ ઓળખે."

"અહ ! ત્યારે એ સારો માણસ છે શું ?"

"હા, હા, તદન સારો; સાત પાણીએ ધોયલો તમારા કરતાં અજેનો, ને ગોરો ગોરો, જાણે અંગ્રેજનો દીકરો! પણ કાકા, હું જે કહું તે કબુલ કરશો તો એનું ઘેર બતાવું. નહીં તો જાઓ, ગમે તેમ તમારૂં ફોડી લેઓ. શું ? જોયા શું કરોછ? મારા સાહેબ."

"અરે, પણ બોલની શું કહેછ?" જાંહગીરજીએ સવાલ કર્યો.

"હા, તે સમજો. મને ઇસ્કોલે હવે જવા ગમતું નથી, પેલો કમબખ્ત ઘેલાભાઇ માસ્તર દરરોજ પેટમાં એવા તો આમરા અમરાવેછ કે બાપ-બંપાવા યાદ આવેછ. ને જે કંઇ વાંચુંછ તે કમબખ્ત યાદજ નહીં રહેતું! એમ તો બીજું બધું યાદ રહેછ. ભેજાંમાં કંઇ છેક એકદમ છાણાં ભર્યાં નથી. હજુર છઠ્ઠીના ક્લાસમાં છેકે તે નાહ્લા નાહ્લા છોકરાઓ આગલ તો હું સુલેમાન સાટકા જેવો ને લુકમાન લદ્દા જેવો લાગુંછ. પેલા મારા મામા વળી નાવર મરતબ થવા કહેછ; એ બા આપરેથી નહીં થવાય, માટે તમો કંઇ મને ચાકરીએ કેંડે રખાવો તો સારૂ! કેમ નોકરી કેંડે અપાવશો?

"તારા મમઇને મામાજીની ખુશી હોય ત્યારે કેની?" જાંહગીરજીએ પુછ્યું.

"અરે! વળી એમાં એ લોકોની શાની ખુશી? હું નોકરી કરશ કે એ લોકો કરશે? બોલો, વચન આપો, નહીં તો આએ ચાલ્યો." આમ કહી હીરાએ જોશમાં દોડવા માંડયું અને જાંહગીરજીએ બુમ પાડી તે છોકરાને ખાત્રી આપી જણાવ્યું કે કોઈ પણ જગ્યાએ નોકરીની તેમણે ખબર મળશે ત્યાં હીરાજીને રખાવવા માટે તેવણુ અચ્ચોત કોશીશ કરશે. તેઓ બંન્ને હવે મહોબતખાં નાળબંધનાં રહેઠાણ નજદીક આવી લાગ્યા; એક નાની ટેકડી નજદીક આવી પહોંચતાં હીરો બોલ્યોઃ—

"ચાલો મહોબતખાનું મોહેતમખાતું આવ્યું! જોવ, ટેકડી ઉપર ધીમે પગલે સંભાળીને ચડજો, નહીં તો જરાબી અવાજ કરતાં ચડયા કેની તો ધુસ મુસડું થઇ જશો. જોવની અહીં તો ભુતોની વસ્તી છે, માટે બંન્ને હાથો માથાં ઉપર મુકી આસ્તે આસ્તે ચડો."

"હીરાજી બા, કેમ મને બનાવવા આયો છે શું? કોણની આગળ એ બધી ફ્રીસીઆરી કરવા આયોછ?"

"જો એમ અપમાન કરશો તો ચાલી જવશ," હીરાએ દમ ભરાવ્યો.

"જા, જા, હીરાજી બા, તું તો ગાંડાં-ઘેલાં કાડે છે," જાંહગીરજીએ હીરાને પતાવીને કહ્યું.

"હું તો ધારતો'તો કે બીજા ગામડીઆઓની માફક તમે બી માથે હાથો મુકશો ને પછી હું તમારી બગલમાં ખપ દેતો કે મુઠી ખોલાવી દેવશ, પણ તમે તો કો પંચી છો !"

" શાબાશ ! છોકરો હુંશયાર તો ખરો ! " આમ કહી જાંહગીરજી હીરા સાથ ટેકડી ઉપર ચઢયા, જ્યાં તેઓએ એક ઝુપડું દીઠું. " અહીં બહાર ઉભા રહો, હું એને બોલાવી લાવુંછ " એમ કહી હીરો હરામી ઝુપડાંનો દરવાજો ઉઘાડી અંદર ગયો. થોડીક પળ પછી હીરો એક જવાન ખુબસુરત કદાવર મુસલમીન સાથ ઝુપડામાંથી બહાર નીકળ્યો.

" લે, મહોબત, એમની એડી દરૂસ્ત કરી આપ ને એક નાર માર. " હીરાએ જણાવ્યું.

" નહીં, હીરાજી મારી એડી નહીં ! મારાં બુટની એડી દરૂસ્ત કરાવવાની છે.—મીયાં, લેવો, એડીને જરા સીવીને નાળ મારી આપો, શું લેશો ? " જાંહગીરજીએ કહ્યું અને મહોબતખાં નાળબંધ જાંહગીરજી શેઠને ટગર ટગર જોતો ઉભો અને પછી બોલ્યો:

" શેઠજી, આપકે પાસ દામ ઝીઆદા નહીં લઉંગા, દેખો, શેઠજી, તીન આને લઉંગા. "

" ઠીક, અચ્છા જલ્દી કર દો " જાંહગીરજીએ કહ્યું, અને મોહબતખાં જાંહગીરજીને પાછો નિહાળતો ઉભો પછી ઝુપડાંમાંથી ઓજારો લાવી તે એડી દુરૂસ્ત કરવા બેઠો. દરૂસ્ત કરતી વેળા તે જાહંગીરજીને કહેવા મંડયો: " શેઠજી એ બુટ કીદાંસે લીએથે ?—શેઠજી મયેં આપકો પેછાનતા હું ? બેશક, મેંને આપકો અંકલેસર ગાંઊમેં તીન બરસ અગાડી દેખાથા, જીસ વક્ત અંકલેસરકે શેઠ પેસ્તનજીને અપને દોસ્તોકો અંકલેસરમે પારટી દીથી, ઉસ વકત મેં વહાંપર જાદુકે ખેલ બતાને કો આયાથા. ઓર આપને મેરે ખેલકા ભેદ લોકોકું અચ્છી તરેહસે સમજા દીયાથા, ઇસ વજેસેં મેં જરા નારાઝ હો કર આપકીપર ખફા હુવા થા.—ઓર શેઠજી, વહાંપર એક ખુબ સુરત પારસીકી લડકીથી,—ઓ તો પેસ્તનજી શેઠકી લડકીથીની ?—ઉસ્કો આપ સબ ભેદસે બરાબર વાકેફ કરતેથે."

"બરાબર હય, મીયાં, એ બાત સચ્ચ હય. મગર ઓ ખેલ કરને વાળેકુ તો બડી દાઢીથી." જાંહગીરજી જણાવ્યું.

"હાજી, ઓ દાઢી મયેંને અભી મુંડા દીલાઇ હય."

"ઓર ઓ ખેલ કરનેવાળા તો ગુજરાતી બોલી બોલતા થા !" જાંહગીરજીએ વધુ જણાવ્યું.

"હા, શેઠજી, હું તે વખતે ગુજરાતી ભાષામાંજ બોલતો હતો." મોહબતખાં નાળબંધ હવે એકાએક ગુજરાતી બોલીમાં ઘણી સારી

રીતે બોલવા માંડ્યો: "આખી ગુજરાતમાં મારે ફરવાનું હોવાથી અને હીંદુઓ સાથે વધારે ભેળાતો હોવાથી હું ગુજરાતી અચ્છી રીતે બોલતો હતો અને હજી પણ બોલું છું, અને શેઠજી, ભરૂચ, અમદાવાદ, અને કાઠીઆવાડ તરફના મુસલમાનો વળી કઇ ઉરદુ ભાષા બોલે છે જે? તેઓ તો વાણીયા માફકજ બોલવાના, શેઠજી, મારો કીસ્સો તો ઘણો મોટો છે,—પણ સાહેબ, પેલી સુંદર છોકરીને આપ બધા જાદુના ખેલોના ભેદ સમજાવતા.—

"બસ, મીંયાજી, તે બાઈ વિષે બોલતાજ ના." જાંહગીરજીએ વિચિત્ર લાગણીઓ સાથ કહ્યું.

"કેમ શેઠજી શું છે? શું તે બાઈ મરી ગયાં?", "નહીં, પણ મુવેલાં જેવું તો, પણ મીયાં, તમારો કીસ્સો તો જણાવો."

"હા, સાહેબ, ખુશીથી,—ત્યારે સાંભળો." મહોબ્બતખાં તે બુટ ફરરત કરતો કરતો બોલવા લાગ્યો, "શેઠજી, મેં સત્તરશો ધંધા કીધા છે. પહેલલે તો મારા પેદર સાથ આ મારા બાપ—દાદાનો ધંધો કરવા માંડયો પછી સત્તર વર્ષનો આ હીરા જેટલો મોટો થયો કે મુંબઇ ગયો. ત્યાં ગ્રાન્ટરોડની નાટકશાળામાં હું એકટર થયો. હું નાનો હતો ત્યારે ઘણો ખુબસુરત હતો જેથી મને છોકરીનો પાર્ટ ભજવો પડતો હતો. એક દિવસે મારા મેનેજરે મને મરદનો પાર્ટ ભજવા કહ્યો; તે દિવસે હું તદન ગફેલ બની ગયો. સ્ટેજ ઉપર કંઇ ઉંધું ચતું બોલવા લાગ્યો કે પારસીના પોરયાઓએ કોહેલાં ઇડાંનો વરસાદ મારી ઉપર વરસાવ્યો,—કોણ જાણે તે વખતે ઇડાં સસ્તાં થયેલાં હશે શું?—હા, તે દિવસથી મેં તો એ નોકરી છોડી દીધી. આ પછી એક હાથ—ચાલાકીના ખેલ કરનાર પ્રોફેસર ખુદાબક્ષ કરીમબક્ષને ત્યાં નોકરીએ રહ્યો. જરા ચાલાક હોવાથી જે ભેદી ખેલો મારો શેઠ કરતો તે હું શીખી જતો અને મારા હાથે ખુણે ખાંચાળે બેસી એવા ખેલના પ્રયોગો કરતો. વળી શેઠે મને થોડાક જાદુઇ ખેલો શીખવ્યા અને હું થોડા ઘણા ચમતકાર કરતાં શીખ્યો કે પછી દમણ, નવસારી, સુરત, ભરૂચ, અંકલેશ્વર, વડોદરા, અમદાવાદ, ભાવનગર, રાજકોટ વિગેરે શેહરોમાં જાણીતા મહમદ હેલના ચેલા તરીકે ખેલ કરવા લાગ્યો અને જયારે હું અંકલેશ્વર હતો ત્યારે મેં તમુને કહ્યું તેમ સેઠ પેસ્તનજીને ત્યાંની પાર્ટીમાં તમોને દીઠા હતા. તમોએ જ્યારે મારા જાદુના ખેલો કેટલાકો આગળ ઉઘાડા પાડયા ત્યારથી મેં એ ખેલ કરવાનો ધંધો છોડી દીધો. પછી તો સુરતમાં ઘોડાગાળાનો ધંધો કીધો; નડીઆદમાં પોલીસ સિપાઇ બન્યો, પછી અમદાવાદમાં એક બકકાલની મીલમાં પગી તરીકે રહ્યો, ત્યાંથી પાછો મુંબઈ ગયો અને ;ભુલેશ્વર ખાતે રહેતા જોશી—વૈદ

જમીયતરામ મંગળરામને ત્યાં હું નોકરીએ રહ્યો. આ જોશી મહારાજ જન્મોત્રી જોવામાં કુશળ હતા. કઈ મહાદશા ચાલે છે અને ક્યો ગ્રહ પેડા કરે છે તે આ જોશી વૈદ્ય ઝટ કહી દેતા. વળી વૈદનું કામ તો એમના બાપા પાસે સીખ્યા હતા. દવાદારૂ કરવામાં જમીયતરામ વૈદ્ય તો એકકો ! મેં થોડા નુસ્ખા વૈદરાજ પાસથી શીખી લીધા. એક દિવસે વૈદ્ય જમીયતરામ એકા એક પોતાના ઘેરથી ચાલી ગયા. આખાં મુંબઇ શહેરમાં શોધ્યા, પણ પતોજ નહીં. આથી મેં તો એમની કેટલીક કેતાબો જેમાં દવાના નુસખા હતા તે લઇ જમીયતરામનું ઘેર છોડયું, અને પછી અહીં આવીને પડયો તે આજની ઘડી સુધી-અહીં આવીને હું તો આ ગામડાંના તથા નવસારીના લોકોનો તબીબ બની ગયો—અને શેઠજી, હું ખરેખર કહું છું. કે આ હીરાએ મારા કામમાં ઘણી મદદ કીધી; કોઈ પણ કોળી, દુબરે, પારસી, હીંદુ માંદો પડતો કે એ અહીં લઇ આવતો અને હું એને ઘરાક દીઠ એક પૈઇ કે પૈસો આપતો. પણ એક દિવસ એમ બન્યું કે ભુલમાં ત્રણ માણસોને ભલતી દવા આપી દીધી એટલે તેઓ જીન્નત ગુજીન થઇ ગયા. આથી આખા ગામમાં મારૂં નામ વાયડું પડી ગયું, અને લોકો મને જાદુગર તથા ધુતારો કહેવા મંડયા. આ દિવસથી મારી ઘરાકી તુટી ગઇ, એટલે આ મારા બાપ–દાદાનો ધંધો પાછો મેં શરૂ કર્યો." આટલું બોલી રહી મહોબતખાંએ થોડુંક પાણી પીધું. તે વાત કરતો ગયો હતો અને બુટ દુરસ્ત કરતો હતો, અને જાંહગીરજી કંઇક વિચારમાં બેસી સઘળું સાંભળતા હતા.

"અહો ! મહોબતખાં, તમો કેઠા સો ધંધાના ધણી છો !" જાંહગીરજીએ સઘળી હકીકત સાંભળ્યા પછી જણાવ્યું "પણ હવે જલદી કરો, મને સાંજ પડતાં નવસારી જવું જોઇએ."

"હવે એક બે મિનિટનું કામ છે." મહોબતખાં બોલવા મંડયો. "શેઠજી, હું ખરેખર કહું છું કે મારી પાસે દવાના ઘણા સારા નુસખાં છે. અને ઘણાં દુઃખ દર્દો મારા નુસખાથી સારાં થયાં છે."

"અહં ! એમ ? મીયાં ત્યારે તમારી પાસે દિલગીરી અને ગમથી માંદા પડી ગયેલાંઓ માટે કંઈ દવા છે ?" જાંહગીરજીએ ગુંગળાતે અવાજે પુછયું.

"હા, સાહેબ, તે પણ છે, જો આપને જોઇતી હોય તો તે આપવાને સેવક તમારો હાજર છે." "પણ મને નથી જોઈતી. મારા અતલગના બેશી માટે જોઇએ છે. એવણ અંકલેશ્વર રહે છે."

"આપ કહેતા હોવ તો અંકલેશ્વર બી આવું અને તે શેઠને બરાબર તપાસીને મારા નુસખા પ્રમાણે દવા આપું. જો ત્રણ દિવસમાં ફાયદો નહી થાય તો."—

"જો ત્રણ દિવસમાં એમને આરામ થશે તો રૂપિયા ત્રીસ અપાવીશ," જાંહગીરજી તુરત બોલી ઉઠયા, "આવતી કાલે બપોરની ગાડીમાં હું અંકલેશ્વર જનાર છું, માટે આવતી કાલેજ મારી સાથે આવો. જો આવતી કાલે બપોરે નવસારી સ્ટેશન ઉપર મળો તો આપણે સાથેજ જઇએ."

"હા જરૂર, શેઠજી જરૂર આવીશ, લેવો સાહેબ, આ બુટ પણ તૈયાર થયું."

હીરો હરામી જે સઘળી વાત ધ્યાનથી સાંભળતો બેઠો હતો તે હવે બોલી ઉઠયો:—

"એ ગામડીઆ ગમાર! કેમ મને મુકીને ચાલી જવા માંગેછ કે?—નહીં, નહીં, હું તને નહીં જવા દઉં."

"અરે હીરા, એક બે દિવસમાં તો હું પાછો આવીશ." મહોબતખાંએ નાળબંધે જણાવ્યું.

"નહીં, નહીં, એમ નહીં બને." હીરાએ જરા ગુસ્સામાં કહ્યું, "કેમ કાકા, બીજાના ગામના માણસોને ફુસલાવીને નહસાડી લઇ જાઓછ કે? મેં તમુને મારી નોકરી શોધવા કહ્યું ત્યારે તમે તો એ મુસલ્લા માટે નોકરી શોધી! હુંબી તો ખરો કે તમો બંન્નેની પુઠેજ આવશ."

"અરે! તારો મામો મારી મારીને ગામની પાદરે મુકી આવશે. હીરા, તે જાણેછ કે?" મહોબતખાંએ હીરાને કહ્યું.

"અરે પણ એની કોણ દરકાર કરેછ જો!" હીરાએ પોતાના મામા માટે બે દરકારી બતાવી.

"ચાલો, મીયાં મહોબતખાં, આ પૈસા લેઓ." જાંહગીરજી બુટ પહેરતાં પહેરતાં બોલ્યા, "કાલેબપોરે નવસારીનાં સ્ટેશને જરૂર મળજો. સાહેબજી હીરાજી, આએ તમારી મહેનત માટે નજી રકમ આપું છું તે લેશો."

"અરે કાકા, મને કાં વળી તમો સમજાવવા આયા છ? હું તો તમારી સાથે આવવાનો ને ફર આવવાનો! એ બે આની આપી કંઈ નાદાનને છેતરવા આયા છ શું? નોકરી અપાવવાનું વચન આપીને હવે ફરી જાઓ છ?" હીરાએ મોટે સાદે બુમ પાડી જણાવ્યું. "જાઓજી જાઓ; બચ્ચે—બાળેકા ખેલ કરવા આયાછ શું? એ હુશિયારી છોડી દઇ મને કેંક નોકરી રખાવો તો સારી વાત છે નહીં તો"—જાહંગીરજીએ બુટ પહેરી મોહબતખાંને સલામ કરી નવસારી તરફ ચાલવાનું શરૂ કર્યું અને હીરો પછવાડેથી ખોટી બુમો પાડતો અને જાંહગીરજીને દમ વગરની ધમકીઓ આપતો ત્યાંજ ઉભો.



## પ્રકરણ ૧૦

# પિતાનો સંતાપ.

નાજાંબાઇના પિતા શેઠ પેસ્તનજી અંકલેશ્વરીઆનો બંગલો અંકલેશ્વર સ્ટેશનથી થોડેક દૂર આવ્યો હતો. આ નાના અને જુના બંગલાની આસપાસ રૂ અને કપાસના ઢગલા પડેલા હોવાથી બંગલો થોડોક ઢંગાઇ ગયેલો દીસ્તો હતો. સાત–આઠ દિવસો થયા બંગલામાં શાંતિ ફેલાઇ હતી; બંગલાનો માલેક માંદગીને બિછાને પડયો હતો અને આજ સાંજે તેમનાં દુ:ખનું જોર વધ્યું હતું; દુ:ખનું જોર રાત્રીએ વધુ હોય છે અને તે કારણને લીધે આજ સાંજથી આ બુઝરોગ ગ્રહસ્થ પેસ્તનજીનું દુ:ખ બેહદ હતું.

નવસારીથી ઉપડેલા જાંહગીરજી તથા મહોબતખાં નાળબંધ સાંજ પડતાં અંકલેશ્વર આવી પહોંચ્યા. જાંહગીરજીએ નવસારીમાં રહેતા પોતાના એકપુરા ભાઇને નાજાંબાઇ વિષેની સર્વ બિનાથી વાકેફ કરી મહોબતખાં નાળબંધ સાથ તુરત અંકલેશ્વર આવવાને દરૂસ્ત ધાર્યું હતું.

ધીરજથી સંકટ અને બળાપો સહન કરતો ભલો આદમી ઉમદા વિચારવાલો હોય છે; અને આ પ્રકારનો ભલો આદમી જે પોતાના જેવાજ દુ:ખી આદમીને સંકટ અને દુ:ખમાંથી છોડાવવા ધાય છે તે વધારે ઉમદા વિચારો ધરાવનારો હોય છે. જાંહગીરજી ખરેખર ઉમદા અને ઉદાર ગ્રહસ્થ હતા; આફત વેળા પણ તેવણ શાંત રહી હંમેશા ધીરજ રાખી પોતાનું તેમજ બીજા દુ:ખીઓનું દુ:ખ ઓછું કરવાને ઉત્સુક રહેતા હતા. આ ભલા ગ્રહસ્થ આજ સાંજે મહોબતખાં સાથ પેસ્તનજી શેઠના બંગલામાં દાખલ થયા અને તેવણે પેસ્તનજીના માનિતા નોકરને પેસ્તનજીની તબીયત માટે તુરત પુછયું; "કેમ, બેજન, શેઠ કેમ છે?"

"સારૂં થયું કે તમો સાહેબ આવી લાગયાછ," બેજન નોકરે જવાબ આપ્યો.

"ત્યારે પેસ્તનજી ફુવા કંઇ વધારે બિમાર છે શું?—હં, બોલની!" જાંહગીરજીએ અધીરાઇથી સવાલ કર્યો. "એવુંજ તો; જાંહગીરજી શેઠ, આજ બે દિવસ થયા પેસ્તનજી સેઠ તો ખાતા નથી, ને સુતા નથી. પાસેનાં હમાંડોશાં કહેછ કે એવનની પાચન શક્તિ બગડી ગઇછ;–પણ નહીં, જાંહગીરજી શેઠ, એમ નથી. મેં તમોને તે દિવસે કહ્યું તેમ ગમગીનીએ એવન ઉપર ગલબો કર્યોછ."

"ત્યારે તમો લોકો એવનને કંઇ ખાવાનું આપી નહીં શકયા? જરા સમજાવી પતાવીને આપતે કેની? હમણા એવણ જાગેછ કે?"

જાંહગીરજીએ બેજનને પ્રશ્ન પૂછ્યા, "ડોક્ટર સોલોમનને બોલાવ્યો હતો કે? ડાક્ટર શું કહે છે?"

"જાંહગીરજી શેઠ, એવનને ડોકટરે ઘણા સમજાવ્યા, પણ કશું લીધું નહીં. ડોકટર સાહેબ કંઇ અમને કહેછ કે આ દુઃખ એમને છે? હું તપાસી આવું કે એ'ણુ જાગેછ કે નહીં."

"પણ સબર, બેજન, આ હકીમ સાહેબને મારી સાથે હું લઇ આવ્યો છું, માટે આપણા ઘોડાવાળાની ઓરડીમાં એમને માટે બંદોબસ્ત કર ને પછી શેઠજીને જોઇ આવ."

મહોબતખાં નાળબંધ કીર્ક હકીમ સાહેબ માટે બંદોબસ્ત કર્યા પછી બેજન પેસ્તનજી શેઠના ઓરડામાં ધીમે પગલે જઇ આવ્યો અને પાછો ફરી જાંહગીરજીને કહેવા લાગ્યો; જાંહગીરજી શેઠ, એવણ જાગેછ તો ખરા, પણ હું નહીં ધારતો કે એવણ તમુને ઓળખીને તમારી સાથ કંઇ વાત કરી શકે. ઘેરમાંનાં સઘળાંના નામો પણ વિસરી ગયાછ ને પરમ દહાડે તો એવણ કંઇ ને કંઇ લવારો કરવા બેઠા! આપણા હોરમજદારૂ પંથકી તે દહાડે જરા આવીને બેઠા તો કહે જે એવણ ફિરેસ્તા થઇ મને ઉંચકી લઇ જવા આવ્યા છ."

"અરે ખુદા! અફસોસ!" જાંહગીરજીએ ઉંડો નિસાસો મૂક્યો અને પછી તેવણ બોલ્યા; "ચાલની બેજન, હું એમની આગળ અંદર તો જાઉં!" જાંહગીરજીની આંખોમાંથી અશ્રુ પડયાં; દિલગીર ચેહરે અને આંસુઓથી ભરપુર બનેલી આંખો સહીત તે શાંત ઓરડામાં જાંહગીરજી દાખલ થયા અને માંદગીને બિછાને પડેલા પેસ્તનજી શેઠે અજબ લાગણીઓ સાથ જાંહગીરજી તરફ જોયું. બેભાન હાલતમાં પડી રહેવા પછી જેમ બેભાન પુરૂષ એક નિસાસો મૂકી ઉઠે તેમ પેસ્તનજી શેઠ જાગૃત થયા અને એક પણ શબ્દ બોલ્યા વિના તેવણે પોતાના બંન્ને હાથો લાંબા કર્યા અને જાંહગીરજીએ તેમને આસ્તેથી વળગી તેમના કપાળ ઉપર પોતાનો હાથ ફેરવ્યો.

"હજી જીવવાનું શું બાકી છે?" પેસ્તનજી આ પ્રમાણે બોલ્યા અને પોતાનાં દિલનો ઉભરો તેવણે રડીને ખાલી કર્યો; તેમના મનની વેદના પુષ્કળ હોય એમ દીસતું હતું; આંસુઓ તેમના કરચલી વળેલા ગાલો ઉપરથી અને સફેદ લાંબી દાઢી ઉપરથી એકેક પછી ગબડવા લાગ્યા, અને તેવણે વધુ બોલવાને પ્રયત્ન કર્યો પણ બોલી શકાયુંજ નહીં. નર્સ મીસ સીમ્પસન જેણીને એમની આગળ કેટલાક દિવસોથી રાખવામાં આવી હતી તેણી મુંગી મુંગી ત્યાંજ ઉભી; જાંહગીરજી તેમના પલંગ ઉપર બેઠા અને બેજન મનમાં બડબડવા

લાગ્યોઃ–"અરે પરવર ! આએ શો ગજબ ? મારા શેઠ કોઇ દિવસ રડે નહીં ને આજે એવણુ એમ કાંય કરેછ ?" આ દયાજનક દેખાવ નિહાળતાં તેઓ સર્વે શોકના પુરમાં તણાયાં, અને તેઓના મનમાં વિવિધ શંકાઓ ઉત્પન્ન થઇ. થોડીક પળો પછી પેસ્તનજી શેઠ બોલવાની કોશીશ કરી અને પછી અચકાતાં–અચકાતાં તેવણુ બોલ્યાઃ—

"જાંહગીર દીકરા, તું આવ્યો ?–હું તને કંઇ પુછ–પુછતો નથી,–નહીં–જાંહગીર, નહીં. તેં નાજાંને શોધી નહીં કા–કા–કાદી ? એ મળે તેનાં કરતાં,–એ પાછી મળે તેનાં કરતાં ગુમ થઇ ગઇ હોય તો સારૂં ! ઓહ ! કે–કેવું દુઃખ !"

**જાંહગીરજી** કશો જવાબ આપી શકયા નહીં. તુરત તેવણે પોતાના હાથો પોતાના મુખ ઉપર મુકયા, અને તેમની આંખોમાંથી અશ્રુની ધાર વહેવા લાગી.

"બસ **જાંહગીર**, તું ના રડ, ના,–નહીં, એમ–ના રડ; એ તો મારે રડવું જોઇએ, હા,–**નાજાં** મારી નાફરમાન દીકરી હતી," પેસ્તનજી શેઠ વધુ બોલવા મંડયા. "**જાંહગીર**, તારે તો ખુશી થવું જોઇએ કે **નાજાં** તારી ધ–ધ–ધણીયાણી થવા નહીં પામી–ઓ બાપ! ઓ ખુદા !–મારી જીંદગીની ખ્વા–ખ્વાહેશ **જાંહગીરને નાજાં** સાથ પરણાવવાની હતી; જો તે ખ્વાહેશ–ઓ ખુદા !–તું બર લાવતે–તો **જાંહગીરને** હવે મારૂં મોઢું હું કેમ દેખાડતે ? !"

"બસ, શેઠજી, હવે આપ જરા મુંગા રહો," **બેજને** કહ્યું, "જે થવાનું હતું તે થયું. હિંમત રાખો, શેઠજી, એ માટે વિચારજ ના કરો."

"બે–બે–બેજન, શું હિંમત રાખું ?–હા, પણ મારે હવે શાંત થવું જોઇએ,–કંઇ નહીં, દીકરા **જાંહગીર**, આપણે શું ખોયું છે ?–કંઇજ નહીં–કંઇજ નહીં–ફકત નાફરમાન છોકરીજ–ઓ,–દાદર ! એ શું થયું ?–ઓહ ! અરે પરવર !–આ જબરો સંતાપ !" આટલું બોલી પેસ્તનજીએ ઉઠવાને કોશીશ કરી.

"સો જાઓ, શેઠજી, બી કવાઇએટ !" નર્સ **મીસ સીમ્પસન** હવે બોલી અને પેસ્તનજીને સુઇ જવા માટે આગ્રહ કરતી ઉભી. થોડીક પળ પછી પેસ્તનજી ઉંઘમાં પડયા પણ આશરે દસેક મિનિટમાં તેવણુ બુમ પાડી પાછા ઉઠયાઃ–"ઓ ખુદા !–એ છે કયાં ?—ઓ **જાંહગીર**–અરે !–" **જાંહગીરજી** ખેદયુકત થઇ આંખોમાંથી આંસુઓ ટપકાવતા ઉભા; આ વૃદ્ધ ભલા સગાનાં દુઃખે એમનાં કોમળ હૈયાં ઉપર ઉંડી અસર કરી; **જાંહગીરજી** ગુંગળાતે અવાજે બોલ્યાઃ—

"પેસ્તનજી બાવા, એ આજે એમ શું કરોછ જો ! જરાં શાંત રહી સુઇ જાઓ તો ઘણુંજ સારૂં !"

"સુઇ જાઉં, ચાલ દીકરા, ત્યારે સુ-સુ-સુઇ જાઉં,—પણ નાઝાં, જરા પાણી પા," પેસ્તનજી બોલ્યા જરા પાણી આપ.—પણ નાઝાં, હા નાઝાં અહીં છે કયાં જો ! અરે-ખુદા ! મારૂં ચિત્ત-ઠેકાણે નથી !"

નર્સ મીસ સીમ્પસને પ્યાલામાં થોડો સોડા-વોટર લાવી પેસ્તનજીને આપ્યો અને તે પી તેવણ પલંગ ઉપર આડા પડયા. જ્યાં સુધી નિંદ્રાદેવીને વશ થઇ તેવણ શાંત પડયા નહીં ત્યાંસુધી જાહંગીરજી પલંગ નજદીક બેસી રહ્યા અને પછી બીજા ઓરડામાં ગયા જ્યાં ઋર્દ હોરમજદાર પંથકી આવીને બેઠા હતા.

"કેમ ભઇ, પેસ્તનજી શેઠ કેમ છે ?" જાહંગીરજીને હોરમજદાર પંથકીએ પુછ્યું.

"હોરમસજી બાવા, એવનની તબિયત મને તો સારી લાગતી નથી," જાહંગીરજીએ જવાબ આપ્યો. "ખુદા કરે તે ખરૂં ! હું નવસારીથી એક હકીમને લાવ્યો છું તે હવે દવા આપે અને એવણ જલ્દી સારા થાય તો બસ !"

"ઘણુંજ નેક કીધું; નવસારીના હકીમો હુશિયાર છે જો, પણ કેમ, ભઇ, કંઇ છોકરીનો પત્તો ?"

"હાજી, પત્તો તો મળ્યો ખરો, હું એને મળી પણ આવ્યો. અહીં આવવા મેં ઘણી સમજાવી, પણ ફોકટ; એ રજા વગર આવી શકે નહીં, એ તો કેદીની માફક પડી છે," જાહંગીરજી વધુ બોલે તેટલામાં બેજન ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો:

"સાહેબ, હકીમ સાહેબ તમને મળવા માંગે છે, માટે એમને અહીં લઇ આવું ?"

"હા, લઇ આવો,"-જાહંગીરજીએ ટુંકમાં જણાવી હોરમજદારને કહ્યું:-"દસ્તુરજી બાવા, હવે શું કરવું તે કશું સુઝ પડતું નથી."

"અરે, તમે પેલા કમબખ્ત પાપી વિઠ્ઠલ ઉપર તોહમત મૂકી એને પકડાવોજી. પેસ્તનજી શેઠ જરા સાજા થાય ને તમો એમજ કરોજી. એવા અધર્મિ પાપીને તો આપણા ધર્મ પ્રમાણે ઠાર કરવા જોઇએ." હોરમજદાર ગુસ્સામાં બોલ્યા, એટલામાં મહોબ્બતખાં નાળબંધ ઉર્ફે હકીમ સાહેબ ઓરડામાં દાખલ થયા અને કહેવા લાગ્યા.

" જાહંગીર શેઠ, મને શેઠ સાહેબને એક વાર જોવા દેવો; મેં બેજનજી તરફથી હકીકત તો સાંભળી છે. સાહેબ, બેજનજીના કહેવા ઉપરથી તો એમજ મને ખાતરી થાય છે કે એમને ગમ લાગ્યો છે. ચિંતાને દુઃખથી આ બિમારી લાગુ પડી છે. તુલસીદાસ કહી ગયો છે કે.

" ચિંતાસે ચતુરાઇ ઘટે, રૂપ ગુણ ઉડ જાય,
ચિંતા બડી અભાગીણી, લોહી માંસકુ ખાય. "

" હકીમ શાહેબ બરાબર કહે છેજી, " પંથકી હોરમજદાર બોલ્યા. " શેઠને જરા જોવા તો દેઓ; લઇ જાઓ, એમને અંદર લઇ જાઓજી. "

મહોબતમાં પેસ્તનજી શેઠના ઓરડામાં ગયો અને તેમને દૂરથીજ જોઈ આવ્યો. પછી બજારમાંથી ગાંધીને ત્યાંના વસાણાં મંગાવી તેને ઘુંટી છાંડી ગોળીઓ બનાવી મહોબતે બે ગોળીઓ જાંહગીર શેઠને આપતાં જણાવ્યું:—" રાત્રે થોડાં દુધ સાથે આ બે ગોળીઓ શેઠજીને આપી દેજો. રાત એમની ઘણી શાંત પસાર થશે. ઉંઘ બરાબર આવશે અને અલ્લા પાકની મેહરથી સહારમાં એમનું ઘણું દુઃખ ઓછું થશે. "

" પણ મહોબતમિયાં, આથી કંઈ ખરાબ પરિણામ તો નહીં આવે ? " જાંહગીરજીએ કંઇક શંકાની લાગણી સાથ પૂછયું.

" જાંહગીરજી શેઠ, મારી ઉપર ઇતિબાર રાખો, અલ્લાની મહેરબાનીથી સહવારમાં તમો એમનામાં ઘણો સારો ફેર થયેલો જોશો."

" ખુદા કરેને એમની તબિયતમાં સુધારો થાય તો સારૂં ! " આ પ્રમાણે દુવા દઇને શેઠ જાંહગીરજી ખુરસી ઉપર બેઠા એટલામાં પંથકી હોરમજદારૂ અને બેજન ઓરડામાં દાખલ થયા. બેજન કે જેના હાથમાં એક ટેલીગ્રામ હતો તે દાખલ થતાં બોલ્યો:—

" જાંહગીરજી શેઠ, આએ તમારે નામનો તાર આવ્યોછ, " જાંહગીરજી થોડીક પળ અવાચક તથા વિચાર સુન્ય બની ગયા અને ધ્રુજતે હાથે તાર ઉખેડી તેવણે તે વાંચ્યો, અને દિલગીરીનો છાપ તેમના ચહેરા ઉપર પ્રગટી નીકળ્યો.

" કેમ; શું છે ? જાંહગીરજી બા, એ કોણનો તાર આયો છ ? " પંથકી હોરમજદારૂએ કંઇઃ અધીરાઇથી પુછ્યું.

" સુરતથી મારાં માસીજીએ તાર કર્યો છે. એવણ જણાવે છે કે નાજાં વિઠ્ઠલ સાથ સુરત આવી છે અને નાનપુરે લાઇન્સમાં એક બંગલામાં ઉતરી છે; તમો જલદી અહીં આવો. "

" શું તમારા માસીજીએ તાર મોકલો છ ? "

" હાજી; હવે શું કરૂં ? રાતના સુરત ઉપડી જાઉં ? પણ એ કંઈ સમજીને આવી મરવાની છે ? "

" અરે, હવે એને મરવા દેઓજી. એવી નાફરમાન નાપેકાર બેટીનો મારા શેઠ પેસ્તનજીને ત્યાં જન્મ નહીં થયો હતે તો બહેતર ! ખુદાએ એક પુરૂં ફરજંદ આપ્યું ત્યારે આવું કમબખ્ત તે નીકળ્યું ! " હોરમજદારૂ જનુન દર્શાવતા બોલવા લાગ્યા, " એવી બેટીઓ દુન્યામાં પેદા નહીંજ થાય તો બહેતર ! માબાપને કેટલો સંતાપ ! અરે મારો

કેહાણી બહેસ્તનશીન પીરોજબાઈ હતે તો તેમને કોણ જાણે કેવું દુઃખ થતે! એવી નાદરમાન ઉછાછલી, બદ ચાલની છોકરીઓ ફુજ-મીને ગુરત મરી જાય તો ઓછું દુઃખ! જાહંગીરબા, તમે પેસ્તનજી શેઠને છોડીને ના જાઓજી. એ પોતાની મેળે ઠેકાણે આવશેજી. પરવરદેગાર ઓવી ભુંડી, અધર્મી છોકરીઓને કોઈ દહાડે શિક્ષા કરશેજ!"

"દસ્તુરજી બાવા, થવાનું હતું તે થયું! હવે એવાં કમ અક્કલ અંદ ભાન-ભુલાંઓને દુઃખ અને પાપમાંથી છોડવવાં જોઇએ. હું તો બારો કે નાજાંને બનતી મહેનતે અહીં પાછો લઇ આવું! આજે હકીમ સાહેબની દવા આપી હું રાતની ટ્રેનમાં ઉપડી જઇશ. ખુદા કરશે તો પેસ્તનજી બાવાને સહવારમાં ફેર પડશે. ખુદા કરેને નાજાં સમજે અને હું એને લઇ આવું! પેસ્તનજી નાજાંને જરા જોશે તો કંઇક સારો સુધારો થશેજ."

"તમારી મરજી હોય તો જાઓજી; ફતેહ કરો, જાંહગીર બા," હોરમજદારૂએ જણાવ્યું "પરવરદેગાર તમારો મદદગાર રહે! ચાલો, સાહેબ, હું રજા લઉંછ; રાત પડવા આવીછ. સાહેબજી!" આમ કહી પંચકી હોરમજદારૂએ પોતાના ઘર તરફનો રસ્તો પકડયો.

સાંજના સાત વાગ્યા હતા. પેસ્તનજી શેઠ પલંગ ઉપર અછાડ-પછાડ કરતા બ્યાકુલ પડયા હતા. નર્સ મીસ સીમ્પસને જાંહગીરજીના કહેવા પ્રમાણે પેસ્તનજીને સમજાવીને બે ગોળીઓ ગળી જવા અરજ કરી, અને પેસ્તનજી તે ગોળીઓ ગળી રહ્યા પછી બોલ્યાઃ "નાજાં-બુઇ, એ, એનું નામ કેમ યાદ આવેછ જો!-અરે-જાંહગીર દીકરા, દવા કેટલી પીવડાવ્યા કરેછ-મને-મને ઉંઘ તો નહીંજ આવતી, ઓ-બેજન નાજાં આવી કે? અરે, ઓ—ના—ના—""બાવાજી, તમોએ આ ગોળીઓ લીધી છે એટલે જલદી ઉંઘ આવશે. તમો હવે શાંત થઇને સુઇ રહોજી" જાંહગીરજીએ સમજાવીને કહ્યું.

આ પછી સર્વ આ ઓરડામાંજ બેઠાં અને પેસ્તનજીનો ટળ-વળાટ ચાલુજ રહ્યો. આશરે અરધા કલાકમાં ગોળીએ પેસ્તનજી ઉપર અસર કરી; તેવણ હવે ઉંઘમાં પડયા અને જાંહગીરજી સુરત ઉપડવા માટે તેયારી કરવા ઓરડામાંથી બેજન સાથ બહાર નીકળ્યા. ટ્રેનનો વખત થયો અને જાંહગીરજી ઘરેથી સ્ટેશન ઉપર જવા ઉપડી ગયા.



## પ્રકરણ ૧૧ મું.

# દુષ્ટની દગલબાજી.

તે રાત્રે ચંદ્ર પુર તેજ સાથ પ્રકાશતો હતો; જેમ જેમ રાત વધતી જતી તેમ તેમ ચંદ્ર પશ્ચિમ દિશા તરફ નીચે ઉતરતો જતો અને અસંખ્ય તારાઓ ગગનને દીપાવી ઝમક ઝમક રોશનીથી અંધકાર દૂર કરવાને યત્ન કરતા તે વેળા મુંબઇ જતી ફાસ્ટ ટ્રેન ફુંફાડા મારતી સુરત સ્ટેશને આવી પહોંચી. જાંહગીરજી સ્ટેશન ઉપર ઉતર્યા અને પોતાના માસી જે સુરત મધે ગોપીપુરે રહેતાં હતાં ત્યાં ગાડીમાં બેસી આવી લાગ્યા. ગાડી ગોપીપુરેની પારસી દરેહમેહર નજદીકની ગલી આગળ થોભી; ગાડીમાંથી ઉતરી જાંહગીરજીએ પોતાના માસીના ઘરનું બારણું ઠોક્યું, પણ કશો જવાબ મળ્યો નહીં, એક વાર ફરીથી તેમણે બારણું જોસથી ઠોકી બૂમ પાડી, પણ કંઇ ઉત્તર મળ્યો નહીં, જવાબ તે ક્યાંથી મળે? થોડીક પળે જાંહગીરજીને અચંબા વચ્ચે માલુમ પડયું કે બારણાને બહારથી તાળું મારીને બંધ કરવામાં આવ્યું હતું.

"એ શું હશે? માસીએ તાર કર્યો અને માસીજી ઘરેજ નહીં! કદાચ માસીજી નાજાંને ત્યાં તો નહીં ગયાં હોય?" જાંહગીરજી પોતાના મન સાથ વાતો કરતા ઉભા, "હા, માસીજી ત્યાંજ ગયાં હશે અને નાજાંને સમજાવતાં હશે. ચલ ત્યારે હાલ તુરત નાનપુરે સાહેરના હોટેલમાં હું જાઉં અને કાલે સહવારમાં હુંજ તપાસ કરવા નીકળીશ—પણ હા,— નાજાં આવશે કે નહીં? વગર ફોકટનો હું ક્યાં ધકેલામાં પડયો.—પણ નહીં, જાંહગીર, તારે હીંમત હારવી નહીં જોઇએ. કંઇએ કરી એ છોકરીને એકવાર ફરીથી એના બુઝર્ગ ભલા બાપના ઘેરમાં લાવવી જોઇએ."

બડબડતા બડબડતા જાંહગીરજી તેજ ગાડીમાં પાછા બેઠા અને નાનપુરે સાહેરના હોટેલ તરફ જવા નિસર્યા. જાંહગીરજી પોતાના કામ સારૂ જ્યારે સુરત પધારતા હતા ત્યારે વારંવાર તેવણ આ હોટેલમાં ઉતારો લેતા હતા અને આજ રાત્રે એકવાર ફરીથી તેવણ અહીં આવી પહોંચ્યા હતા. હોટેલના મેનેજરે જાંહગીરજી શેઠને આવકાર આપી હોટેલમાં દાખલ કર્યા. અનેક વિચારોની હારમાળામાં જાંહગીરજીનું મન તલ્લીન થઇ ગયું હતુ; તેવણે જેમ તેમ રાત્રીનો બાકીનો વખત પસાર કર્યો. પોહો ફાટતાં પવનની લેહકી સાથ જાંહગીરજી ઉપર નિંદ્રા દેવી પ્રસન્ન થઈ અને તેવણ હવે મીઠી ઉંઘમાં પડયા; પ્રભાત થયા પછી સૂર્યનાં કિરણો જાંહગીરજીના

સુવાના ઓરડામાં પ્રકાશવા માંડયાં જ્યારે ચૌદ વર્ષનો એક હીંદુ છોકરો એ વેળા ત્યાં આવી જાંહગીરજીને સુતેલા જોઈ ચાલી ગયો. ત્રીજી વખત તે પાછો આવ્યો અને જાંહગીરજી આંખો ચોળતા ઉઠયા. તે છોકરાએ ગભરાઇને પૂછ્યું:—"આપનું નામ જાંહગીરજી?"

"હા, કેમ?"

"તમારાં માસીએ આ ચીઠ્ઠી આપી છે." તે છોકરાએ તુરત ઉત્તર વાળ્યો, અને અધીરાઇથી જાંહગીરજીએ તે ચીઠ્ઠી ઉઘાડી અને નીચે પ્રમાણે વાંચ્યું:—

"મારા વહાલા બેટા જાંહગીર,—

"હું ગઇકાલની નાજાંની શોધમાં અહીં આવીછ. નાનપુરે પાર્લીઆ મહોલ્લામાં મારી સહીને ત્યાં રહેલી છું, તેથી દીકરા આજે માણસ સાથે આવજે ને મને મળી જજે, નાજાં માટે કંઇ વાત કરવીછ.

લી. દુવાગીર માસી આવાંમઈ
દા. ફ્રામરોઝ"

"ઠીક, છોકરા, બેસ હું સાથે આવું છું" ચીઠ્ઠી વાંચી રહ્યા પછી જાંહગીરજીએ પેલા છોકરાને કહ્યું અને તે છોકરો ઓરડાની બહાર બેઠો.

જાંહગીરજી ન્હાઇને તૈયાર થતા હતા એટલામાં એક બીજા પારસી ઉતારૂ ત્યાં આવી પહોંચ્યા અને જાંહગીરજીને સલામ કરી તેજ ઓરડામાંની એક ખુરસી ઉપર બેઠા. આ પારસી કોઈ ગામડીઓ હોય એમ દીસ્તું હતું; તે ધચ્છાપોર યા રાંદેરથી કંઇ કામ સારૂ સુરત આવ્યો હોય એમ જાંહગીરજી ધારતા હતા અને એમ ધારવાનું તેમને કારણ મળ્યું હતું; આ પારસીનો પહેરવેશ કંઇક ગામડીઆનો જેવો હતો. લાલ ઇજાર સાથ ચુંઇની કસવાળી ડગલી તેણે પહેરેલી હતી. પગમાં ચાંચવાળા લાલ જોડા, માથે પાઘડી, કાને વાળી—એ સર્વ ઉપરથી અનુમાન થઇ શક્તું કે સુરત શહેરની પાસેના ગામડાંમાંનો આ એક પારસી ખેડુત હોવો જોઇએ.

જાંહગીરજી તૈયાર થઇ ઝરૂખા ઉપર તાપી નદીનો દેખાવ નિહાળતા ઉભા, એટલામાં ચ્હા અને પાઉં-માખણની "ટ્રે" લઈ હોટલનો નોકર આવી પહોંચ્યો. ટેબલ ઉપર "ટ્રે" મૂકી તે નોકર જાંહગીરજીને બોલાવવા ગયો, પણ જાંહગીરજી વિચારોમાં લીન થયેલા હોવાથી થોડીક પળ ત્યાંજ ઉભા અને પછી ચ્હા પીવા ઓરડામાં આવ્યા, રકાબીમાં ચા રેડી હોઠ આગળ રકાબી લેવા જાંહગીરજી જાય તેટલામાં પેલા ગામડીઆ પારસીએ પોતાની ખુરસી ઉપરથી ઉઠી-

જાંહગીરજીએ જે હાથમાં રકાબી પકડી હતી તે ઉપર જોસથી ફટકો માર્યો. રકાબી ભોંય ઉપર પડી અને તેના ચુરેચુરા થઇ ગયા. પ્યાલું પણ આ ગામડીઆ પારસીના હાથે કકડે-કકડા થઇ ગયું. આ ગામડીઆ ગ્રહસ્થની આવી વિચિત્ર વર્તણુક જોઈ જાંહગીરજી પહેલાં સ્તબ્ધ થઇ બેઠા, પણ પછી એકદમ ગુસ્સાથી લાલચોળ બની બોલવા મંડયા:—"કેમ, શેઠ, આ પ્રમાણે બેઅદબી કરવાનું શું કારણ? કંઈ જંગલમાંથી આવ્યા છો શું?"

પેલા ગામડીઆ પારસીએ કશો ઉત્તર વાળ્યો નહીં, અને જાંહગીરજીનો ગુસ્સો વધતો ગયો.

"કેમ, કાકા, કંઈ મેડ-હાઉસમાંથી દોડી આવેલા લાગો છો? મારા સાહેબ, તદન બેવકુફ ગધેડાની માફક શું જોયા કરોછ? બોલોની, એમ કરવાનું કારણ શું? એના પૈસા કોણ ભરી આપશે?"

જાંહગીરજીના બોલવા ઉપર કશું લક્ષ આપ્યા વિના પેલા ગામડીઆ પારસીએ ઇશારત કરી લાંબા લાંબા હાથો કર્યા અને પછી એક હાથે પોતાની છાતી ઠોકી. ખરેખર આ કોઇ ગાંડો આદમી હતો શું? કોઇ "મેડ-હાઉસ"માંથી પલાયન કરી સુરતના શાહેરનાં હોટેલમાં આવી ઘેલી વર્તણુક ચલાવવાને આ ગામડીઆના નસીબમાં વિધાતાના લેખથી નિર્માણ કરવામાં આવ્યું હતું શું? આ પારસી તરફથી કશો જવાબ નહીં મળવાથી જાંહગીરજી વધુ ઝનુની અને હાંફલા-ફાંફલા બની મોટે સાદે બોલવા મંડયા. "મારા સાહેબ, જવાબ આપો, નહીં તો હમણા મેનેજરને બોલાવી બહાર કઢાવું છું. ગ્રહસ્થની એ શું રીત છે? તમો કોણ છેઓ? એવા જંગલી પારસીઓ મેં મારી જીંદગીમાં કદી જોયા નથી."

"નથી જોયા તો જુવો હવે,"—પેલો ગામડીઓ ગ્રહસ્થ મુછમાં હસ્યો અને તેણે હવે જવાબ આપવાને દરૂસ્ત ધાર્યું: "હો હો! જાહંગીરજી શેઠ, કેમ ઓળખતા નહીં કે કાકા?" આમ કહી તે ગામડીઆએ પોતાની પાઘડી માથાં ઉપરથી ઉતારી અને વધુ બોલવા માંડયું:—"અરે એટલી બધી બુમો શાની પાડોછ? કાવસ કારભારી તે ભીખા તાડીવાલાના ભાણેજને નહીં ઓળખતા કે? મારા શેઠ બહેલી ભગત કેમ થઈ જાઓ છો?"

જાંહગીરજી પહેલ્લે જરા ચોંકયા અને આ બોલોથી ચકીત થયા; પછી ખુશી થઇ બોલ્યા:—

"અરે નેકબખ્ત, એ શું કર્યું? એ એમ કરવાનું કંઇ કારણ? અને તું અહીં કેમ આવી પુગ્યો? કાવસજી."

"એ એમજ! અમારી ખુશી પડે ત્યાં જઇએ ને ખુશી પડે ત્યાં નહીં જઇએ. સમજ્યા કે? સાહેબ."

"કેમ, કાવસજીબા. કંઈ સવારના પહોરમાંજ કોપટાં બોપટાં ભરીને આવ્યાછ કે? એમ ગાંડી-ઘેલી વાત શું કરોછ? સીધો-પાધરો જવાબ આપોની."

"સીધો ને પાધરો! કોપટાંને બોપટાં! ગાંડી ને ઘેલી! વાહ, જાંહગીરજી બા, એ બધું કાંથી શીખ્યા?" કાવસજી ખીજ પાડી બોલ્યો.

"કેમ કંઇ ભેજું ખસી ગયુંછ કે? એમ કાંય કરોછ? કાવસજી," જાંહગીરજીએ ઉશ્કેરાઇને પુછ્યું.

"તમોને ચીડવવા! જાઓ!, મહેરબાન જાંહગીરજી શેઠ, આજે આએ પ્યાલાં-રકાબીના ટુકડે ટુકડા આ પ્રમાણે નહીં થતે તો તમો તમારાં બાવના મમઈ-સાસુને સીધા પાધરા મળવા એકદમ દોડી જતે!"

"એ બકો છો શું? કાવસજી." જાંહગીરજીએ સવાલ કર્યો,

"હા, ખરૂં કહુંછ, જાંહગીરજી શેઠ, ટુંકમાં કહું તો ભલા ફિરેસ્તાઓ તમને અહીંથી ઉંચકીને ખોદાયજી પાસ લઈ જતે! એ તો તમારાં મોટાં નશીબ કે આ ગાંડો કાવસજી અહીં આવી લાગ્યો!"

"તમારી ભેદી બાબા અને સમજ પડતી નથી." જાંહગીરજીએ જણાવ્યું, "જરા ખુલાસાથી તો બોલો."

"પેલા વિઠ્ઠલને ઓળખોછ કે?" કાવસ કારભારીએ સવાલ પૂછ્યો અને જાંહગીરજીના ચેહરામાં કંઇક ફેરફાર થયો. "એ પોણુયાનંને તમે મારેલો તે યાદ છે કે?"

"હા, કેમ?"

"ઠીક ત્યારે; સેવક હવે વીઠ્ઠલદાસના "પરાઇવેટ સેક્રેટરી" થયાછ તે માલુમ છેની તમુને? એ કમબખ્ત પાગલ તમારી પુંઠે લાગો છે તેનું તમને ભાન ક્યાં છે? આજે ચાહમાં શું નાંખવામા આવ્યુંતું તે જાણ્યુંછ? તમને સાફ કરી નાખવાને ઝેરની પુડીકી પેલો છોકરો લાવ્યો'તો તે તમને માલુમ છે?"

જાંહગીરજીનો ચહેરો આ સાંભળતાંજ ફીક્કો થયો અને તેમનું મન વિચારમાં પડ્યું. તેવણે ધીમે સાદે સવાલ કર્યો. "એ તમે કેમ જાણ્યું? કાવસજી બા,"

"ગઇ કાલનાં તમારે માટે એ છટકાં રાખવામાં આવેલાં છે. તમને અંકલેશ્વર જતાં સુરતના સ્ટેશન ઉપરથી વિઠ્ઠલે જોયા એટલે એક ખોટો તાર કરી તમુને ફસાવી, અહીં બોલાવી ઝેર દઇ મારી નાંખવાનો વિચાર કાલનો આ નાપાક વિઠ્ઠલે કર્યોછ. એને ખબર પડી હતી કે તમારાં માસી સાત આઠ દિવસો થયાં ફૌત ગયા છે, તેથી લાગ જોઈ એને ખોટા તાર કીધા છે અને તમુને અહીં બોલા-

લ્યા છે. સમજ્યા કે ? એ બરાબર જાણુંછ, કે તમે દર વખતે સાહેરના હોટેલમાંજ ઉતરોછ, તેથી સવારનાં પહોરમાં પેલી ચીઠ્ઠી સાથ—હં, પણ એ ચીઠ્ઠી પેલો છોકરો લાવ્યો કેની?— પેલી ચીઠ્ઠી સાથ મોકલ્યો. એ છોકરો હમણા હોટેલમાં છે કે ? જેવની, એ તો ક્યારનો અહીંથી વંજે માપી ગયો હશે. તમારી ચાહેમાં જે ઝેરનું પુડીકું નાંખવા આપ્યું હતું, તે ચાલાકીથી નાંખી એ છોકરાએ ચાલતી પકડી છે. જો તપાસ કરવી હોય તો આએ જમીન ઉપર પડેલી ચાહેનું એક ટીપું ચાખી જુઓને તમુને માલુમ પડશે. ગઇ કાલની એ બધી મસલત થતી હતી જે હું છુપાઇને સાંભળતો ' તો; અને હું આજે તેથી ચુપ–ચુપ આ ફરમાસુ વેશ લઇ સવારનો અહીં આવેલો છું અને તમુને બચાવવાની મારી ફરજ સમજુ છું. એવા બદમાસ ચંડાળ હિંદુના હાથે પારસી બચ્ચાનો જીવ જાયે એ મારાથી કેમ જોવાય ? ખરૂં પુછો તો એ મારો હાલ શેઠ છે. શું કરૂં ? પેટને ખાતર એવા કમજાત કર્પિણ શેઠને પણ વેઠવા પડેછ, સમજ્યા કે જાંગીરજીબા." કાવસજીએ સઘળો ખુલાસો કર્યો અને સર્વ બિના ધીરજથી સાંભળ્યા પછી દિલગીરી સાથ અને ધડકતી છાતી સાથ જાંહગીરજી બોલ્યાઃ

"શું એ પાપીએ આવી બદમાસી કરી છે ? અરે ખુદા, એનું શું ભલું થશે ? જો એ ખરી બિના હોય તો હું એને માટે જોઇતાં પગલાં લઇશ. કાવસજીબા, તમારે સાક્ષી આપવી પડશે; એ પાપીને હવે કંઇ પણ કરી ઠેકાણે લાવવોજ જોઇએ."

"નહીં જાંહગીરજી શેઠ, મારૂં માની એને એવાં નીચ કામમાંજ મરવા દો. એ કદીપણ ફાવવાનો નથી. કોર્ટ–દરબારમાં જવાથી આપણુ પારસીઓનો ફજેતો બહાર પડે તે ઠીક નહીં, આપ આજે બપોરના અંકલેશ્વર પાછા ઉપડી જાઓ તો સારૂં !"

"હા, કાવસજીબા, તું ખરૂં કહે છે" જાંહગીરજી પોતાનું કપાળ રૂમાલથી લૂછતાં બોલ્યાઃ "એ દુષ્ટ દગલબાજ કદી ફાવવાનો નથી. તમારા જેવા મદદગાર મને મળે છે તેટલા માટે હું તે પરવરનો ઉપકાર માનું છું; એ માટે હું કશી દરકાર કરતો નથી. જેબી દુઃખ મારા ઉપર પડશે તે હું ધીરજથી સહન કરીશ. ખુદાની મહેરબાનીથી હું આ પ્રાણઘાતક છટકાંમાંથી છુટયો છું અને કાવસજીબા, એ માટે હું તમારો પણ આભાર માનું છું. આ વિઠ્ઠલ જેવા નીચ પાપી હીચકારા કાવત્રાંબાજની હું તણખલાં ભાર પણ દરકાર કરીશ નહીં, કારણ કે તે દાદર મારો પાસબાન છે. એ પાપી પોતાની મેળેજ ઠોકર ખાઇ પોતે ખોદેલા ખાડાઓમાં પડવાનોજ. ઠીક, કાવસજીબા ત્યારે હું બપોરપછી અહીંથી ચાલી જઇશ."

"જો જો, સંભાળથી જજો વળી રસ્તામાં કંઇ એ કમબખ્ત ઉંધું ચતું નહીં કરે! એ જાણશે કે તમો તો જીવતાજ રહ્યા છો ત્યારે ગધેડાંની માફક કંઇ ચાર ચાર પગે કુદશે અને વળી કંઇ નવી બાજી રમશે. જાંહગીરજી શેઠ, હું જાઉં છું; મને આ વેશ બદલીને નવ વાગ્યામાં એ કમબખ્તની ખીદમતમાં હાજર થવાનું છે.—પણ જાંહગીરજી શેઠ, મહેરબાની કરી મારૂં નામ કોઇને જણાવતા ના; નહીંતો ધર્મ કરતાં કર્મ મને નડશે અને હું વગર ફોકટનો નોકરી ખોઈ દઇશ તો પિડા! ચાલો, સાહેબજી! જાહગીરજી શેઠ, હું રજા લઉં." આટલું કહી કાવસે જાંહગીરજી સાથ "શેક-હેન્ડ" કરી અને જાંહગીરજીએ કાવસનો એક વાર ફરીથી ઉપકાર માન્યો. કાવસ ત્યાંથી કુચ કરી ગયો અને જાંહગીરજીનું મન વિચારોમાં મુંઝાયા કર્યું.



## પ્રકરણ ૧૨ મું
# શિકાર સલામત.

પાપી આદમી નિરંતર સુખી રહે છે એવું કોઇએ સાંભળ્યું છે? હા, કદાચ ક્ષણ ભંગુર દુન્યામાં તે સુખ મેળવતો હોય, પણ પેલી અમર દુન્યામાં શું તે સુખ મેળવશેજ? પાપી વિઠ્ઠલ બહારથી સુખી દેખાતો હતો પણ વિઠ્ઠલનું મન ન સમજી શકાય એવા ઉદ્વેગમાં હાલ પડયું હતું.

સુરત શહેરના નાનપુરે મધેનાં એક ઘેરમાં આજ સાંજે વિઠ્ઠલ દાસ કંઇક ઝંખવાણો બની આંમ તેમ ફરતો હતો; થોડીક પળ ખુરસી ઉપર બેસતો અને પછી ઉઠી પલંગ ઉપર આડો પડતો; પછી પાછો અકળામણમાં પડી ખુરસીને અઢેલી એક બે પળમાં આમ તેમ ડગલાં ભરતો. તેનું હૃદય ચિંતાતુર હાલતમાં જરા સ્થંભિત થઇ ગયું હતું; વિચારોની ઘટમાલાથી તેનું મસ્તક ઘુમઇ રહ્યું હતું; સમુદ્ર તરંગની માફક એક પછી એક વિચાર તેના મનમાં આવ્યા જતા અને તે મન સાથ નીચે પ્રમાણે બોલતોઃ—

"આખરે જાંહગીરજી બચવા પામ્યો. એ શીદને બચી ગયો? આવાં જીવલેણ ઝેરની અસર એના ઉપર કશી થઇ નહીં. હું તો ધારતો હતો કે એ મરી જશે; પણ મરી ગયો નહીં, આજે બપોરની ગાડીમાં એ ગયો એમ ચેણીઓ કહે છે; આ સાંભળીને મારૂં શરીર બળી-જળી રહ્યું છે. એ છોકરાએ પેલી પુડીકી બરાબર નાંખી નહીં હશે; હા, એમ હશે ખરૂં! હવે શું કરવું તેની ગમ પડતી નથી. હીમજી શેઠને શો જવાબ આપીશ? એ છોકરો ચંચળ નહીં હો!

હાય, શીદને મારું હૈયું ધ્રુજે છે? જાંહગીરજી આ નાજનીનને ખરી પ્રીતિથી ચાહે છે. એ ચેમ ફોગટના ફાંફાં મારતો હશે?—જમિયતરામ વૈદનું ઝેરી ઔસડ એને આપવું હતું-એ ફીરંગાએ કંઇ લાંચ લીધી હશે અને જાંહગીરજીને બચાવ્યો હશેજ—અરે, પણ બળ્યું આ મન, જરાએ શાંતિ નથી પકડતું. હાય! આ કાળજું ચેમ ધડકે છે?—શેઠને શો જવાબ આપીશ?—હું ચિત્તને સ્થિર રાખી શકતો નથી. શિકાર છટકી ગયો!— પણ પેલો દોહરો ઠીક યાદ આવ્યો છેઃ—

"હલકાને અહંકાર વ્હાલો, ઠગારાને ફાંસો,
પારધીને શિકાર વ્હાલો, જોગીને વણવાસો.'

હું આ જાંહગીરજીને છોડવાનો નથી. તે દિવસ એ ચાલી ગયેલ છે. આજે આ શિકાર જીવતો ઘરે ફર્યો છે. પણ હું એને છોડીશ નહીં.—ઠીક, વિઠ્ઠલ, સમય વર્તે સાવધાન—હં! એ કોણ? હં એ,—"

આ પ્રમાણે મન સાથ બોલતો વિઠ્ઠલ એકાએક મુંગો રહી ગયો, અને તેનાં ઓરડામાં એક હિંદુ છોકરો દાખલ થયો.

"ચેમ, વેણીઆ, જમિયતરામ વૈદ આવે છે કે? અને ડાકટર સાહેબ પણ આવે છે કે?" તે છોકરો ઓરડામાં દાખલ થયો એટલે વિઠ્ઠલે તેને પુછ્યું.

"હાજી, હમણા આવશે. ડાકટર સાહેબ પરેરા બહાર ફરવા ગયા છે તે રાત્રે સાત વાગે આવશે આમ એમનો નોકરો કહેતો હતો."

"ઠીક, પણ વેણીઆ, અલ્યા તે પેલી પુડીકી ચ્હામાં બરાબર નાંખી હતીને?"

"હા, શેઠજી, તે બરાબર નાખીને હું ત્યાંથી ન્હાસી આવ્યો હતો."

"તેં બીજાનાં પ્યાલાંમાં તો તે ન નાખી હોય?" વિઠ્ઠલે શંકા લાવી પૂછ્યું.

"ના, શેઠજી, ના પેલા જાંહગીરજી શેઠનોજ પ્યાલો હતો તેમાં તે નાંખી હતી."

"જાંહગીરજીએ ચ્હા પીધી તે તેં ભાળી હતી?" "ના, શેઠજી, મેં નહોતી ભાળી. હું તો પુડીકી નાંખી જીવ લઇને ત્યાંથી ન્હાસી આવ્યો હતો." છોકરએ જણાવ્યું

"હં! ઠીક, હવે છાનો રહે, પેલો કાવસજી આવે છે. માટે એ વાત બોલતો મા હો!"

કાવસ કારબારી ઓરડામાં એકદમ ઝડપી પગલે દાખલ થયો;

વિઠ્ઠલદાસને તેણે વાંકા ટીકા થઇ સલામ કરી અને વિઠ્ઠલે લગીર હાથ ઉંચો કરી તે સલામ સ્વીકારી.

"કેમ, કાવસજી, પારસલ કરી આવ્યો?" વિઠ્ઠલે કાવસને પૂછ્યું. "વખત બહુ ગાળી નાંખ્યો, અસ્યા." "હા, શેઠજી, પારસલ તો ઇસ્ટેશન ઉપર ગાડી ઉભેલી હતી તેમાં બરાબર ચઢાવીનેજ આવ્યો છું, પણ વખત જરા એમ લાગ્યો કે જરા દાઢી બોડાવાની હતી તે ઇસ્ટેશન ઉપર હજામ મળ્યો તે ત્યાંજ બેસી ગયો ને"–

"દાઢી મુંડાવાને આટલો વખત?" વિઠ્ઠલે તુરત સવાલ કર્યો.

"તે શેઠ આપ મારૂં બરાબર સમજોને! હજામ તો કેડો ગામડીઓ મળ્યો તે દાઢી બોડતાં મારા વહાલાને આવડી નહીં ને આ ચાર–પાંચ ચપકા મેળી દીધા; જુઓને, શેઠજી, આ લોહી નીકળે છે તે!" આટલું બોલી કાવસ કારભારી વિઠ્ઠલદાસ આગળ પોતાનું મોઢું વાકું વાળીને ઉભો.

"પણ આટલો વખત?!" વિઠ્ઠલે ચીરડાઇને પાછું પૂછ્યું.

"અરે પણ સાહેબ, બરાબર સમજોને!– તે હું ત્યાંથી ઇસ્પીતાલમે ગયોને થોડો મલમ લઇને અહીં દોડતો આવ્યો, ઇસ્પીતાલવાલો ડાકટર"—

"મર, મેર માંકડા, એ ખોટી ખોટી વાતો શીદને કરે છે?"

"નહીંરે શેઠ હું ખરૂં કહુંછ. મારી જનોઈનાં સમ!–પણ,— શેઠજી પેલો જાંહગીરજી પારસી મરોલી ગામમાં આપણુને મળ્યોતો તે આજે અહીંના ઇસ્ટેશન ઉપર આવેલો હતો."

"અહં! હં, તેનું શું?" વિઠ્ઠલે અધીરાઇથી પૂછ્યું.

"તે જાંહગીરજી ઇસ્ટેશન ઉપર કોઈ ફોજદાર–જમાદાર સાથ વાત કર્યા કરતો' તો ને ફોજદારને કંઇ લખાવતો ' તો." કાવસના આ બોલો સાંભળ્યા પછી આ વિઠ્ઠલના ચહેરાનું રૂપ બદલાયું; તે જરા લાલચોળ થયો; તેના કપાળ ઉપર કરચલી વળી અને તેની આંખ્યો વિકાળ વાઘની ચક્ષુ માફક ચળકી રહી; તેણે ગભરાટમાં તુરત પૂછ્યું:–"હં! તે શું લખાવતો હતો?"

"એ બાપા ઉભા હતા અને જાંહગીરજી શેઠ તમારૂં નામ લખાવતા હતા, મેં ફોજદારની રૂબરૂ જાંહગીરજીને પુછ્યું કે 'મારા સાહેબ, એમ કોઈ ગ્રહસ્થના નામો શા સારૂ પોલીસને આપોછ' અને તો એમણે કાડું આપ્યુંજ નહીં ને હું તો પછી ત્યાંથી ચાલી આવ્યો."

"હશે કાવસજી હશે! નામ આપે કે ન આપે એમાં આપણુને શીદને ગભરાવું? એ દુર્જનો એવી લુચ્ચાઇજ કરતા ફરે! એ જાંહગીરજી સારો આદમી નથી હો! હશે. કરશે તે ભરશે."

" શેઠ, હવે હું ત્યારે ઘેર જાઉંછ સવારમાં વહેલો આવશ. "

" ઠીક, વહાણમાં જલદી આવજે. " વિઠ્ઠલદાસે હુકમ કર્યો અને કાવસ કારભારી ઓરડામાંથી બહાર નીકળ્યો. તે ઓટલાની સીડી ઉપરથી ઉતરતો હતો, એટલામાં જમિયતરામ વેદને કાવસે દૂરથી આવતો જોયો, આથી તે થોભ્યો અને જેવો જમિયતરામ આવી પહોંચ્યો કે કાવસે લાંબા હાથ કરી સલામ કરીને જણાવ્યું: " નમસ્કાર! જમિયતરામ મહારાજ, નમસ્કાર! તમારાં નામોપર ફીટકાર? "

" એ ચોં હેંડયો? કાવશજી, " જમિયતરામે સવાલ કર્યો.

" સેવકના બંગલે પેટની પૂજા કરવા! ' આટલું બોલી કાવસ નીચે પ્રમાણે મન સાથ બડબડતો ઉતાવળે પગલે ચાલવા લાગ્યો.–

" એ કોણ જાણે ક્યાંથી ભરાયા છે? મારો વિઠ્ઠલ શેઠ તો તદ્દન ઉલ્લુ છે. હું જે કંઇ અસ્તમ-પસ્તમ સમજાઉંછ તે એ માની લેછ, પણ છે તો બડો કાવત્રાંબાજ ઉઠાવગીર! એ તો જમિયતરામ કહે તેમ મારી સાથે રાશ ઠીક આવે છે તે જે કહુંછ તે માનેછ; લેવ હમણા એ જમિયતરામ ખોદાયજીનો દીકરો થઇને આવ્યો હોશે? કંઇ વેદપણું કરશે, કંઇ જાદુમંત્ર કરશે અને કંઇ જોશીપણું ચલાવી એના બપાવાના બાપના ગ્રહો જોશે! એ કમબખ્તો કોણ જાણે ક્યાંથી ફુટી નીકળ્યાછ? "

આ પ્રમાણે બડબડતો તે આગળ ચાલ્યો થોડેક છેટે તે ગયો એટલામાં અંગ્રેજી પોશાકમાં સજ થયેલા એક ફીરંગી ગ્રહસ્થને આવતાં તેણે દીઠો પેલા ફીરંગી ગ્રહસ્થે નજદીક આવતાં કાવસને કંઈ પુછ્યું; પણ કાવસે બગભગત થઇ ચાલવા માંડ્યું.

અઇરે કાવસ મિસ્ટર વિઠ્ઠલ ધરકુ હય કયા? અરે સુનતા નાહીં રે?–એઇ–શીટ–શીટ. "

" હં હં! કોણ ડાક્ટર સાહેબ! ડાકટર સાહેબ! પરેરા સાહેબ! " જાણે ઉંઘમાંથી જાગૃત થઇ અચંબામાં ગરકાવ થયો હોય એવું ડોળ ઘાલી કાવસ સ્થિર ઉભો રહી બોલવા મંડયો.

" અરે પિચાનતા નાહીરે? છે!—આપુન તુમકો પુચના હયરે સેટ વિઠ્ઠલ ધરકુ હય ક્યા? "

" હા, હા, શેઠ વિઠ્ઠલદાસ ઘેરે છેઃ બેઠા બેઠા માખ મારે છે! "

" માખ મારેચ! એ કીયા કરતારે? "

" તોડવું તારું! જાઓ, જાઓ, શેઠ મીલેગા જલદી જાઓ. " આટલી વાત કરી તે બન્ને જુદા પડયા. ડોક્ટર પરેરા વિઠ્ઠલદાસના ઘેર તરફ ચાલ્યા અને કાવસે થંડે કલેજે બડબડતાં હુસુક હુસુક હીંડવા માંડયું:—

"એ વળી ઢેડનો ખાધો મારૂં માથું ખાવા આવ્યો' તો! એ વળી એની બધી પતરાજી એની દેખાડતે કે રાતના બાર અહીંજ વાગી જતે! ચલ–દીકરા કાવસ, હવે પેટની પૂજા કરવીછ; જલદી ચાલ મારા બાપ" કાવસજી હવે ઝડપી પગલે ચાલી પોતાને ઘરે આવી પહોંચ્યો.



## પ્રકરણ ૧૩ મું.

## દુષ્ટના દોસ્તો.

મુંબઇના જાણીતા જમિયતરામ વૈદને તમો કદાચ ઓળખતા હશો. મહોબતખા નાળબંધે એમની ટુંકમાં ઓળખ આપી છે; મહોબતખાંને આ વૈદનો પત્તો મુંબઇમાં મળ્યો નહોતો અને તે ક્યાંથી મળે? મુંબઇથી ન્હાસી આવી સુરત મધે જમિયતરામ મહારાજે ઔષધાલય ઉઘાડયું હતું, દેશી વૈદકશાસ્ત્રનો એમને પાકટ અનુભવ હતો એમ કહી લોકોને તે ખાત્રી આપતા હતા; વળી જ્યોતિષ વિદ્યાની બારાખડીથી વૈદ જમિયતરામ વાકેફ થયા હતા અને આથી તે પોતાને એક "જોશી–વૈદ્ય" તરીકે ઓળખાવતા હતા. એવણ સર્વને જણાવતા હતા કે પહેલ્લે દર્દીની જન્મોત્રી તપાસ્યા પછી તે દર્દીનાં દુઃખ નિવારણ અર્થે જોઇતી દવા તે આપતા; ટપકો જોઇ તે તુરત જાણી લેતા કે બિમાર આદમી થોડા દિવસો આ દુન્યામાં કાઢી શકશે કે નહીં. જો તેમનું જ્યોતિષ જ્ઞાન એમ દેખાડતું કે દર્દી પાંચ–છ દિવસો યા પાંચ–છ મહિનામાં મરી જશે તો પછી દવા આપવાને તે જરા બેદરકાર રહેતા! એમના વડવાઓના પુસ્તકાલયમાંની કેટલીક જયોતિષ શાસ્ત્રની ચોપડીઓનો તથા વૈદક–વિષયક પુસ્તકોનો તેમણે બારીક અભ્યાસ ખાટલે પડી કર્યો હતો એમ મગરૂરી સાથ તે સર્વને જણાવતાં હતા. આ તો જાણીતી બિના હતી કે વિઠ્ઠલ આ "જોશી વૈદ"ની સલાહ વારંવાર લેવાને ચુકતો ન હોતો; વળી વિઠ્ઠલ પોતાના પાપિષ્ટ કામો એક ફીરંગી ડૅાક્ટરની મદદ વડે સિદ્ધ કરવાને હંમેશા તત્પર રહેતો હતો.

આ ફીરંગી ડોકટરનું નામ ડૉ. પરેરા હતું. તેણે અંગ્રેજી છ ચોપડીઓનો અભ્યાસ મુંબઇની વિખ્યાત સેંટ ઝેવીઅર સ્કુલમાં કર્યો હતો; એમના બાપા દરજીનો ધંધો કરતા હતા, પણ તેને આ ધંધો પસંદ ન પડવાથી ઘરે બેસી વૈદક–સંબંધી ચોપડીઓ વાંચવાને

તેણે દરસ્ત ધાર્યું હતું. "મૅટીરીઆ મૅડિકા"ના (ઔષધના ગુણ અને ઉપયોગ સંબંધી શાસ્ત્ર) પુસ્તકમાંના થોડાંક પ્રકરણો તેણે વાંચ્યા હતા. વળી "ઍનૅટોમિ"ની (શારીરીક શાસ્ત્ર) ચોપડીમાંથી થોડાંક પ્રકરણોનો અભ્યાસ કર્યો હતો અને પછી ચિકાગોની એમ. ડી. ની ડીગ્રી મેળવવા મુંબઇથી તેણે અરજી કરી હતી. મારવાડીને ત્યાંથી વ્યાજે થોડાક રૂપિયા કઢાવી આ કહેવાતી માનવંત પદવી મેળવવા તેણે તે વાપર્યા હતા. ઘરે બેઠા એમ. ડી. ની ડીગ્રી એને એનાયત કરવામાં આવી અને પછી એ પોતાને ડૉક્ટર પુરેરા તરીકે ઓળખાવવા લાગ્યો. મુંબઇ મધે એક વેળા એના હાથે ઉંટ–વૈદુ થઇ જવાથી એના મિત્રનું મરણ નીપજ્યું હતું, તેથી ગભરાઇને તે સુરત આવ્યો અને ત્યાં તેણે પોતાનો "મેડીકલ હૉલ" ખુલ્લો મેલ્યો હતો.

આ બન્ને અર્ધ–હકીમો વિઠ્ઠલદાસને ત્યાં રાત્રે આશરે સાત વાગે આવી પહોંચ્યા હતા, જ્યાં નીચે પ્રમાણે કંઇક તકરાર ચાલી રહી હતી.

"એ જાંહગીરજી બચી ગયો ! જમિયતરામ મહારાજ !" વૈદ જમિયતરામ ઓરડામાં દાખલ થયો કે વિઠ્ઠલે જણાવ્યું. "આ કંઇ જેવું તેવું દુ:ખ અને અપમાન નથી ! આથી હું હવે ચિંતામાં પડયો છું."

"તમને મારૂં ઓસડ રૂચ્યું નહીં એટલે હું શું કરૂં ? અમો જોશી–વૈદોનું તો તમો માનોજ નહીં. મારી દવા હટ દઇને એ જાંહગીરજીનો નિકાળ કરતે" જોશી જમિયતરામે ઉત્તર વાળ્યો, "લો, એ તમારો ડૉક્ટર સાહેબ પણ આવ્યો. હવે એને પુછો કે આનું કારણ શું ?"

ડાક્ટર પરેરા દાખલ થયા અને વિઠ્ઠલે તેના સામું તિરસ્કારની નજરથી જોઇ કહ્યું. "એ ડોક્ટર, તુમકો હવે ફી નહીં મીલેગા !"

"છે ! આપુન મંગતાજ નહીરે, મિસ્ટર વિઠ્ઠલ; તુમ બન્યા લોક અઇસાજ આહેઃ અમ પિચાનતા બરાબર !" ડૉ૦ પરેરાએ દમમાંજ જવાબ આપ્યો.

"તુમને અઇસી–કઇસી દવા આપીઆ કે આ જાંગીરજી મર નહીં ગયા !"

"ક્યા બોલતા રે ? મર નહીં ગયા ! તુમને દવા બરાબર ડાલા નહીં હોયગા. અમને ઍાટ ખરાબ દવા દીઆ થા રે !"

"શી દવા આલી હતી ?" જમિયતરામે વચ્ચે મિજાજમાં પૂછ્યું.

"અઇરે! તુમકો ઇંગ્લીશ દવા માલુમ નાહીં. ચુપ બેઠો; ગડબડ મટ કરો!"

"પણ હિંમત હોય તો કહોને શી દવા આલી હતી?" જમિયતરામે ફરી સવાલ કર્યો.

"સ્ટ્રિક્નાઇન! તુમકો માલુમ હય? દેખા હય કોઇ દીન?" ડૉ. પરેરાએ ગુસ્સામાં વળતા પશ્નો પુછ્યા.

"વિઠ્ઠલદાસ, આવી દવા વૈદક–પુસ્તકોમાં નથી." જમિયતરામ મહારાજે દોઢ ચતુર થઇ જણાવ્યું. "આ નામનું ઔષધ દુન્યામાં ક્યાંએ પણ નહીં. એ ફીરંગી આપણને ધૂતવા આવ્યો છે. એ છેતર પીંડી કરે તે મારી આગળ ન ચાલે."

"છે! અઇરે, તુમ ચુપ–ચુપ બેઠો. તુમકો કુચ્છ માલુમ નાહીં,—આંવ તુકા સાંગતોરે,–આપુન તુમકો બોલતારે બીચમે મટ બોલો! તુમકો કુચ્છ–કુચ્છ નાહીં માલુમ!"

"અરે ફીરંગી સાહેબ, આમ આકુળ વ્યાકુળ ના બનો; તમને સર્વ માલુમ છે તે જાણ્યું હવે! આમ બુદ્ધિનો ચમત્કાર દેખાડી શાંદને છેતરો છો?" જમિયતરામે 'આવ પડોસણ લઢીએ વાળી વાત' પ્રમાણે મર્મ વચન કહી સંભળાવ્યું.

"એઇ, તુમારે બાપકુબી ઇંગ્રીશ દવામે હમ માર ડાલતારે! પ્રુસીક એસીડ ( Pru sic a id ) તુમકો ઔર તુમેરા બાપકા બાપકુ પિલાયા તો સાફ હો જાતારે; કુચ્છ માલુમ?"

"ભલે; તમારી પાસેજ ઔષધો છે એમ નહીં સમજવું હો! તમારામાં બુદ્ધિને જ્ઞાન જરાએ નથી અને આમ ખોટી ગડબડ શીદને કરતા હશો?"

"છેં! યુ સ્ટયૂપિડ ફુલ! કયા બોલતા રે? તુમારા સીર તોર ડાલેગા" આટલુ બોલી ડૉ. પરેરાએ પોતાની લાકડી ઉંચકી; વિઠ્ઠલદાસ તુરત વચ્ચે પડ્યો અને આ ફીરંગી ડૉકટરને સમજાવી વિઠ્ઠલ કહેવા મંડ્યો:—

"તુમ અહીં ગડબડ ના કરો; તુમ તુમારે દવાખાનેમાં જાઓ. હમ તુમારી ફી આપી દઇંગે. ડાક્ટર સાહેબ જાઓ. તુમ સારા માણસ હો અઇસી અઇસી ગડબડ કરતે એ ઠીક નહીં લગતા."

ડૉ. પરેરા ક્રોધાવેશમાં બડબડતો ત્યાંથી ચાલી ગયો અને જમિયતરામને શિખામણ આપતો વિઠ્ઠલદાસ બેઠો. "જમિયતરામ મહારાજ એ ફીરંગીને નહીં છેડીએ હો! એ તમને આ તીજ સ્વર્ગ વાસી બનાવતે. એ મદિરા પીને આવ્યો હતો, હું વચ્ચે પડ્યો તે મેં ઠીક કર્યું, નહીં તો રામ કૃષ્ણ ગોવિંદ!

"અરે સ્વર્ગવાસી બનાવ્યા બનાવ્યા! આપ શું બોલો છો?!" જમિયતરામ હવે પોતાની જ્યોતિષ વિદ્યાના આધારે કહેવા લાગ્યા- "મારી જન્મ પત્રિકા મેં જોઈ છે; સ્વામી શની ઉંચનો થઇને પાંચમાં શુભ ભુવનમાં તુળા રાશીમાં બેઠો છે અને તેને બુધ તથા શુક્રની દૃષ્ટિ છે, એટલે મારૂં આયુષ્ય ઘણું લાંબુ થવાનો સંભવ છે."

"તેથી તમો આ ફીરંગી સાથ કજીઓ કરવા બેઠા શું? વિઠ્ઠલે પુછ્યું, "મહારાજ, કેમ ભુલી ગયા?—સમય વર્તે સાવધાન!"

"ખચિત આ ફીરંગી કશું વૈદક જ્ઞાન ધરાવતો નથી અને ખોટી ખોટી વાતો કરે છે તેથી મને બોલવું પડયું, એ શું ઝેરી ઔષધ આલે?! હું મારી ફાકી કોઇને આલું તો હટ દઇને તેનો નિકાળ થઈ જાય; કનેરના મુળ અને ઝેરી કચુરો આ બંન્નેનું મિશ્રણ કરી ચોક્કસ બજી દવા ભેળું તો એક બે પળમાંજ નાડ નબળીને ધામી પડે, આંખ્યો બહાર નીકળી આવેલ માલુમ પડે. હાથ પગની નસો ઉંડી આંકડી આવે, જડબું બીડઇ જાય ને પછી થોડી પળમા તે મરવા પડે અને હટ દઇને મરી જાય!"

"હો! આમ? ત્યારે, મહારાજ તમારૂં ઓષડજ વાપરવું હતું." વિઠ્ઠલે પાપી વિચાર જણાવ્યો. "બજી વેળા કંઈ યુક્તિ રચી એ જાંહગીરજીને અત્રે બોલાવી એનો છેડો લાવીશું."

"જુવો, વિઠ્ઠલદાસ શેઠ, હું કામ કરીશ તે પાકું કરીશ. પહેલે ક્યા નક્ષત્રમાં ઔષધ આલવું તે હું તપાશીશ; તમને ખબર હશે કે સઘળા મળી સત્તાવીશ નક્ષત્રો છે.-આપણે કૃત્તિકા નક્ષત્રમાં આ કામ આરંભશું તો ફતેહ મળશે."

"ઠીક ત્યારે જમિયતરામ મહારાજ બજી વેળા હું જરૂર તમારી સલાહ લઇશ. તમો હવે પધારો. હું શોકથી ખિન્ન થઇ ગયો છું અને હાલ મારા મનને શાંતિ નથી."

"હા, વિઠ્ઠલદાસ શેઠ, આપને શાંતિ નથીજ એમ રૂડાં જ્યોતિષ શાસ્ત્રના બળથી હું કહી શકું છું. હાલ તમારો નબળો મંગળ પીડાકારક છે, માટે રૂપું, ત્રાંબુ, વસ્ત્ર, ગોળ વિગેરેનું દાન કરવું એટલે શાંતિ થશેજ."

"ઠીક ત્યારે, આવતી કાલે હું કંઈ પણ દાન કરીશ, આપને માટે પણ કંઇક મોકલીશ. જમિયતરામ મહારાજ આવજો હો!" વિઠ્ઠલે જણાવ્યું અને તે પલંગ ઉપર જઇને સુતો.

રાતનું વાળું પણ તેણે નહોતું કર્યું. તેનું મસ્તક ગરમ થઈ ગયું હતું; સેંકડો વિચારો તેનાં નબળાં ભેજામાં રમતા હતા; વિચારોની પરંપરાએ તેના અંતરમાં ગભરાટ ઉત્પન્ન કર્યો હતો; તેનાં

મ્હોં ઉપર નિરાશાના ચિહ્નો જણાતાં હતાં; તેનું હૃદય તેને ડંખતું હતું, અને પલંગ ઉપર આમ તેમ પછાડા મારતો તે પડયો હતો. મધ્યરાત થવા આવી હતી. તેને ઉંઘ આવીજ નહીં; અને જ્યારે નિંદ્રા એના ઉપર મધ્યરાત પછી પ્રશન્ન થઇ ત્યારે ભયંકર સ્વપ્નાના બિહામણાં હુમલાઓએ એનાં નબળાં ભેજાંને થાકવી નાંખ્યું. આ પ્રમાણે તે દિવસની રાત્રી વિકુલે દુઃખરૂપી કાંટાના બિછાના ઉપર પસાર કરી.

---

## પ્રકરણ ૧૪મું.

## મહોબ્બતખાંનો મિત્ર.

ખરી બિના છે કે ભલા અને સદગુણી આદમીનાજ દુસ્મનો વધુ રહે છે; જેમ મીઠાં ફળોથી લાદેલાં ઝાડો ઉપર લોકો પત્થરો પુષ્કળ ફેંકે છે તેમ નેકીના સુંદર શણગારથી લાદેલા મનુષ્ય ઉપર બુરા ઘાતકી બદમાસો અદેખાઇ અને કિનાનો વરસાદ વરસાવે છે પણ ઇશ્વરની જયાં કૃપાદૃષ્ટિ હોય છે ત્યાં કર્મચંડાળો ઉંધા વળે છે. કિરતારની કૃપાથી જાંહગીરજી દગલબાજના છટકામાંથી છટકી ગયા હતા, અને તે અશુભ દિવસેજ અંકલેશ્વર પાછા ફર્યા હતા. કાવસ કારભારીની સલાહ પ્રમાણે બપોરની ત્રેનમાં ઉપડી તેવણ અંકલેશ્વર આવી પહોંચ્યા હતા. બેજન તથા પંથકી હોરમજદાર રૂડા સમાચાર સાંભળવાને ઘણાં આતુર હતા અને તેઓ બંને નાજાં તથા જાંહગીરજીની પધરામણીની કાગને ડોળે રાહ જોતા બેઠા હતા. તેઓને કશી ખબર ન હોતી કે જાંહગીરજી સાથ દગો રમવામાં આવ્યો હતો અને તેમનો કિંમતી પ્યારો પ્રાણ જોખમમાં પડયો હતો. તેઓ એમ ધારતા હતા અને ખાત્રીથી માનતા હતા કે આ ધીરજવંત ચટપટીઆ અને ચાલાક જાંહગીરજી કાંઇએ કરી નાજાંને અંકલેશ્વર લેતા આવશેજ; પણ મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર પાર ઉતારે છે શું ? ઇશ્વરની ગતિ ઇશ્વરજ જાણે છે.

જાંહગીરજી ઉદાસ ચહેરે અને આશા ભંગમાં ગરકાવ થયેલ હૃદય સાથ ઘરે પાછા ફર્યા અને એમને એકલા આવતા જોઈ પંથકી હોરમજદાર શોકાતુર થઇ બોલ્યાઃ—

" કેમ જાંહગીરજી બા, પેલી નાપેકાર નહીંજ આવી કે ? હવે એવી ના ફરમાન છોકરીને મરવા દેઓજી."

" દસ્તુરજી બાવા, થોભો, હું બધી હકીકત જણાવું છું, જરા થોભોજી—પણ દસ્તુરજી બાવા પેસ્તનજી કુવા હાલ કેમ છે ? "

"खुदाना हुकमथी घणा सारी पेठे छे." होरमजदारूए जणाव्युं.

'ठीक, शुक्रे खुदा!' आटलुं बोली जांहगीरजी कपडां बदलवा गया. अने न्हानुं एक कप पी जांहगीरजी सर्व हकीकत पंथकी होरमजदारू आगळ कहेवा बेठा. होरमजदारू आ सांभळी गुस्साथी तदन तपी गया; जो विठ्ठल आ वेळा एमनी नजदीक हते तो कंइ बुरूं परिणाम आवते. खुनी आंख्यो साथ तेवणु जोवा लाग्या अने पछी गुस्साथी बोलवा मंडया.

"ए पापी चंडाळने तमो पोलीसना हाथमां आपोजी. एवा कमबख्त कसरवेजी कावत्रांबाजने गरदन मारोजी. तमो ढीली दोरी हवे ना राखो, जांहगीरजी बा ए तमने वधु नुकशान करशे; एने हवे पकडावो. ए मुजी मारी आगळ होय तो एनो टोटो पीशी लोही पीवुं तो पण मने पाप नहीं लागे! एवा नापेकार बदमासना नाम उपर ल्यानत होजो! एवा कमबख्त चंडाळनी पडती आवजो! ओ दादार! आवा लुच्चा पापी उठावगीरने केम शिक्षा नथी थती जो! जांहगीरजी बा, मारूं मानी तमो हवे कंइ पगलां भरो; नहीं तो जरूर ए तमने दुःख आपशे. अरे, एने गरदन मारोजी. बस, एने—"

"दस्तुरजी बावा, एटला बधा तमो गुस्से थइ ना बोलो; कंइ नहीं धीरज राखो." जांहगीरजी वच्चे बोली उठया. "खुदानुं चाहवुं हशे तो कंइ सारूंज थशे. मारां नसीबमां एवो वखत पसार करवानो हशे ते पसार थयो छे. सबुरीनां फळ मीठां छे; दस्तुरजीबावा, एम फरियादी मांडी हुं फजेतो करवा मांगतो नथी. लोको ठठ्ठा करी अमारां कुटुंबनी बदगोई करशे अने आथी मारा पेस्तनजी बावाने घणुं दुःख थशे. आ उछाछली नाफरमान छोकरीने लगती विगतो छापामां आवे ए कंई सारूं छे? नहीं, दस्तुरजीबावा नहीं; एम लोकोमां अमारी हसी नहीं थाय तो सारूं."

"अरे दुन्या छे; दुन्यानां लोको तो बोलशेज." दस्तुरजीए जणाव्युं, "दुन्यानां मोंढे कंई ताळुं देवायछ के? ए नापेकार विठ्ठलने शिक्षा थशे तोज ए मुंजी सीधो पाधरो थइ ठेकाणे आवशे. शुं? समज्या? जांहगीर बा."

"हा, दस्तुरजी बाप, तमो कहोछ ते एक रीते खरूं छे, पण हुं अमारो फेस्तो अने फार्स लोकोने देखाडवा इच्छतोज नथी. हुं तो एवी उमेदमा हंमेशा रहुं छुं के परवरदेगार बुराओने तेमना फेजे पहोंचाडी ते साहेब पोतानुं नेक काम कर्याज करशे.

"ત્યારે તો જેમ તમારી મરજી!" દસ્તુરજી હવે જરા ઠંડ થઇ બોલ્યા, "હું તો એમ કહુંછ કે બુરાઓને આપણી આગળથી ન્હસાડી દૂર કરવા અને જો તેઓ નહીંજ ન્હાસે તો તેમના પાપી જીવને આ દુન્યામાંથી ન્હસાડી દૂર કરવા. એ તો હવે બા, તમારી ખુશીની વાત છે." હોરમજદાર દસ્તુર બોલી રહ્યા એટલામાં બેજન ત્યાં આવી પહોંચ્યો અને હોરમજદારએ તેને સવાલ કર્યો:

'બેજન, પેસ્તનજી શેઠને દુધ કંઇ આપ્યું કે?'

'હાજી આપ્યું.' બેજને જવાબ આપ્યો અને જાંહગીરજી તરફ જોઇ તે કહેવા લાગ્યો:-

"જાંહગીરજી શેઠ, સહવારના બાવાજી ઉઠયા ત્યારે તમારે માટે પુછતા હતા તેથી મેં જણાવ્યું કે જાંહગીરજી બજારમાં ગયાછ; પછી એવણે તમારે સારૂ પુછયુંજ નથી. આજે બપોરના તો ઘણી સારી રીતે વાત કીધી; મહોબતખાં હકીમ સાહેબ સાથે તો હસી હસીને કંઇ વાત કર્યા કીધી."

"હા, આજે મારી સાથે પણ કેવી મજેની વાત કીધી જો." દસ્તુરજીએ ટાહુકો પુર્યો. હકીમ સાહેબ ઘણા "હુશિયાર લાગેછ જો! આજે આખો દહાડો કંઇ બુ.જી દવા બનાવવામાંજ હકીમ તો રોકાએલા છે; હમણા તો બજારમાં કંઇ ઓસડ લેવા ગયાછ."

"ચાલોની, ત્યારે હું પેસ્તનજી બાવાને જરા મળીને વાત કરૂ" જાંહગીરજીએ જણાવ્યું અને તેઓ સર્વ પેસ્તનજીના ઓરડા તરફ ગયા.

મહોબતખાંની દવાએ પેસ્તનજી શેઠની તબિયત ઉપર ઘણી સારી અસર કરી હતી; ગઇ રાત્રે તેવણ સારી પેઠે ઉંઘયા હતા, અને તેમણે બપોરના દુધ-કાંજી લઇ સર્વ સાથ ખુશી થઇને વાતો કીધી હતી. મહોબતખાં તેમને માટે ઓષધ બનાવવા સારૂ ગાંધીની દુકાને જોઇતાં વસાણું લેવા ગયો હતો. બજારમાં એક ગાંધીની દુકાને ઉભો રહી તે વસાણુંની તપાસ કરતો હતો, એટલામાં સોળ-સત્તર વર્ષના એક છોકરાએ તેનાં ખભાં ઉપર હાથ મુક્યો. મહોબત જરા ચોંકયો અને ફરીને જુવે છે તો તેણે પોતાના માનીતા દોસ્ત હીરા હરામીને એક નાની 'ટ્રંક' હાથમાં પકડી ઉભેલો દીઠો. હીરાએ તુરત પ્રશ્ન કર્યો.

"કેમ, મહોબત મરી-મસાલો લેછ કે?"

"કોણ? હીરો?-યાર તું અહીં કયાંથી આવ્યો?"

"કયાંથી આયો?! તારે ગામથી. કેમ બચ્ચા વિસરી ગયો?"

"શું વિસરી ગયો?" મહોબતે પુછયું.

"મેં તને શું કહ્યું હતું? મેં વચન પાળ્યું કે નહીં? મેં તને કહ્યું તું કેની કે હું તારી મુઠે આવવાનો અને દૂર આવવાનો?" હીરાએ સવાલો કરી નાખ્યું.

"પણ તારા મામાને મમઈ આપશે તો હું કહીશ તેમ તારા આખો-આખુ કરી નાખશે."

"અરે એ લોકોને એવું ઉંધુ ચત્તુ સમજાવ્યુંછ કે બોલવે વાત નહી!"

"પણ તું એ લોકોને બરાબર કહીને આવ્યો છે કેની?"

"હોવે, સાફ સાફ કહીને આયોછ કે નોકરી માટે હું અંકલેશ્વર જાઉંછ."

"શું? નોકરી માટે?" મહોબતે સવાલ કર્યો.

"અરે હા, ગધેડા, નોકરી માટે. તુંજ નોકરી કરે ને હું શું નહીં કરૂં? હજુ કંઇ નાનો છુચો છું કે? મારાં મમઇ કહે તેમ સત્તર વર્ષનો ગોધો!"

"પણ તુને અહીં કોણ નોકરી આપવાનું છે?"

"તારો કાકો! બસ, હવે લાહેરી ના કરની! ચાકરી કરે તો આખરી મળે કેની?"

"અહો! હીરા તું તો હવે ફિલસુફ થઇ ગયોછ." મહોબતે ટકોર કરી.

"કેમ, મહોબત કંઇ કમબખ્તી આવીછ કે? વળી મસ્કેરી કરવા લાગ્યો?" આમ કહી હીરાએ પોતાના દગલાની કોર આગળથી ટાંકણી કાઢી ગચ્ચ દેતી કે મહોબતખાંના બરડામાં ભોંકી દીધી; મહોબતખાં ફડફડયો અને હીરાને મારવા જતાં અટકી જઇને તે બોલ્યો;

"એ હીરા તારી મસ્તી નહીં છોડવાનો કે?"

"મારાં મમઈ કહે તેમ રોજ કસ્તી કરૂં તો મસ્તી છોડાય કેની? કસ્તી કરતો તો ડોશો થયો તે હવે દોસ્ત મારા મસ્તી કેમ છોડાય? સમજ્યા? મહોબતમિયાં."

"ચલ, જરા મુંગો મુંગો ઉભો રેહ; મને આ સઘળાં વસાણાં બરાબર જોઇને લેવા દે, પછી બધી વાત કરશું." આટલું કહી મહોબતખાંએ પાંચ છ જાતનાં વસાણાં તપાસી ખરીદયાં અને બંન્નેએ દુકાન આગળથી ચાલવા માંડયું.

"હીરા તું આજે રહેશે કયાં?" મહોબતે પુછયું.

"તારા ઘેરમાં; વળી બીજે કયાં? કેમ, તારી દોસ્તી એવીજ કે?" કયારનો સ્ટેશન પર ઉતર્યોછ ને તુંને અને તારા ઘેરને શોધતાં

શોધતાં થાકી ગયો અને સારાં નસીબે બજારમાં મમરા-સેવ લેવાનો વિચાર કરતો હતો, એટલામાં મેં તુંને અહીં ગાંધીની દુકાન ઉપર ઉભેલો જોયો કે હું ફપ દઈને તારી આગળ દોડી આવ્યો. તું ક્યાં રહેછ ? પેલા જાંહગીરજીને ત્યાંજ રહેછ કેની ?"

"હા, પણ તુંને કોઇ પારકાને ત્યાં કેમ લઇ જવાય ?" "હા. હા ! જાંહગીરજી શેઠ પારકા શાના ? મારાં મામાને ત્યાં આવી ખાનશાક કબાબ ગટગટાવી ગયા ને વળી પારકા શાના થયા જો ! હું તો તારી સાથેજ આવવાનો અને જાંહગીરજી શેઠને મળવાનોજ."

"ચલ, ઠીક; ચાલ ત્યારે મારી સાથ."

"હવે કેવો ડાહી માયનો ડાહ્યો દીકરો થઇ ગયો ! ખુદા તુંને સલામત રાખી ઉંડા ગારમાં નાંખે !"

"કેમ, એ હીરા, ફાટો કે ? હવે ઘાલ તારી જીભમાં કાંટા અને જરા બરાબર બોલ." મહોબતે જણાવ્યું.

"યાર, હું ક્યાં ફાટોછ ? કેમ, કંઇ અંકલેશ્વર આવ્યો તે આંખેબી નહીં દેખાતું કે ? લીલા કાચના ચશ્મા પહેર, ચશ્મા !"

"બસ, હવે તારો લવારો બંધ કર અને મુંગો મુંગો ચાલ."

"મુંગો ચાલશ તો મ્હો વાસ મારશે ને તે પછી તુંનેજ સુંઘવું પડશે." હીરાએ ગંભીર થઇ જણાવ્યું; મહોબતે કશો ઉત્તર વાળ્યો નહીં અને પછી તેઓ બને થોડેક છેટે મુંગે મોઢે ચાલ્યા. હીરાની જીભ વધુવાર ચૂપ રહી નહીં. હીરાએ ધીમે સ્વરે પુછ્યું.

"અરે મહોબત, જાંહગીરજી શેઠ મને નોકરીએ રખાવશે કે ?"

"તે હું શું જાણું ? તે તું જાણે અને જાંહગીરજી શેઠ જાણે !

"હેં ! તે તું દોસ્ત કામનો શું ? જા, જા, ઢોંડ-ફેડું ! જા, તારા જેવા બધા દોસ્તો હોય કેની તો લંકા જઇનેજ રહેવું પડે !- પણ તું જાંહગીરજી શેઠને સમજાવશે કેની કે મને કેઠે નોકરીએ લગાડે !"

"પણ તુંને જાંહગીરજી શેઠ શાની નોકરી અપાવે જો ! તુંને કંઈ કામ આવડેછ જે ?"

"લે, નથી આવડતું કે ? આખાનું અડધું અને ભાગેલાંનો ભુકો કરતાં તો આવડેછ કેની ? એટલે પછી તુંને ને તારા જાંહગીરને જોઇએછ શું ?"

"ચલ, શેઠનો બંગલો આવી લાગ્યો, હવે ગડબડ ના કર; ડાહ્યો થઇને ચાલ" મહોબતે હીરાને જણાવ્યું અને હીરો મહોબતખાંની સાથે પેસ્તનજી અંકલેશ્વરીઆના બંગલા આગળ આવી પહોંચ્યો.

## પ્રકરણ ૧૫મું.

## મહોબતખાંની મદદ

બેજન હોરમજદાર અને જાંહગીરજી શેઠ પેસ્તનજીના ઓરડામાં ગયા તે વેળા પેસ્તનજી ભર ઉંઘમાં પડેલા હતા અને નર્સ મીસ સીમ્પસન ખુરસી ઉપર બેસી વાર્તાની ચોપડી વાંચતી હતી. પેસ્તનજીને ઘેર ઉંઘમાં સુતેલા જોઈ સર્વ પાંચેક મિનિટ ત્યાં ઉભા રહી પાછા બહાર આવી ઓટલા ઉપર બેઠા. તેટલામાં મહોબતખાં હીરા હરામી સાથ ત્યાં આવી પહોંચ્યો. બેજને તથા હોરમજદારે આ નવા આવનાર છોકરા તરફ ટગર ટગર જોયા કર્યું અને જાંહગીરજીએ હીરાને તુરત ઓળખી ખુરસી ઉપરથી ઉઠીને આદરસત્કાર કર્યો; આવા મોટા શેઠે હીરાને આવકાર આપ્યો તેથી તે ઘણો રાજી થયો અને ઓટલા ઉપર પોતાની પેટી મુકી વાંકો વળી સર્વને સલામ કરતો ઉભો.

"કેમ, હીરાજીભા આપનું અહીં પધારવું થયું?" જાંહગીરજીએ નરમાશથી પુછ્યું.

"આપને મેં કહ્યું હતું તે માલૂમ હશેજી. નોકરી સારૂ હું અહીં આવ્યોછજી"

"એવણ કાંથી આવ્યાછ?" પંથકી હોરમજદારે સવાલ કર્યો.

"દસ્તુરજીબાવા, એવણ બી અથોરનાન જાદા છે અને તવડી ગામના મોબેદ સાહેબના ભાણેજ થાય છે" જાંહગીરજીએ જણાવ્યું, "હીરાજીભા, તમારા મામાજીનું નામ શું?"

"જી આનેદજી કાવરજી કુમાના"

"હં હં હં! ખરે માકા કુમાના, તવડી ગામના પંથકી? ઓળખ્યા! ઓળખ્યા!" હોરમજદારે જણાવ્યું, "ઘણું સારૂં માણસ જો! હું નવસારીથી તવડી ગયો ત્યારે એવી સરસ તાડી એણાને પાઇને ભુંજણુ તૈયાર કીધેલું કે બસ જીવ જાણે બહેસ્તમાંજ ગયો હોયની એવું લાગું જો!"

"હાજી ઘણાજ સારા દસ્તુરજી છે, આપના જેવાજ ભોળા અને ભલા છે," જાંહગીરજીએ કહ્યું.

"એ છોકરો શાની નોકરી રહેવા આવ્યોછ?" હોરમજદારે બેજને પ્રશ્ન કર્યો.

"જી, હું કંઇબી નોકરીએ રહેવા માંગુછ." હીરાએ તુરત જવાબ આપ્યો.

"હં! તે તમો નાવર-મરાતબ થયાછ કે?"

"નહીજી, નાવર-બાવર કંઈ હું થયો નથી; ખાઈ પી, મસ્તી તોફાન કરી દહાડા પસાર કીધેલા તે કશું શિખ્યોજ નહીજી."

"એ શું બોલોછ? અથોરનાનનું ભણ્યું થઇ નાવરથી નહીં થયા એ કેટલું ખોટું?" હોરમજદાર બોલ્યા, "જોવની, જાંહગીરજીબાવા, હું ખરૂં કહુંછ કે થોડા વર્ષ પછી તમો જો જો ને જી કે શોધ્યો મોબેદ નહીં મળશે. બધા મોબેદ સાહેબના દીકરાએ બસ અંગ્રેજી શીખી ઇન્જિનેર, ડાકટર વકીલ બારિસ્ટર થાયછ અને કોઈ ઓદાની જેવા હોયછ તેજ રહી જાય અને મોબેદ બની જાયછ!"

"હા, દસ્તુરજી બાવા, એમ છે તો ખરૂં" જાંહગીરજીએ કહ્યું.

"પન જી, હું કંઇ ઇન્જનેર કે બારિસ્ટર થયો નથીજી," હીરાએ પોતાની લાયકાત માટે જણાવ્યું, "પણ જાંહગીરજી શેઠ, તમો જે કામ ફરમાવશો તે હું કરશજી."

"ઠીક, હીરાજીબા, હમણા તો તમો બે ત્રણ દિવસ આપણે ત્યાંજ રહો, અને પછી તમારી નોકરી માટે હું વિચાર કરીશ. બેજન, હીરાજીને તમારી સાથે રાખો. એવનને અંદર લઇ જાવો અને ચ્હા કંઇ આપો."

બગલમાં 'ટ્રંક' લઇ હીરો હરામી બેજનની પુંઠે ચાલ્યો અને દસ્તુરજી જાંહગીરજીની રજા લઇ ભલી દુવાઓ ઇચ્છી પોતાને ઘેર જવા સારૂ કુચ કરી ગયા.

× × × ×

મહોબતખાંએ જે દવા આજ રાત્રે આપી હતી તે દવાએ પેસ્તનજી ઉપર કંઇક અદભુત અસર કરી હતી. સવારનાં ઉઠતાંને સાથ તેવણે ચા માંગી અને તળેલું પાઉં ખાવાની મરજી દેખાડી. મહોબતખાંની સલાહ લઈ બેજને ચા તથા પાઉં તૈયાર કરી આપ્યું. જાંહગીરજી સવારના બંદગી કરી રહ્યા પછી નાસ્તો ખાવા બેઠા ત્યારે તેવણે હીરા હરામીને પોતાની સાથ જમવા બેસાડ્યો. જમતી વેળા જાંહગીરજીએ હીરાને સવાલ કર્યો:-"હીરાજી તમો તમારાં મમાઇજી તથા મામાજીની રજા લઇને અહીં આવ્યા છો કે?"

"હાજી રજા વગર કંઇ અવાય? સાહેબ", હીરાએ ડાહ્યા થઇ જવાબ આપ્યો.

"હાલ તમો ઘણા સમજુ થયા હોવ એમ લાગે છે."

"હાજી, જરા એવો થયોછ ખરો!"

"ચાલો શરમાવો ના; જલદી જલદી હાથ ચલાવો; ખાતી વેળા શરમાઇએ નહીં." જાંહગીરજીએ હીરાને જમવા માટે આગ્રહ કર્યો.

" નહીજી હું કોઇ દહાડો બી શરમાતો નથીજી. મારૂં પેટ તો પખાલીનાં જેવું છે એટલે ચાર ઢેકા ખાય એટલું મને ખાવાનું જોઇએજી." હીરા હરામીએ સહેજ છુટથી વાત કરવા માંડી.

" ઠીક, કંઈ નહીં એમ જરા ખાવો ત્યારેજ કામ બરાબર થાય! સુખેથી પેટ ભરીને જમો, હીરાજીમા."

" હાજી જમીશજી ને જી મારૂં પેટ કંઈ મખમલનું નથીજી મારાં મમઇજી કહે તેમ જાડાં ગુણપાટનાં જેવું છેજી."

" હું! ઠીક કંઈ અડચણ નહીં," જાંહગીરજીએ જણાવ્યું. " જોવની હીરજી તમો અમારે ત્યાંજ રહેજો અમારી પેઢી ઉપર ગુમાસ્તાઓની સાથે કાલથી કામ કરજો. તમને ખાવાપીવા સ.૧૪ રૂપિયા આઠ મહિને આપીશું."

" તમારો ઉપકાર થયોજીજી, આપની મહેરબાની છે તેવીજ હમેંશા રાખશોજી." હીરો મનમાં બહુ હર્ષ પામી બોલ્યો અને નાસ્તાને બરાબર ઇન્સાફ આપ્યા વિના તે હાથ ધોવા એકદમ ઉઠ્યો અને બોલ્યો " સાહેબ આજથીજ હું કામ ઉપર જાઉં ?"

" નહીં, નહીં તમો થાકેલા છેઓ માટે આજે નહીં, કાલે જજો. કાલે વાળી બહેરામ રોજ છે માટે શુભ દિવસથી કામે વળગજો. હું મારા ગુમાસ્તા કેશવલાલને કહીશ અને તમને તે કામ દેખાડશે. બેજનજી હમણા બજાર જાયછ માટે ગમે તો સાથે જાઓ. હીરાજી, જરા બજાર તો જોઈ આવો."

હીરાજી બેજન સાથે બજારે જવા સારૂ તૈયાર થયો અને જાંહગીરજી શેઠ પેસ્તનજીના ઓરડામાં ગયા, પેસ્તનજી નચિંત જીવે પલંગ ઉપર બેઠા હતા. જાંહગીરજીને જોઇ તેવણ જરા હસ્યા અને પછી બોલ્યાઃ

"દીકરા, હવે હું સારી પેંઠ છું,—તું કંઇ ફિકર ના કર,—જાંહગીર નાજાંનું શું ? એ કોણ જાણે શું કરતી હશે ! અરે ખુદા ! એવી દીકરી મારે પેટે કાંય જન્મી હશે ?" આટલું બોલી તેવણે નિસાસો મૂકયો અને પછી જણાવ્યું, "હા, દીકરા જાંહગીર, હું કમનસીબ :—હા હું કમનસીબ કે બાપી—"

" બાવાજી તમારી તબિયત વળી બગડશે. હવે વિલાપ કરવો ફોકટનો છે. જે થયું તે થયું ! ખુદા કરશે તો એમાંથીજ સારૂંજ થશે. વળી તમે નાજાં વિષે વિચાર કર્યો કે ? બાવાજી" જાંહગીરજી આ પ્રમાણે બોલતા અને પેસ્તનજીના કપાળ ઉપર હાથ ફેરવતા રૂમા. "નહીં બાવાજી, એમ ના બળાપો કરો, તમારો જીવ વળી બગડશે. મને તમારી દીકરી તરીકેજ ગણો અને મારૂં માની તમો હવે જરા શાંત થાવો !"

"દીકરા, શાંત તે કેમ થવાય જો ? મારૂં કલેજું બળી-બળીને ખાક થાયછ !—ઓ દાદાર ! કેવો સીતમ ! આવી નાદાન ઉછાછળી છોકરી ! અરે ! હું શું કરૂં ? કયાં જાઉં ? હવે કેમ કરૂં ? મને ખરાબ લાગેછ; મને દુઃખ થાયછ. ઓ બાપ મારા ! અરે—"

નર્સ મીસ સીમ્પસને આ સાંભળી બુમ પાડી અને પેસ્તનજી શેઠને આ વિલાપ માટે તેણી કોમળ સ્વરે ઠપકો આપતી ઉભી. પેસ્તનજી થોડીક પળ પછી શાંત થયા અને પછી કોર વાળી સુતા. જાંહગીરજી ત્યાંથી ધીમે પગલે ચાલી ગયા અને ઓટલા ઉપરની ખુરસીએર ઉપર બેસી તુરતનું આવેલું દીઅડવાડીક વર્તમાન પત્ર "હિંદુસ્તાન પ્રકાશ" વાંચવા બેઠા. થોડીક જાહેર ખબરો અને અધિપતિ-નોંધ વાંચ્યા પછી તેવણે બીજું પાનું ફેરવ્યું અને તેમની નજર નીચે લખેલા ફકરા ઉપર પડી. તે લક્ષથી વાંચી તેવણ સહેજ બેચેન બની વિચારોના વમળમાં ગરક થઈ ગયા:—

## મરોલી ગામમાંથી મલી આવેલી લાસ.

"મરોલી ગામના કુંવર હોલ નજદીકના કુવામાંથી એક મુસલમીનની લાસ મળી આવી છે. એવું જણાય છે કે મરનાર મુસલમીન કુંવર હોલમાં પહેરેગીર તરીકે નોકરી કરતો હતો; તેનું નામ ફૈજુદીન જણાવવામાં આવ્યું છે. સોમવારની રાત્રે તે શિયાળોને પોતાના કમ્પાઉન્ડમાંથી હાંકી કાઢવા લાકડી લઇ દોડયો હતો. એમ કહેવાય છે કે કમ્પાઉન્ડ ઓળંગી તે એક શિયાળની પુંઠે જોશમાં દોડતો જતો હતો એટલામાં ખેતરમાંના દિવાલ વગરના કુવામાં તે પડયો અને સવારના જ્યારે એક ભરવાડ તે કુવામાંથી પાણી કાઢવા આવ્યો ત્યારે તેણે એક લાકડી પાણીમાં તરતી દીઠી, તેણે તે લાકડી બહાર કાઢી. આ લાકડીની નિશાન ઉપરથી ગામડાંનાં લોકોએ જણાવ્યું કે ફૈજુદીન પહેરેગીરની તે લાકડી હતી. વળી કુંવર હોલમાંથી તે પહેરેગીરની ગાડી શોધમાં નીકળી હતી, જેણીને શક જવાથી કુવામાં તરનારાઓને ઉતારવામાં આવ્યા અને તે પહેરેગીરની લાસ બહાર કાઢવામાં આવી. અમો અત્રે જણાવીશું કે ગામડામાંના સર્વે કુવાઓ ઉંચી દિવાલવાલા કરવાને અને કરાવવાને નામદાર સરકાર તકલીફ લેશે તો પ્રજા ઉપર મોટો ઉપકાર કરેલો ગણાશે. કેટલોક વખત થયો આપણે આવા અકસ્માતો વિષે સાંભળીએ છીએ, માટે જો સરકાર બાબાર આ બાબદ ઉપર લક્ષ દેશે તો અકસ્માતો ઓછા થવાને અને બલકે નહીંજ થવાને ઘણો સંભવ રહેશે."

ઉપલો ફકરો વાંચી રહી જાંહગીરજી વિચારમાંજ બેઠા અને થોડીક પળો પછી મન સાથે બોલવા મંડયા:-

"ત્યારે એ બિચારો મરી ગયો! પાંચ-દશ મિનિટમાં મેં તો જોઈ લીધું હતું કે ફૈજુદ્દીન એક વિશ્વાસુ નોકર હતો. હવે ત્યારે નાજાંને ન્હાસાડી નહીં લવાય? એ તો મરી ગયો; પણ હવે એના જેવો પહેરેગીર કોણ મળવાનો છે? હા, નાજાંનો હવે છુટકો થઇ શકશે, પણ પેલો કમબખ્ત વીરુલ ક્યાં મુવોછ જો! એણે બીજા કોઇનો બંદોબસ્ત કર્યો હશે. અરે ખુદા! નાજાંનો કંઇએ કરી છુટકો થાય તો સારૂં! પરવરદેગાર! આ છોકરીને કંઈ નેક તોફીક બક્ષો કે એ ત્યાંથી હવે મુંગી મુંગી ચાલી આવે!"

મહોબતખાંને સામેથી આવતો જોઈ જાંહગીરજીના વિચારોની હારમાળાની કડી તુટી ગઈ, અને તેવણ આ વર્તમાન પત્રના પાના ફેરવવા લાગ્યા. મહોબતખાંએ જાંહગીરજી આગળ આવી વાંકા વળી સલામ કરી અને અદબ વાળી તે ઉભો. જાંહગીરજીએ પુછ્યું.

"કેમ, મહોબતખાં, કંઇ કામ છે?"

"નહીં જાંહગીરજી શેઠ, કંઈ કામ તો નથી," મહોબતખાં બોલ્યો, "હવે દોસ્તનજી શેઠ સારા થઇ ગયા છે અને એક-બે દિવસમાં તો અગાઉ માફક તનદરૂસ્ત અને મનદરૂસ્ત થઈ જશે."

'ઠીક, ખુદા કરેને જલદી સારા થાય!" જાંહગીરજીએ દિલગીર ચહેરે જણાવ્યું.

"કેમ શેઠ આજે કંઇ ઉદાસ જણાવો છો?"

"નહીં, નહીં, મહોબતખાં, હું કંઈ દિલગીર નથી હું તો જરા વિચારમાં બેઠો છું."

"પણ સાહેબ, એવો તે શો વિચાર કરો છો?"

"જરા ખાનગી વાત છે મહોબતખાં." જાંહગીરજીએ જવાબ આપી થોડીક પળ સુધી મહોબતખાં તરફ એક ચિત્તે જોયા કર્યું અને પછી કહ્યું. "મહોબતખાં, એક કામમાં તમે મને મદદ કીધીછે; હવે એક બીજાં ભલાં કામમાં મદદ કરશો તો હું તમને ઘણી સારી બક્ષેશથી નવાજીશ."

"એવું તે શું કામ છે? બોલો શેઠ. તમારો સેવક તે કામ પાર ઉતારવા તમો સન્મુખ હાજર છે."

"શું કહું?—સાંભળ, મહોબત, એક ઉછાછલી સ્ત્રી, છાકટો પુરૂષ અને ચાવિતું બાળક એ ત્રણે એક સરખી રીતે નુકશાન કરનારાં છે" જાંહગીરજી ગંભીર થઇ બોલવા લાગ્યા. "આપણને એક ઉછાછલી સ્ત્રી સાથે કામ લેવાનું છે; તેણીને ચોક્કસ જગાએથી છોડવીને અહીં લાવવાની છે, કેમ, મહોબતખાં તારેથી એ કામ બનશે?"

"હા, શેઠ. કામ તો બનશે; પણ ખરી હકીકતો શું છે? તે બાઇ ક્યાં છે? તે બાઇને અહીં શું કામ લાવવી છે? વિગેરે બાબદોથી મને વાકેફ કરશો તો હું મારો જીવ પટકી તમારે માટે કામ કરીશ" મહોબતખાંએ વફાદારીથી જણાવ્યું.

"ઠીક ત્યારે સઘળી બિનાથી હું તુંને વાકેફ કરૂંછ તે સાંભળ–પણ યાદ રાખજે કે આ બિના તદન ખાનગી રહેવી જોઇએ. તારે કોઇપણ આગલ એ વાત કરવી નહીં; જો આ માટે તું મને વચન આપે તો હું સઘળું કહું તે સાંભળ."

"અલ્લાના કસમ ખાઇ કહું છું, જાંહગીરજી શેઠ, કે તમારી ખાનગી વાત હું કોઇને કહીશ નહીં." મહોબતે વચન આપ્યું અને જાંહગીરજીએ નાજાં વિષેની સર્વ હકીકતોથી, પેરતનજી શેઠના બીમારો અને માંદગીના કારણથી તથા ઝૈબુન્નીસાના મરણની ખબરથી મહોબતને બરાબર વાકેફ કરી નીચે પ્રમાણે વિનતિ સાથ જણાવ્યું:—

"હવે મારો વિચાર એવો છે કે તમો કંઇએ કરી આ બાનુને ત્યાંથી લઈ આવો; મહોબત, જો તમો કંઇપણ તદબીર અને સમજાવટથી નાજાંબાઇને અત્રે પાછી લઇ આવો તો બહેતર! અમારાં કુટુંબને ઘણું ખરૂં ખરાબ લાગે છે,–જો કે આ બાબદથી ગામમાંના ઘણાઓને કંઇ ખબર નથી, તો પણ અમારૂં દિલ આ બનાવથી દુઃખે છે; માટે અમારે ખાતર આએ બુઝોંગ પેરતનજી શેઠને ખાતર તમો કંઇપણ કરી નાજાંને અહીં લઇ આવશો તો અમો અત્યંત આભારી થઇશું."

"સાહેબ, એવા નેકીના કામમાં મદદ કરવાને કોણ ના પાડે છે? અલ્લાની મહેરબાનીથી હું ફત્તેહ પામીશ હમણાં તો બે દિવસ દવા આપી શેઠ પેરતનજીને બરાબર ટટાર કરવા દેવો, પછી ખુદાની કરીમ રહેમતથી સઘળું પાર ઉતારીશ."

"ત્યારે તું ફત્તેહ કરશે. એવી મને આશા છે," જાંહગીરજી બોલ્યા. "પરવરદેગાર તમને મદદ કરે! અને અમારી આબરૂ સાચવે!"

"હું આવતી કાલેજ જવાનો વિચાર રાખીશ, જાંહગીરજી શેઠ, હમણાં તો પેરતનજીબાવા માટે દવાની ગોળીઓ તૈયાર કરવાની છે માટે હું રજા લઉંછ; ખુદા હાફેઝ!" આટલું બોલી મહોબતખાં ત્યાંથી ચલી ગયો અને જાંહગીરજીનાં મનમાં અનેક તરંગો ઉછળવા લાગ્યા.

## પ્રકરણ ૧૬મું.

## સંતાપ માટે શાંતિ.

જેમ મધમાખીને મધપુડામાં જવાથી સંતોષ થાય છે, મચ્છીને પાણીમાં રહેવાથી સુખ મળે છે, ધાર્મિક ભકતને દેવળમાં બેસી પ્રાર્થના કરવામાં હર્ષ ઉત્પન્ન થાય છે. વિદ્યાપ્રેમી મનુષ્યને પુસ્તકાલયમાં બેસી પુસ્તકો વાંચવાથી આનંદ પ્રાપ્ત થાય છે, તેમ ઉદાસી અને સંતાપમાં સપડાયેલાં દુઃખી આદમીને કુદરતના આકર્ષિક અને મનોરંજક દેખાવોથી ભરપુર બનેલાં સ્થળે રહેવાથી અને ફરવાથી ખુશાલી પેદા થાય છે તથા તેનાં દુઃખી મન અને જીગરને શાંતિ મળે છે. શેઠ પેસ્તનજી માટે હવાફેર અને સ્થળ-ફેરની જરૂર હતી; તેમનાં દુઃખી મનને શાંતિ આપવા માટે સર્વ ઇચ્છતાં હતાં કે હવાફેર સારૂ પેસ્તનજીને કોઇ બીજા સ્થળે લઇ જઇને થોડા દિવસો રાખવા.

"હાજી, હું ડૉ૦ સોલોમનને કાલે રાતે સ્ટેશનપર મળ્યો ત્યારે એવણ મને કહેતા હાગ્યા કે પેસ્તનજી શેઠ થોડા દિવસ હવા ખાવા અત્રેથી જાય તો સારૂ!" બીજી સવારે બેજન જાંહગીરજી આગળ આ પ્રમાણે કહેતો ઉભો, "મેં એવનને મોહબત હકીમ વિષેની વાત કહીજ નથી. વળી એ વાત ડોકટરને કહીએ તો એવનનો મિજાજ જતો રહે ને કોઇબી દહાડો ઘેરમાં પગ મૂકે નહીં. મેં તો એમજ કહ્યું કે તમોએ આપેલી દવાથી ઘણો ફાયદો થઇ ગયોછ ને પેસ્તનજી શેઠ હવે તો સારી પેઠે છે."

"ઠીક બેજન, તેં ઠીક કહ્યું. બેજન, ડોકટરોને તો એમજ પટાવેલા રાખવા જોઇએ. મને પણ કાલે સાંજે એવણ કહેતા હતા કે પેસ્તનજી શેઠને હવાખાવા કયે મોકલો.- વળી મહેરબાનીથી બી કહેછ કે એવી જગાએ મોકલો કે કુદરતના સુંદર દેખાવો જોવાથી એવણ પોતાનું દુઃખ વિસરી જાય. હમણા કોણની સાથે મોકલું તેના હું વિચારમાં છું.!

"હાજી, હું બી એજ વિચાર કરૂંછ પેલી વખત જયારે ખરા સીક પડી સાજા થયા ત્યારે નાજાંમાય અને બહેરતનબાઇજી પીરોજબાઇ સાથે એવણને માથેરાન મોકલેલા, પણ હવે કોણની સાથે મોકલીએ? હું ધારૂંછ કે નર્સ મીસ સીમ્પસનને સાથે મોકલીએ તો સારૂં."

"અને પેલો છોકરો હીરાજી આવ્યોછ તેનેબી મોકલીએ તો ઠીક; છોકરો જરા ચટપટીઓ છે તે ઠીક મદદ કરશે." જાંહગીર-

ફ્રએ થોડીક પળ વિચાર કરી કહ્યું, 'પણ આ વેળા કયાં મોકલીએ તે સવાલ છે, હું માનુંછ કે ખંડાળા મોકલીશું તો ઠીક થઇ પડશે."

"પણ સાહેબ, ઘણા એકદમ તે કેમ મોકલશો? જરા પેરવનજી શેઠ તેયાર તો થાય!" એજને જણાવ્યું.

'હા જરા તેયાર થયા પછીજ મોકલીશું. ખંડાળામાં બંગલો ભાડે રાખવા માટે બંદોબસ્ત કરવા હું આજે કાગળ લખી નાંખુંછ,' જાંહગીરજી આટલું બોલી ફર્યા અને મહોબતખાંને સામેથી આવતો જોઇ પૂછવા મંડયા.

"કેમ, મહોબતખાં. કંઇ ફરમાશ?"

'સાહેબ, અમો નોકરોની તે કેવી ફરમાશ હોય? આપ પાસે હું રજા લેવા આવ્યો છું. આજે બપોરે હું જઇશ. પહેલ્લે મારે ગામ જઇ જરા બરાબર ખબર મેળવીને મારી બનતી કોશીષ કરીશ."

"કેમ, જાંહગીરજી શેઠ, હકીમ સાહેબ કયાં જાયછ?" એજને ઇંતેજારીથી પૂછયું.

"કેથે નહીં—એજનજી, દવાના વસાણાં લાવવા જરા મારે ગામ જવુંછ" મહોબતખાંએ તુરત ખોટો ઉત્તર વાળ્યો.

"મહોબતખાં, એજનજી એ વિષે જાણશે તો કશી અડચણ નથી." જાંહગીરજીએ જણાવ્યું, "એજન, મહોબતખાંને મારા કામે મોકલુંછ; નાજાને માટે એમણે બીડું ઝડપ્યું છે, અને મને આશા છે કે મહોબત મિંયા કંઇ કરી શકશે."

"હા સાહેબ, એવા પુરૂષોથીજ આ કામ પાર પડે ખરૂં!" એજન બોલ્યો, "મહોબતખાં, ઠીક, ફત્તેહ કરો અને મારા શેઠોને ખુશી કરો."

"શેઠ હું જરા બજારમાં જઇ આવું છું." મહોબતખાં રજા માંગતો ઉભો, "મારે હું જાઉંછ અને હીરાજીને પેઢી પર મળી પણ આવું છું."

"હા, જાઓ, પણ—હીરાજી આગળ આ સંબંધી વાત કરતા ના જો! તમારા કામ સારૂ તવડી જાઓ છો એમજ એને કહેજો."

"વારૂ શેઠ," આટલું બોલી મહોબતખાં જાંહગીરજીને સલામ કરી જતો હતો તેટલામાં જાંહગીરજીએ તેને પાછો બોલાવ્યો અને ફરમાવ્યું: "મહોબતખાં જરા હીરાજીને પેઢી પરથી અહીં મોકલી આપજો."

મહોબતખાં બજારે જવા અગાઉ પેઢી તરફ ચાલ્યો. પેઢીના દરવાજા ઉપર હીરાજી દમામમાંજ ઉભો હતો અને એક હિંદુ ગુમાસ્તાને દમ ભરાવતો હતો.

"એ કસ્તુરચંદ! એટલો મોડો કેમ આવે છે? જો દેખાય છે કેટલા વાગ્યા તે!" જાણે પોતેજ પેઢીનો વડો કારભારી હોય અથવા પેઢીનો માલેક હોય તેમ આ બાપડા કારકુન ઉપર કોપાયમાન થઇ હીરાજી બોલી ઉઠયો. તે ગુમાસ્તાએ કશો ઉત્તર વાળ્યો નહીં અને મુંગે મોઢે દરવાજામાં તે દાખલ થયો કે મહોબતખાં ત્યાં આવી પહોંચ્યો.

"કેમ, હીરા કેમ છે?" મહોબતખાં બોલ્યો.

"જેમના તેમ ને આદમ પર નેમ!" હીરાએ જવાબ આપ્યો.

"કેમ કંઈ આજે ગેલમાં આવી ગયો છે?"

"હા, હકીમ સાહેબ, એમ છે ખરૂં! માગો વહાલો ડાકટર થઇ મુવોછ! એ તો મારા પ્રતાપે! હકીમ સાહેબ."

"તું હરઘડી એમ મસ્કેરી કરે છે તે મારો જીવ ખાટો આંબટ થઇ જાય છે તે તું જાણેછ? હીરા."

"હો હો! ખાટો—બટ થાયછ!" હીરાએ હસીને કહ્યું: "પણ ત્યારે સરકો શું કામ વધારે નાંખે છે? જરા મરી-મરચાં નાંખની કે પછી તારો જીવ તીખો તમતમતો થાય! કેમ, મહોબત કંઇ ધ્યાનમાં ઉતરે છે?"

"તું તો બસ આજે મસ્કેરી કરવાજ બેઠોછ હું! ગાંડો થઇ ગયેોછ, ગાંડો!" મહોબતે જણાવ્યું.

"હા, હકીમ સાહેબ, ગાંડો થયોછ તે કંઇ તમારી દવા આપીને સુધારી મુકો ને? કંઇ પુલાવબિરીઆનીની ગોળીઓ ખવાડોને કે જલદી ડાહ્યો થઇ જાઉં!"

"તું હવે લવલવારો બંધ કર અને સાંભળ જરા; હું આજે ગામ જાઉંછ; તારા મામાને કંઇ કહેવરાવું છે!"

"શું? ગામ જાય છે! કોણનાં માથાં ભાંડવા? અહીં મુંગો મુંગો પડી મરની. જે રોજના બે રૂપિયા મળેછ તે ખરા. વળી ગામ જઇને શુ કાંદા કાપવાનો છે?"

"શેઠ માટે દવા લેવા જરા જવાનું છે," મહોબતે અડાવ્યું "ઠીક, તે જાની, પતની અહીંથી! વળી મારી શાની રજા લેવા આવ્યો? જા, જા, કાલે જતો હોય તો આજે જા.'

"એ કેમ, હીરા, આજે ભુત ભરાયો છે શું? એ મારી સાથે એમ કેમ કરેછ?" મહોબતખાં દિલગીર થઇ બોલવા લાગ્યો અને તેના ચહેરા પર ફિક્કાશ છવાઈ રહયો. 'હીરા, મને તારી ચાલ નહીં પસંદ પડતી જો! મારી સાથે તું એમ કરેછ તેથી મારો જીવ ઉદાસ બને છે.'

"અરે ઘેલા, હું તો ક્યારનો મુફસ્સીરીમાં બેઠુંછ ચાલ, દિલગીર ના થા, જો તું જવાનો હોય તો મારા ગામને તથા મમઇને કહેજે કે નોકરી ઉપર હું રહયોછ ને સારી પખે છું, ને કહેજે કે થોડાં બોર ને થોડી નવસારીની નાનખતાઇ મોકલી આપે. પણ તું પાછો કવારે આવશે? જોજે, વળી મારાં મમઇ તુંને હવારી નહીં બાય.-પણ બોલની, તું આવશે કયારે?"

"તે તો હું કંઇ કહી શકતો નથી, બરાબર નક્કી નહીં; કદાચ જલદીબી આવું ને કાય ઘણા ઘણા દિવસો બી લાગે! દવા મળવા ઉપર સઘલો આધાર છે. બનતાં સુધી તો હું જલદીજ આવવાનો, અરે, પણ ખરે, જાંહગીરજી શેઠે તુંને હમણા તુરત બોલાવ્યો છે તે જલદી બંગલે જા. હું હમણા ચૌટે જાઉંછ; બપોર પછી તુંને પાછો મળીશ." આમ કહી મહોબતખાંએ ચાલવા માંડયું અને હીરાજી કારકુનોને પોતાના કામ ઉપર લક્ષ આપવાને હુકમ કરી પેસ્તનજી શેઠના બંગલા તરફ ચાલ્યો.

"હીરાજી, ગુમાસ્તા બધા આવ્યા છે કે?" હીરાજી જેવો જાંહગીરજી શેઠ આગળ ગયો કે તેવણે પુછયું.

"હાજી, બધા આવ્યાછ, પણ એ લોકો રોજ મોડા આવેછ જો! સાહેબ."

"ઠીક, તેનો બંદોબસ્ત કરશું. હીરાજી, તમોને કેયે બહાર હવા ખાવા જવા ગમેછ કે?"

"હાજી, જરા ગમેછ તો ખરૂં તેથી રોજ સાંજનાં શહેરમાં એક લટાર મારી આવુંછુંજી."

"નહીં નહીં-હું એમ પુછું છું કે કોઇ બીજે ગામ થોડા દિવસો જવાને તમો ખુશી કે?"

'હા, સાહેબ, કાંય નહીં? જ્યાં કહેશો ત્યાં જવશજી. હું કંઇ મારા મામાની માફક ધ્રુજી મરતો નથીજી. મારા મામાજી તો એટલા બ્હીકણ કે આગ ગાડીમાં બેસે કે "યથા તારી મદદ: યથા તારી મદદ" એમ બોલ્યાજ કરે ને ગાડીમાં અમે બેસવા જઇએ કે એવણ કહેવા મંડે: "ઓ, ભઇ પાવડો તપાસીને ઉપર ચઢજો ઓ." જાંહગીરજીએ મુછમાં હસવા માંડયું અને હીરાએ હસીને બોલવાનું આગલ ચલાવ્યું " સાહેબ, જે દહાડે હું અંકલેશ્વર આવવા નીકળ્યો કેની તે મને બી એમજ કહ્યું કે-" હીરાભાઇ, પાવડો તપાસીને ચઢ હં "-તે મેં તો વાંકા વળીને પાવડાને બે હાથે પકડી, વાંકો-ટીકો થઇ તપાસવા માંડયું અને મામાજીનું પાકી ગયું, જેથી તેવણ બુમ પાડી બોલવા લાગ્યા:-' અરે જંગલીઝ રહી ગયો? એ શું તપાસીઆ

કરેછ? એ એમ કાંય કરેછ કે? પગ મુકીને સઢી ઝાની!'—સાહેબ, એવા મારા બિચારા ભોળા મામા છે."

"ઠીક હીરાજી, હાલ તમારા મામજી સાથે મને કામ નથી; મને તો હવે તમરો સાથે કામ લેવાનું છે, માટે બે-ત્રણ દિવસોમાં તમને મારા મુખ્બીજી પેસ્તનજી સાથે બહાર ગામ જવું પડશે. એવનની તબિયત બરાબર નથી તે હવા ખાવા મોકલવાના છે; સાથે નર્સ મીસ શીમ્પસનને તથા તમને મોકલીશું. જોઇતી મદદ બન્નેને તમારે આપવી; જે કાંઇ કામકાજ કરવા કહે તે કરવું અને મારા મુરબ્બીજીને હમેશા ખુશી રાખવા."

"હાજી, હું ખુશીથી જવશ ને જેમ કહેશો તેમ કરશજી. નોકરી કરવાને જ્યારે વિચાર કર્યોજી ત્યારે જ્યાં મોકલશો ત્યાં જવશજી."

"ઠીક, હીરાજી, તમારા કપડાં-ચપાં બરાબર છે કે? તમને ત્યાં એક મહિના સુધી રહેવું પડશે."

"હાજી. કપડાં તો છેજી ચાર જોડી સદરા-લેંગા તથા બદન અને બે ડગલા ને મારા મમાજીની એક રેશમી ઇજાર છે"

"હું તમને થોડા સદરા-લેંગા આપું તે સાથે લેતા જજો, તથા જુના ડગલા છે તે પણ આપશ તે લઇ જજો."

"જી, જુના ડગલાને શું કરૂં?-પછી તો આપ શેઠજી આપશો તે લેવાજ પડશેજી." હીરાએ નફટાઇથી જવાબ આપ્યો અને તે વેળા હોરમજદાર પંથકી આવી પહોંચવાની ખબર મળવાથી જાંહગીરજી હીરાને છોડી દસ્તુરજી હોરમજદારને મળવા ગયા. મોટી મુસાફરીના વિચારો સાથે હીરાએ હવાઇ કિલ્લા બાંધવાને શરૂ કર્યા અને મોજ-મઝામાં મહિનો પસાર થઇ જશે એવા ખ્યાલમાં તેણે મનમાં મોતીએ ચોક પૂરવા માંડયા.



## પ્રકરણ ૧૭ મું.

## ખંડાળાનો સહેલગાહ.

મહોબતખાંને અંકલેશ્વરથી ઉપડી ગયાને ચાર દિવસો વહી ગયા હતા. આ ચાર દિવસોમાં અંકલેશ્વર ખાતે કશું જાણવા જેમ બન્યું નહોતું ઇશ્વર—કૃપાથી શેઠ પેસ્તનજીની તબિયતમાં સારો ફેર થયો હતો.

આજે મુંબઇથી પેસ્તનજી શેઠ, મીસ સીમ્પસન હીરાજી અને એક ફીરંગી બબરચીની સ્વારી સવારની ટ્રેનમાં ઉપડી હતી. ફુંફાડા મારતું, ધુમાડાના ગોટે ગોટા કાઢતું અને સીટી વગાડતું 'એન્જીન' જંગલમાંથી અને ઘાટોના સંગમમાંથી પસાર થઇ પોતાની ટ્રેન સાથે ખંડાળા સ્ટેશને આવી ઉભું. સેકન્ડ ક્લાસના ડબ્બામાંથી આ નાની

ટેબી ફેરી અને મડે રાખેલા મીડી લોજ" નામના બંગલા તરફ તે કુચ કરી ગયા.

અંડાળા નજદીકના મનોરંજક અને રમ્ય કુદરતી દેખાવો ઇશ્વરની અપાર અને અચુક શક્તિનો કંઇક થોડો ખ્યાલ આપે છે; આ મોહક જગ્યાની દિલપઝીર મોહિની નિહાળી, લીલોતરીવાળી ચિત્તાકર્ષિક ખીણો નજદીક જઇ. આ સ્થળના પહાડી પહોળા રસ્તાઓ આસપાસ નજર ફેંકો, જંગલી પણ સગંધી કુદરતી ફુલોનો પમરાટ લઇ અને મધુર રંગ બે રંગી પક્ષીઓના મીઠા સ્વરો સાંભળી કયો આદમી તે પરમ-કૃપાળુ સર્વ શકિતમાન સાહેબની સ્તુત ગાયા વિના નહીં રહેશે? અહા! આ સ્થળનો દેખાવ કંઇક ચિત્ર વિચિત્ર ચમત્કાર દેખાડે છે. વળી ઇજનેરી કળા ત્યાં ખરેખર પ્રગટી નીકળી છે. કાળાં માથાંના માનવીએ ખોદાએ આપેલી ભેટ અક્કલ અને હુશિયારીનો કેવો સારો ઉપયોગ કરેલો જણાય છે! વિકટ પહાડો અને ભયંકર રસ્તાઓ ઉપરથી લોખંડી રસ્તો લઇ જવા સારૂ કેવી હેરત ઉપજાવનારી કારિગરી કરવામાં આવી છે! આવી મનોહર જગ્યા એક કાબેલ કવિને ઘણી અનુકુળ થઇ પડે છે, એક ચપળ ચિતારાને તે સારો ખોરાક પુરો પાડી શકે છે અને એક ભલા ખોદા-ભકતને એક ચિત્તે પ્રાર્થના કરવાને શિખવી શકે છે, તથા ભ્રાન્ત ચિત અને દુઃખી આદમીઓના સંતાપનો બોજો ઓછો કરવાને અથવા તેઓનાં દુઃખો સદંતર દૂર કરવાને આવી સુંદર જગ્યાજ ઘણી સારી રીતે મદદ કરી શકે છે.

અંડાળાના મીડી લોજ બંગલામાં પાંચ દિવસો શાંતિથી ગુજારવામાં આવ્યા. આ પાંચે દિવસો સર્વ બંગલેજ રહ્યાં હતાં, કારણકે પેસ્તનજી શેઠની મરજીથી ફરવા-હરવા જવાનું મોકુફ કર્યું હતું. પેસ્તનજી અંડાળે અનેક વેળા આવ્યા હતા અને સઘળું અંડાળુ ખુંદી નાંખ્યુ હતું. આ વેળા પહેલે 'ટાઇગર્સ લીપ" તરફ જવાને તેવણે વિચાર કર્યો અને છઠ્ઠે દિવસે ટાંગામાં શેઠ પેસ્તનજી, નર્સ મીસ સીમ્પન તથા હીરાજી "ટાઇગર્સ લીપ" તરફના કુદરતી સુશોભિત અને આનંદકારી દેખાવો નિહાળવાને નિસર્યા. આ જગ્યાએ તેઓ આવી પહોંચ્યા જ્યાં એક પારસી ગ્રહસ્થ પોતાના નોકર સાથ 'કેમેરા'ની મદદ વડે આ સુંદર સ્થળના કુદરતી દેખાવોનો 'ફોટો' લેતા ઉભા હતા. આ ગ્રહસ્થને જોઇ પેસ્તનજી શેઠે તથા હીરાજીએ તેમને સલામ કીધી અને તે ગ્રહસ્થે નમનતાઇ સાથ પાછી સલામ વાળી.

"આપ સાહેબ કયાંથી આવ્યા?" તે ગ્રહસ્થે પેસ્તનજીને પુછયું.

"જી, અંડાળેથી." પેસ્તનજી શેઠે ધ્રુજતે અવાજે ઉત્તર આપ્યો.

"ખંડાળે મોજ કરવા ઉતરી પડયા હશો. કેમ, સાહેબ, ખંડાળા ગમે છે કે?"

"ખંડાળા મને તો ઘણું પસંદ છે. હું તો અહીં પાંચ-છ વખત આવી ગયોછું. હમણાં તો તબિયતના સુધારા માટે અંકલેશ્વરથી અહીં આવ્યો છું." આટલું બોલતાં પેસ્તનજીની આંખોમાં આંસુઓનો નાનો જથ્થો એકઠો થયો, "મારી સાથે ગંગા નોકરો આવ્યા છે અને આજેજ પહેલો વહેલો બંગલામાંથી બહાર નીકળ્યો છું."

'હં! હવા ખાવા પધાર્યા હશોજી!' તે ગ્રહસ્થે જણાવ્યું, અને હીરા હજામે ગાજર પારખું બની તુરત જવાબ આપ્યો.

'નહીંજી, અમો કોઇથી દહાડો હવા ખાતા નથીજી; અમારેથી તો હવા નહીં ખવાય! સાહેબ.'

આ સાંભળી પેસ્તનજી શેઠ તથા પેલા ગ્રહસ્થ સહેજ હસ્યા અને હીરાજીએ તે ગ્રહસ્થને પુછયું; 'આપ મહેરબાન કયાંથી પધાર્યા!'

"શહેરમાંથી," પેલા પારસી ગ્રહસ્થે ટુંકમાં જવાબ આપ્યો.

'કયા શહેરમાંથી?' હજામે ડાહ્યા થઇ બીજો સવાલ કર્યો.

"તમારી નજદીકના."

"મારી નજદીક તો કોઇ શહેર કે ગામ નથી." હીરાએ જણાવ્યુ, "અહીં તો જંગલ જહાન અને બિયાબાન છે!"

"ઠીક, બુચાજી જવાબ આપવાં તો ઠીક આવડે છે." પેલાપારસી શેઠે કહ્યું અને પછી શેઠ પેસ્તનજી તરફ ફરીને જણાવ્યું "સાહેબ હું ભરૂચનો રહેવાશી છું. હું જો મારૂં નામ તમને કહીશ તો તમો કદાચ મને તુરત ઓળખશો. મારૂં નામ દાદીબા કાવસજી લશ્કરી.

"હં હં! તમને જોઇને હું ઘણો ખુશી છું, સાહેબ. આપ તો એક વિદ્વાન છો" પેસ્તનજીએ ખુશી થઇ જણાવ્યું. "હું ધારૂં છું કે ભરૂચ શહેરમાંથી તમેજ પહેલા વહેલા પારસી એમ. એ. થવાનું માન મેળવ્યું છે. હું તમારા બાવાજીને બરાબર ઓળખું છું. તમો તો સાહેબ હાલ કોઇ ગામના મામલતદાર છોઓને?"

"નહીંજી, હું હાલ મામલતદાર નથી, પણ ડેપ્યુટી કલેકટર તરીકે કામ કરૂં છું. થોડા દિવસોની રજા ભોગવવા હું ખંડાળે આવ્યો છું. પેસ્તનજી શેઠ, હું તમો સાહેબને બરાબર પિછાનું છું. હું નાનો હતો ત્યારે તમો મારા બાવાજીને મળવા આવતા હતા તે વખતે મેં તમો સાહેબને જોયા હતાજી અને હમણા તમને દૂરથી જોયા પછી મેં ધાર્યું કે તમો અંકલેશ્વરના વેપારી મી. પેસ્તનજી જેવા લાગો છો અને જ્યારે આપ સાહેબે જણાવ્યું કે અંકલેશ્વરથી આવ્યા છો ત્યારે મારી પકી ખાત્રી થઇ કે તમો...

શેઠ પેસ્તનજી અંકલેશ્વરીઆજ હોવા જોઇએ." દાદીમા લશ્કરીએ ખુલાસો કર્યો.

"તમો સાહેબ કયાં ઉતર્યા છો." પેસ્તનજીએ પૂછ્યું.

'હોટેલમાં આપ કયાં ઉતર્યા છો ?'

"મીઠી લોજમાં." હીરાએ તુરત ઉત્તર વ'જયો.

"હં ! ઠીક, ત્યારે તો આપણે અહીંથી સાથેજ જઇશું." પેસ્તનજીએ જણાવ્યું.

"અહીં પડઘા પડે છે તે તમોએ સાંભળ્યા છે કે ?" દાદીમાએ પૂછયું.

"હાજી, મેં તો ઘણી વેળા સાંભળ્યા છે,-પણ હીરાજી, તમે અહીં ઉભા રહીને મોટેથી બોલો ને હમણા પડઘા સમજાશે," પેસ્તનજીએ જણાવ્યું.

"શું બોલું ? સાહેબ,"

"અરે કંઇ પણ બોલો," દાદીમાએ બધીરાઇથી કહ્યું. "એ વરે ઘેન, દીવા ઘેન, તારા મનમાં કોણ ?" હીરાએ મોટે સાદે બૂમ પાડી અને થોડીક વિપળમાં પડઘો સંભળાયો, અને હીરો પેટ પકડી ખુબ હસ્યો. મીસ સીમ્પસન જેથી આટલો વખત મુંગી ઉભી રહી હતી તેણીએ પડઘાનો અવાજ સાંભળી અંગ્રેજી ભાષામાં દાદીમા લશ્કરીને મધુર સ્વરે જણાવ્યું.

"કેવા સુંદર પડઘા ! અને આ કેવી દિલચસ્પ ખુશનુમા જગ્યા ! તમો શું આ દેખાવોના "સ્નેહ શોખ" લેવો છો ?"

"હા, મેડમ, મને આ મનોરંજક દેખાવો ઘણા પસંદ પડે છે અને કયા શખ્સને આવા કુદરતી દેખાવો પસંદ નહીં પડે ?" દાદીમાએ નરમાશથી જવાબ આપ્યો. અને મીસ સીમ્પસન એક મોટા પત્થર ઉપર બેઠી; હીરો હરામી આમ તેમ ફરી ખીણ વરસનો દેખાવ જોવા લાગ્યો અને પેસ્તનજી શેઠ દાદીમા લશ્કરી સાથ વાત કરવા ઉભા થોડીક પળો સુધી ભરૂચ શહેરને લગતી વાતો તેઓએ કરવા માંડી અને પછી પેસ્તનજીએ જણાવ્યું.

'દાદીમા, આજે સાંજે તમો અમારે બંગલે પધારશો તો ઉપકાર થશે. તમારા જેવા સાથ બેસી બે ઘડી વાત કરવી એ મારે મનથી હું મોજ માનું છું."

"રહમી, મારામાં ન એટલી બધી શું વિદ્યા છે યા મીઠી સુખનદરાજી છે કે જેથી આપને હું રીજવી શકું ? પણ તમો સાહેબના બોલને માન આપી હું સાંજે પધારીશજી." દાદીમાએ પોતાની દાઝ્ઝાત માટે શરમાઇને વચન આપ્યું.

ખરૂં કહીએ તો દાદીબા લશ્કરી મુંબઇ યુનિવર્સિટીના એક ચંચળ કીર્તિવંત ગ્રેડ્યુએટ છે. બી. એ. ની પરીક્ષામાં દાદીબાએ અનેક ઇનામો જીત્યાં છે અને એમ. એની પરિક્ષા "ચેન્સેલર મેડલ" સહીત પહેલા વર્ગમાં એમણે પસાર કરી હતી, હાલ ડેપ્યુટી કલેક્ટર તરીકે સરકારી એદ્દો ભરૂચમાં ભોગવે છે અને સારો પગાર મેળવે છે. એમનું વાંચન ઘણું બહોળું છે; વાકય-ચાતુરીમાં દાદીબા કુશળ છે અને એમનામાં વિદ્વતાનો ભંડાર ભરાયલો છે. પોતાની બાહોશી, હુશિયારી અને પંડિતાઇ માટે એમને રતી રંચની વડાઇ નથી. અને શા સારૂ આવા જ્ઞાની પુરૂષ ખાલી વડાઇ રાખે ? જ્યારે દાદીબા ખાત્રીથી જાણે છે અને માને છે કે ગર્વથી ફુલાતો પુરૂષ જે પોતાને સઘળી રીતે યોગ્ય જાણે છે તે સર્વની નિંદાને પાત્ર થાય છે તથા જે રૂખ્ખ "હું પણા"નું અભિમાન પોતાની સાથ રાખી પોતાને પંડિતમાં ખપાવે છે તે એક મુર્ખ ગધેડા કરતાં ઓછી અક્કલનો છે, ત્યારે શા સારૂ મિથ્યા શેખી અને આપવડાઇની ગંધાતી નીકમાં પડી તેવણ સડી જાય ?

"તમો સાહેબ દરરોજ પધારશો અને તમારાં બહોળાં જ્ઞાનનો લાભ આપશો તો હું ખુશી થઇશ," પેસ્તનજી શેઠે વધુ જણાવ્યું. "અહીં મારો વખત તમારી સંગતમાં ઠીક પસાર થશે એવી આશા રાખુંછ."

"ઠીક; આપ મુરબ્બીની તબિયત હજી બરાબર સુધરી નહીં હોય એમ માલૂમ પડે છે, માટે ઉભા રહેતાં તબિયતમાં બગાડો થશે. ચાલો સાહેબ, ટાંગામાં બેસી વાત કરીએ." દાદીબાએ સૂચવ્યું અને તેઓ બંન્ને ટાંગામાં બેસી ભરૂચ શહેરના વેપારને લગતી વાતો કરવા મંડયા. જ્યારે તેઓ વાતોમાં તલ્લિન થઇ ગયા હતા ત્યારે મીસ સીમ્પસન આગળ આવી હીરો હરામી ગાંડી-ઘેલી વાતો કરતો ઉભો રહ્યો. આ તોફાની છોકરાની મર્કટ ચેષ્ટા જોઇ મીસ સીમ્પસનને બોલવું પડયું:

"યુ નોટી બોય, બેડ્ફૂક્ મટ બનો."

હીરાએ ચીડાઇને તુરત કહ્યું: "અય, મેમસાબ, હમ 'બોય' નહીં હય; હમ કલાર્ક હય, ફીરસે બોલેંગા તો તુમારા આટા-લસણ કાઢ નાંખેગા."

મીસ સીમ્પસનને આ હરામી હીરાની બોલી સાંભળી હસવું આવ્યું, અને તેણી પુરા મનથી હસી. હીરો આથી વધુ ચાળા કરવા મંડયો અને મીસ સીમ્પસનનાં વાળના અંબોડા માટે તાળી-માત્રના ઠેકાણાં વગરની નીચલી લીંટીઓ ધીમે સાદે લલકારતો ઉભો:

"વાહરે તારા બાલનો ગોળ ચોટલો રે,
જાણે શણપાટનો મોટો કોથલો રે,
જે જોઇ ઉડે મારો વહાલો સુધલો રે,
માટે છોડ સુંદર મડમરી આવો ચોટલો રે."

ઉપલું બેલુંગાડું તે ગીત ગાતો રહ્યો અને ગમત કરી મીસ સીમ્પસનને હસાવતો રહ્યો. આશરે દશેક મિનિટ પછી "ટાઇગર્સ લીપ" તરફથી ખંડાળે જવા તેઓ સર્વ કુચ કરી ગયાં.

* * *

પોતાના વચન પ્રમાણે દાદીબા લશ્કરી પેસ્તનજી શેઠને ત્યાં તે સાંજે આવ્યા અને મીઠી વાતોથી પેસ્તનજીને રીઝવતા રહ્યા. બીજે દિવસે સવારે પેસ્તનજી અને દાદીબા સાથે ફરવા ગયા અને હીરાજી મીઠી લોજના કમ્પાઉન્ડની આસપાસનાં ખેતરોમાં લટાર મારતો રહ્યો. આ તોફાની છોકરો ચળેલ તોફાનમાં મશગુલ બનવાને તલપાપડ થઇ રહ્યો હતો. ખેતરમાં ઉભેલાં એક ખચ્ચરનું પુછડું ખેંચી તેને સતાવ્યા પછી, પાસેના ખેતરમાં કામ કરતા મજુર ઉપર ઝીણા પત્થરા ફેંકવામાં જ્યારે તે રોકાયલો હતો ત્યારે અંગ્રેજી પોશાકમાં સજ થયેલા એક પારસી ગ્રહસ્થ ખાંધે બંદુક મારી ત્યાં આવી પહોંચ્યા અને તેમણે હીરાને પુછ્યું:

"બુચા, આએ ખેતર કોણનું છે?"

"જી, મારા બાવાનુ!" હીરાએ તુરત ઉત્તર આપ્યો.

"આએ બધાં તર્કી અને બતકો તમારાં છે શું?"

"હાજી. કેમ?" હીરાએ ખોટું જણાવ્યું.

"શિકારના શોખને લીધે આ સવાલો પુછવા પડેછ," પેલા ગ્રહસ્થે કહ્યું.

"હો હો! કાકા, શિકારનો શોખ તમને? મારા સાહેબ, બંદુક પકડતાં તમને ક્યાં આવડેછ જે?'

"શું! શું ઉંડુ? શું કહ્યું? બુચાજી, એકજ "શોટ"માં તમારાં તર્કી--બતકની ચટણી કરી નાંખશ. સમજ્યા?'

"અરે, કરી ચટણી કરી! લાલાજી ખાલી ડફાંસ મારો તેજ તો! અમારાં તર્કી-બતક એવાં છે કે તમો તમારી બંદુક ખભેથી ઉતારો તેટલામાં ડપક દેતાં અહીં તહીં તેઓ ઉડી જાય કે દોડી જાય! મારા સાહેબ, એઓની ચટણી કરતાં તમારી ચટણી નહીં થઇ જાય."

"ત્યારે બુચજી, એકજ વખત 'એમ' લઇને દેખાડી આપું."

"હા, હા જોઉં દેખાડો તો ખરા! મારા સાહેબ તમો નહીં ઉડી જાઓ તેની સંભાળ લેજો."

"જો જો, હં ! એક બે બતકો સફાચટ થઇ જાય તો હું જોખમદાર નથી હો ! સમજ્યા ? બુચાજી"

"અરે નહીંરે, એમાં શું ? એક બે મર્યાં તેમાં શું જો ? તમે હવે બડાઇ છોડી દેઓ અને તમારૂં પાણી દેખાડો ત્યારે જાણું."

પેલા ગ્રહસ્થે બંદુક ખાંધેથી ઉતારી અને નેમ તાકી; બંદુક ફૂટી અને એક તર્કી લાગ્યું થઇ મુએલું પડયું.

"કેમ ? જોયું ? બુચાજી." તુરત તે ગ્રહસ્થે હસીને પૂછ્યું.

"હાજી, જોયું કે તમોએ પારકા ધણીનું તર્કી રહેંસી નાંખી મોટો વાઘ માર્યો ! મારા સાહેબ, જુવો, પેલો ખેડુત દોડતો આવેછ, નાહસો, મારા બાપ, નાહસો; એ કંઇ મારાં તર્કી–બતક નથી જો !"

"શું ? શું હુઉ ?" પેલા ગ્રહસ્થે પુછયું અને હીરો હરામી જીવ લઇને દોડયો અને મીઠી લોજમાં ભરાઇ બેઠો. મરાઠી ખેડુત દોડતો આવ્યો અને પેલા પારસી ગ્રહસ્થ અને ખેડુત વચ્ચે બોલાચાલી થઇ; કેટલીક રકઝક પછી તે પારસી ગ્રહસ્થે પેલા મુએલાં તર્કીની કીંમતના રૂપિયા આપી ખેડુતને શાંત પાડી હીરા હરામીના નામની 'સેસ ભરી' ત્યાંથી ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૧૮મું

# પરદેહપોશ પહેરેગીર.

ખંડાળેના દેખાવો નજર આગળથી દૂર કરી હવે મરોલીના પેલા એકાંત કુંવર હોલમાં* આપણને જવું પડશે અને ત્યાંનો ગામલો તપાસી નવા બનાવો ઉપર લક્ષ આપવું પડશે.

નાજાંબાઇ કુંવર હોલમાં બેચેન બની ચિંતા અને ગમગીનીમાં ગરકાવ થઇ છે; તેણીના મનમાં ખળભળાટ થઇ રહ્યો છે અને હૃદયરૂપી દરિયામાં દુઃખ અને ફિકરના મોજા ઉછળવા લાગ્યા છે. વિઠ્ઠલ ત્યાં બે ફેરા ખાઇ ગયો છે, પણ નાજાંનો વહાલો લીમ રવિવારે આવી શકયો નથી, જે કારણને લીધે નાજાંનું મન ચિંતા અને દુઃખના સાગરમાં ડોળવા માંડયું છે. ફૈજુદીન પહેરગીર કુવામાં પડી આકસ્મિક મોતે મરણ પામ્યો છે. છોકરા પોતાના બાપના મરણ પછી ગમગીન બની સેંકડો વિચારોમાં દરરોજ રોકાઇ રહે છે, પણ આજ બે ત્રણ દિવસો થયા આશાના કિરણો તેણીના દિલમાં પ્રકાશવા માંડયાં છે. એક નવો મુસલમીન પહેરેગીર ફૈજુદીનની જગ્યાએ રાખવામાં આવ્યો છે જે કાળજી અને ખંતથી કુંવર હોલની પાસબાની કરે છે. આ પહેરેગીર દેખાવે ખુબસુરત. આંગે

મજબુત અને સર્વ રીતે ચપળ છે. કેટલા એ દિવસોથી ઝોહરા આ જવાન પહેરેગીરને જોઇ ખુશી થાય છે. અને તે પહેરેગીર પણ તેણીની ઉપર માયા દેખાડે છે. આ રખેવાળ આજે ઓટલા ઉપરની એક ખુરસી ઉપર બેઠો હતો તેટલાં ઝોહરાં ત્યાં આવી પુહોંચી; ઝોહરાને જોઇ તે ખુરસી ઉપરથી ઉઠયો અને ખુરસીને અડેલી ઉભો.

" કેમ, પહેરેગીર, કંઇ એખલા બેઠા છો ? " ઝોહરાએ આવતાની સાથ પૂછ્યું:—

" અમો સિપાઇ બચ્ચાઓ એખલા બેસીનેજ અમારી ફરજ અદા કરી શકીએ છીએ. "

" પણ અય જવાન, તમારૂં નામ શું ? " ઝોહરાએ વધુ પ્રશ્ન કર્યો.

" મારૂં નામ ! "—તે પહેરેગીર જરા વિચાર કરી બોલ્યો, ' મારૂં નામ પરદેહપોશ. '

' શું ? પરદેહપોશ ! એ વળી મુસલમીનનું નવું નામ ? એ તમારાં માત-પિતાએ આવું નામ શા સારૂ આપ્યું હશે ? મને તો આવું નામ જરાએ ગમતું નથી.'

' બાઇ સાહેબ, મારાં માત-પિતાને માલુમ નહોતું કે તમને આવું નામ પસંદ પડશે નહીં; નહિં તો જરૂર બીજુંજ જે તમને પસંદ પડતે તે નામ આપતે ! ' રખેવાળે ટકોર કરી.

' પણ, તમારો જન્મ થયો હશે ત્યારે હું કોણ જાણે કયાં હોઇશ ? આ દુન્યાની રોશની પણ મેં જોઇ નહીં હશે.' ઝોહરાએ જણાવ્યું.

' હા, તમો મારેથી ઘણાં-ઘણાં તો પાંચ-છ વર્ષ નાનાં લાગો છો. ' પરદેહપોશ પહેરેગીર બોલ્યો.

'હાજી એમ છે ખરૂં ! બંને વચ્ચે એટલોજ ફરક માલુમ પડે છે.'

' પણ, બાઇ સાહેબ, કંઇ ફરમાશ ? ' પરદેહપોશ વાત ઉડાડી સવાલ કર્યો.

' ના, ફરમાશ તો કંઇજ નથી; હું તો તમને ફકત જોવા આવી હતી.'

" બાઇ સાહેબ, તમો મને જોઇને શુ કરવાનાં હતાં ? "

' તમો તમારી ફરજ બજાવો છો કે નહીં તેની તપાસ કરવા હું આવી હતી, સમજયા ? '

" ઠીક, જો હું મારી ફરજ નહીંજ બજાવતો હોઉં તો તમે શું કરો ? શેઠજીને ફરિયાદ કરો કે ?"

'ના, ના, હું તો મશ્કેરી કરૂં છું. તમારે માટે ફરિયાદ કરવી એ હું ગુનાહભર્યું સમજું છું.' ઝોહરાએ જણાવ્યું.

" સબબ ? બાઇ સાહેબ, કંઇ સબબ ? "

" સબબ તો શું કહું ? એટલુંજ હું તો કહી શકું કે કોઇ પોતાના રખેવાળની ફરિયાદ તે કરતું હશે ? '

'એટલે?' પરદેહપોશે આતુરતાથી સવાલ પુછયો.

" એટલે એટલુંજ કે જ્યાં માયા–મહોબતનો ઝરો વહેતો હોય ત્યાં ઝેરનો પ્યાલો કંઇ નાંખી શકાય ?"

" તમારૂં બોલેલું મને બરાબર સમજ પડતું નથી " પરદેહપોશ પહેરેગીરે ખોટું ડોળ ઘાલી કહ્યું.

" ઠીક, શેઠાણી નાજાંમાય રાહ જોતાં હશે, માટે હું જાઉં છું " ઝોહરાએ ચાલવા માંડયું.

" કેમ, બાઇ, ચાલ્યાં એટલાં ઉતાવળાં ? ગઇ કાલે સાંજનાં પણ બે ત્રણ મિનિટ ઉભાં રહી ચાલી ગયાં'તાં. " આમ બોલી તે પહેરેગીરે ઝોહરાનો હાથ પકડયો અને પછી તે બોલ્યો, " જરા ઉભાં તો રહો, બે ઘડી તમારી મીઠી વાતો તો કરો. "

"જ્યારે તમને મારૂં બોલેલું સમજ નહીં પડતું ત્યારે હું તમારી સાથ શું વાત કરૂં ?" ઝોહરાએ ટાણો મારી જણાવ્યું.

"નહીં, નહીં, બાઇ સાહેબ, આમ ગુસ્સે ના થાવો." પરદેહપોશ બોલ્યો. "આજ બે દિવસો થયાં તમને જોઇ મારૂં મન ચકિત થઇ ગયુંછ."

"હં ! એમ ? હવે ? જ્યારે મેં ઠણુકો કરી ચાલવા માંડયું ત્યારે ? વાહરે મારા બજર બટુ !"

"એ વળી તમે શું નવું નામ પાડયું ? બાઇ સાહેબ, એ નામ મને તો પસંદ નહી પડતું."

"અરે એ નામબી પસંદ પડશે,—પસંદ પડશે; જરા બેચાર દિવસો પસાર થશે એટલે તમને બધું પસંદ પડશે." ઝોહરાએ હસતે ચહેરે કહ્યું.

" હા એમ મનેબી લાગેછ ખરૂં ! હમણાથીજ પસંદ પડવા લાગ્યુંછ, એટલે બે ત્રણ દિવસોમાં સઘળું પસંદ પડે ખરૂં !" આમ કહી પરદેહપોશ પહેરેગીરે પોતાનું ડોકું વાંકુ વાળી તેણીના માથા ઉપર તે ધીમેથી નાંખવાની તજવીજ કરી.

"કેમ, મિયા, ખાટી મીઠી નજર દોરાવવા લાગ્યા કે ? જરા હમણા તો દૂંગ ઉભા રહોજી."

"કેમ બાઇ સાહેબ, વિસરી ગયાં કે? તમો જાણતાં નહીં કે જ્યાં મન્ને જન રાજી ત્યાં શું કામ બોલાવવો પડે કાજી?"

"એટલે?"

"એટલે આએ; બીજું કંઇજ નહીં." આ બોલો બોલી પરદેહ-પોશે તુરત આ જવાન ઓહરાના રસ્તા ગાલો ઉપર સજનતાથી પ્રેમના અમૃતનું એક ટીપું મૂક્યું, અને જણાવ્યું 'બાઇ સાહેબ, બેઅદબી માફ છે.'

"તમો મને 'બાઇ સાહેબ' કહી હવે શા સારૂ બોલાવો છો"?

"ત્યારે શું મારાં શેઠાણી કહી બોલાઉ?" પ દેહપોશે સવાલ કર્યો.

"નહીં, નહીં,-મને મારાં નામથી બોલાવો એટલે હું ખુશી થઇશ."

"વારૂ, ઓહરા હું પુછું કે, આપણા શેઠાણી અહીં એખલાંજ રહે છે? એમના પતિ અહીં આવતા નથી શું?"

"આપણીજ વાત કરોની; શેઠાણી વિષે અહીં વાત કરવીજ નહીં," ઓહરાએ જણાવ્યું.

"શું કંઇ ઘણુંજ છાનું છે? જરા મને જણાવો તો ખરાં કે એ શું ગડબડ-ઘોટાળો છે?"

"હું શું કહું? ખુદાએ આંખો આપી છે તે જોઇ લેવો. મને તો લાગે છે કે આ બાઇને આપણા શેઠ નહસાડી લાવ્યા છે અને અહીંઆ બંદીખાનામાં રાખ્યાં છે. આજે બાર દિવસો થયા શેઠ આવ્યા નથી; કાલે કદાચ આવશે ખરાં."

"એ શેઠનું નામ શું? ઓહરા."

"તે શું તમો નહીં જાણતા? તે તમને અહીં નોકરીએ કોણે રાખ્યા?—હા, ખરે, પેલા મુવા વિઠ્ઠલે તમને તો નોકરીએ રાખ્યા હશે. તમોએ ત્યારે શેઠને જોયા પણ નહીં હશે. એમનું નામ હીમજીભાઇ છે."

"હં! ત્યારે આ વિઠ્ઠલ એમનો કારભારી હશે."

"હા, એમજ છે. એ મુવો જે કરવા માંગેછ તે એ કરી શકેછ ને કોઇ વેળા શેઠાણીનેબી દમ ભરાવેછ."

"ત્યારે એનાથી ડરીને ચાલવું જોઇએ, કેમ? એને ગમે તેમ કરીને હંમેશા ખુશી રાખવો જોઇએ હં!"

"હા, પેટને ખાતર એવા મુજીઆને રાજીજ રાખવા જોઇએ. અને—"

"ઓહરા, ઓહરા" અંદરના ઓરડામાંથી નાજાંબાઇનો સાદ આવ્યો અને ઓહરા, તુરત ત્યાં દોડી ગઇ.

"કેમ ઝોરા, તું ક્યાં ગઈ'તી ?" નાઝ'બાઇએ સવાલ કર્યો.

"જી, જરા ઓટલા ઉપર ગઇ'તી. આપણો નવો પહેરેગીર આવ્યો છે કેની તે એક ચલ્લીને પકડતો'તો તે જોવા ગઇ'તી!" ઝોહરાએ દ્વિઅર્થી જવાબ આપ્યો.

"ઠીક, ઝોહરા, જોની અહીં હવે મને કશું ચેન પડતું નહીં. કાલે લીમ મારા આવશે કે નહીં? હવે મારી ધીરજ રહી શકતી નથી. એક કાગજબી લીમ લખતા નહીં. હું હવે શું કરું?

"બાઇ સાહેબ શેઠને કંઇ કામ હશે તેથી ગયે આદવારે આવવાને એમનાથી બન્યું નહીં હશે. હું તો ધારું છું કે આવતી કાલે શેઠ જરૂર આવશે," ઝોહરાએ દિલાસો આપી જણાવ્યું.

"ઓ! લીમ મારા આવે તો હું કેટલી ખુશી થાઉં! જો કાલે આવે તો, ઝોહરા, હું તુંને કંઇ ભેટ, આપાઉં;—અહા ખુદા! મારા લીમને મારી આગલ મોકલો!"

"બાઇ સાહેબ, એટલા બધાં આતુર તમો શા સારૂ બનો છો? જરા ધીરજ રાખોજી."

"ઝોહરા, તુંને હજી ખબર નથી; તું નાદાન છે; પતિ કોણ છે તે તને બરાબર માલુમ નથી. તુંને જો પરણાવવામાં આવે તો પછી મારી માફકજ તું તારા વહાલા ભરથારની ઇંતેજારીથી રાહ જોયા કરે! હાલ તો બોલવું સહેલ છે." નાઝ'બાઇએ જણાવ્યું અને થોડીક પળ સુધી ઝોહરા કશો જવાબ આપી શકી નહીં. પણ પછી વિચાર કરી બોલી:—

"બાઇજી, તમો કહો છો તે કદાચ ખરૂં હશે, પણ એમ આટલી બધી ચિંતા ને ઇંતેજારી રાખવાથી શું તેવણ જલદી આવી શકશે ?"

"નહીં; ઝોહરા, એમતો નથીજ પણ ઝોહરા મને હવે જરાએ સોહવાતું નથી. મારા દિલમાં કંઇ અજબ દુઃખ થાયછ."

"ચાલો. બાઇ સાહેબ, ત્યારે હું એક બે ગીત ગાઉં કે જેથી તમને કંઇ ચેન પડે; કહો, હિંદુસ્તાની ગઝલ ; પહેલે ગાઉં? બાઇ સાહેબ."

"હા, ત્યારે કંઇ ગા, ઝોહરા, કે મારા મનને રાહત મળે." ઝોહરાએ પોતાના મધુર સ્વરે નીચલું ગાયન ગાયું, અને નાઝ' બાઇએ તે ધ્યાનથી સાંભળ્યું:—

"દીલ લગા યારસે, ઉસ દીલકા છુડાના મુશકીલ,
ઇશ્કકા જખ્મ લગા, ઉસકા સીલાના મુશકીલ.
હુસ્ન હે દામે બલા ઝુલ્ફ હેં દોકાલે નાગ,

જીરકે દઈ નામ ડસા, ઉસકા જીલાના મુશકીલ.
આવશે ઇશ્કને ઓહતોંકા, કીયા ખાના ખરાબ,
આગ દરિયા કો લગી, ઉસકા બુઝાના મુશકીલ.
યાદ કરને કો લીયા, હાથમેં મનકા મનકા,
દીલ ઉપર બોજ પડે, મનકા ફીરાના મુશકીલ.
ઉમર જો યાદમેં ગુજરી, સો ગનીમત સમ ઓ,
સો ગયા ઇશ્ક મેં જો, ઉસકા જગાના મુશકીલ.
રાજે મખફી વલી, ઝાહેર ન કાસીસે કરના,
હાથસે બાત ગઇ, ઉસકા ફીરાના મુશકીલ. "

" ઝોહરા, મને હિંદુસ્તાની ગીતો બરાબર સમજ પડતાં નથી; હું આ ગીત થોડું સમજી ખરી; પણ ગુજરાતીમાં કોઇ ગીત ગા કે મને બરાબર સમજ પડે." ગમગીન નાજાંબાઇએ જણાવ્યું અને ઝોહરાએ બીજું ગીત ગુજરાતીમાં ગાઇ સંભળાવ્યું જેનો ભાવાર્થ એવો હતો કે દુઃખના દિવસો ગમે તેવા પસાર થતા હોય તોયે એમ માની લેવું જોઇએ કે દુઃખમાં અતિ ઘણું સુખ છે અને જેમ રાત્રિનાં અંધકાર પછવાડે દિવસની રોશની છે તેમ દુઃખના ડુંગર પછવાડે સુખનો સાગર છે; વળી દુઃખોનાં ડુંગરો ઓળંગી જવાથીજ મનુષ્યની ધીરજ, હીંમત, હુશિયારી અને ઇશ્વરની મરજીને આધીન થવાની શક્તિ ખુલ્લી રીતે પ્રગટી નીકળે છે.

" વાહ ! ઝોહરા, તેં ઠીક ગીત શોધી કાઢયું ! " ઝોહરા ગીત ગાઇ રહી અને નાજાંબાઇએ કહ્યું, " દુઃખમાં તો સુખ માની લઇ ધીરજ અને હીંમતથી કામ કરવું જોઇએ 'દુઃખનું ઓસડ દહાડા' એ કહેવતબી ખરી છે; તું ઘણી ડાહી છે, ઝોહરા;—હં, પણ જોની એ કોણ આવ્યુ ? કોઇનો અહીં આવવાનો અવાજ સંભળાય છે."

ઝોહરા બારણા આગળ ગઇ અને તુરત તેણી પાછી ફરી અને નાજાંબાઇને કહેવા લાગી.

"લેવો, બાઇજી, એ તો મુવો વિઠ્ઠલ આવી લાગ્યોછ ચાલો, બાઇ સાહેબ, કાલે હવે શેઠ આવશે ખરા."

"જઇને મુવાને પુછી જોની; એ વળી શું ખબર લાવ્યોછ ?"

"વિઠ્ઠલદાસ શેઠ' ઝોહરા બારણું ઉઘાડી ત્યાંજ ઉભી રહીને, પૂછવા મંડી, "બાઇ સાહેબ પુછે છે કે કાલે શેઠ આવશે કે ?"

"તને તેની શીદને ચિંતા ?" વિઠ્ઠલે ઉત્તર આપ્યો. " બાઇને પૂછવું હશે તો મને પૂછશે."

નાજાંબાઇએ અંદરથી વિઠ્ઠલનું બોલતું સાંભળ્યું અને તેણી ગુસ્સામાં ઓરડા બહાર નીકળી અને કહેવા લાગી.

"કેમ કંઇ ઘણી રાઇ માથામાં રાખીને ફરેછ શું ? સીધો જવાબ નહીં અપાતો કે ? ઉભો રહે મુવા શેઠ આવેને તારી વાત કરૂંછ."

"પણ માળો શીદને ભાંડો છો ? તમારેથી હું કાંઇ ડરી જઇશ નહીં હો !"

"ત્યારે બસી મરની ! એ તુંને પુછેછ તેનો જવાબ આપની !"

"હા, કાલે આવશે ખરા" વિઠ્ઠલે ટુંકમાં ઉત્તર આપ્યો અને નાજાંબાઇ નીચે પ્રમાણે બડબડતાં ત્યાંથી ચાલી ગયાં.—

"મુવા એવા નીચનીબી ખુશામત કરવી પડેછ. બળી એવી જીંદગી! ધૂળ પડજો એવા મુછઓના મ્હોંપર ! અરે ખુદા ! મારા લીમ કયારે આવશે ?"

---

## પ્રકરણ ૧૯ મું.

# વિચિત્ર પ્યાર

નાજાંબાઇની ગઇ રાત આરામ વિના પસાર થઇ હતી. સવારે તેણીની આંખોમાં ઉદાશ દેખાતો હતો; તેણીને ઉપરા ઉપરી બગાસાં આવતાં હતાં અને સ્પષ્ટ રીતે જણાતું હતું કે ગઇ રાતના ઉંઘ વિના તરફડિયાં ખાઇ નાજાંભાઈ બેચેન બન્યાં હતાં. નવ વાગ્યાનો વખત થયો હતો અને તેણી એક ચિત્રેલાં ચિત્રામણ જેવી સ્તબ્ધ થઇ ગઇ હતી. ઝોહરા પોતાનાં બાઇની આવી સ્થિતિ જોઇ દિલગીરીમાં પડી હતી, પણ મીઠી મીઠી વાતો કરી નાજાંબાઇને ખુશી કરવાને તેણી કોશીષ કરતી રહી હતી; પરંતુ નાજાંબાઇ ઉપર કશી અસર થઇ નહોતી. આખરે અડધા કલાક પછી વિઠ્ઠલ આવી લાગ્યો અને નાજાંબાઇને નમન કરી કહેવા લાગ્યોઃ

"બાઇ સાહેબ, સુર્ય નારાયણ જેવા મારા લીમજી શેઠ પ્રકાશી નીકળશે, માટે તૈયારીમાં રહી આનંદ પામો."

નાજાંબાઇએ કશો ઉત્તર આપ્યો નહીં, પણ ઝોહરા બોલીઃ "ઠીક, વિઠ્ઠલદાસ, બાઇ સાહેબનું કામ બાઇ સાહેબ બરાબર સમજે છે, માટે તમારી સલાહની કશી જરૂર નથી."

"જરૂર હોય કે ન હોય તોયે મારે મારી ફરજ બજાવવી જોઇએ. શું છોડી, સમજે છે કે ?" વિઠ્ઠલે જણાવ્યું.

"મારી સાથ આટલી બધી બેઅદબી વાપરી વાતો ના કરો," ઝોહરાએ ભવાં ચઢાવી કહ્યું.

"બસ, ખોટો પતપતારો અહીં નહીં જોઇએ !" નાજાંબાઇએ રૂંધાયલા સ્વરે જણાવ્યું. "મુવા ગધેડાને જરાએ શરમ નથી."

" બાઇ સાહેબ, ગળો શીદને બાંડો છો ? હું નહોતો જાણતો કે તમો બહુ કપટી અને દુષ્ટ છો. " વિઠ્ઠલ આટલું બોલી ત્યાંથી ચાલી ગયો. નાઝાંબાઇ બરબડતાં ખુરશીચેર ઉપર લેટયાં અને ઝોહરા તેણીની આગળ પંખો નાંખતી ઉભી રહી. થોડીક પળો સુધી બંને ચુપ રહયાં. પણ જયારે ઝોહરાએ નાઝાંબાઇની આંખોમાંથી આંસુઓની ધાર તેમના ગાલો ઉપરથી વહેતી જોઇ ત્યારે તેણી બોલી;

' બાઈ સાહેબ, આજે એમ કાંવ કરો છો ? મહેરબાન બાઇજી, આજે એટલાં બધાં આપ ઉદાસ કેમ ? '

" ઝોહરા, જોની,-હજી મારા લીમ આવ્યા નથી. હું અહીં એકાંતમાં તે કેમ રહી શકું ? "

" બાઇ સાહેબ, એકાંત શાનું ? હું તમો આગળ છેઉં કેની ? "

" પણ ઝોહરા, એક દર્દીને પાણીની તરસ લાગી હોય અને તું તેને પાણી આપવા બદલ કંઇ સારી સારી મિઠાઇ લાવીને આપે તો તેની તરસ કેમ ઘટે ? તું મારી આગળ છે તેથી શું થયું ? મારી જીંદગી તો ખરેખર એકાંત બની ગઇ છે.' નાઝાંએ જણાવ્યું.

" બાઇજી, કોઇ વેળા એકાંત જીંદગીમાં પણ મિઠાશ રહે છે."

" હા; ઝોહરા, એકાંત જીંદગી કયારે પરવડે ? જયારે કશી રીતની ચિંતા યા દિલગીરી નહીં હોય ત્યારેજ.'

" ત્યારે બાઇ સાહેબ, એમજ ધારી લ્યો કે આપને કશી રીતની ચિંતા અથવા ગમગીની નથી. એટલે એકાંત જીંદગી પસંદ પડશેજ."

" ઝોહરા, એમ તે કેમ ધારીને માની લેવાય ? જયાં આશાઓના કિલ્લા તુટી પડે અને જયાં ઉદાસી અને ફિકર પોતાનું રહેઠાણ કરે ત્યાં દુઃખી બનેલા જીવથી એમ કેમ માની શકાય ? ખરેખર, જોહરા, હવે હું મારી ભૂલ અને મુર્ખાઇ માટે પસ્તાવું છું; મારા મુરબ્બીજી બાવાજીને જણાવ્યા વગર જે અણઘટતું પગલું મેં ભર્યું તેની આ યે કુદરતી શિક્ષા તો નહીં હોય ?'

" બાઇ સાહેબ, એવી તે આપે શું મુર્ખાઇ કીધી ? અને તે કંઇ જણાવશો ? " ઝોહરાએ સવાલ કર્યો અને તે વેળા બારણું ઠોકાયું. નાઝાંબાઇએ ખુરશીચેર પરથી ઉઠી પોતાના વાળ સરખા કરી આરસીમાં જોવા માંડયું; ઝોહરા ઉતાવળે પગલે દરવાજા તરફ ગઇ અને લીમજી ઓરડામાં દાખલ થયો. લીમજીને જોતાંજ નાઝાંના ચહેરામાં ચમત્કારિક ફેરફાર થયો; તેણીનું હૃદય હર્ષાનંદથી છલાછલ ઉભરાઇ ગયું અને તેણી લીમજીને એકદમ ગળે બાઝી પડી; ખુશાલીના આંસુઓના રેલાથી તેણીના ગાલો તરબોળ થયા અને તેણીના સુંદર મુખમાંથી નીચલા શબ્દો ઝરવા પામ્યાઃ—

"વહાલા લીમ કેમ, કંઇ તબિયત બગડેલી લાગેછ !"

"નહીં નાજાં, એવું કશું નથી, હું તો તદન સારી પેઠે છું." લીમજીએ જણાવ્યું.

"ત્યારે વહાલા, હું બી સારી પેઠે છું.—લીમ, હું સીક પડી હતી—હા, કારણે છેલ્લાં ગયાં પછી હું ફરી બેચેન બની'તી,—હું દિલગીરીમાં ગીરફતાર થઇ'તી અને ચિંતાની ચેહમાં પડી'તી પણ વહાલા લીમ, તમો અહીં આજે આવ્યા છો એટલે સુખ, ખુશાલી અને તનદરૂસ્તીના દેખાવો પાછા મારી નજરે પડે છે."

"વહાલી. એટલી બધી ચિંતા અને દિલગીરી તુંને શાની ?"

"કેવો કઢંગો સૂવાલ! વહાલા લીમ, ચોરને કેવી ધાસ્તી રહે છે તે તમને ખબર છે ? ચોરી કર્યા પછી કાંઈ ફાયદો મળે નહીં તો કેટલી નાશીપાસી અને દિલગીરી પેદા થાય છે તેનું તમને કંઇ ભાન છે ?"

'એટલે તુ શું કહેવા માગે છે ?" લીમજીએ પ્રશ્ન કર્યો.

"તમો જેવા દાનાવને મારૂં બોલેલું બરાબર સમજ નહી પડતું ? ચોરી–છુપઈથી હું નહાસી આવી તમો સાથ પરણી અહીં રહી છું એટલે મને કંઇ ચિંતા નહીં હશે વારૂ ? હવે ચિંતા તો બાજુએ રહી,—પણ જે ધણુંને હું વહાલથી ચાહું, જેને મારો સુખ–દુઃખનો સાથી, મારો રખેવાળ, મારો ભરથાર, મારો શેઠ, અને મારો રાજા તરીકે ગણું તે જો મારી તરફ બેદરકાર રહે તો મને દિલગીરી નહીં લાગે વારૂ ? શું કહો છો ? વહાલા લીમ."

"વહાલી નાજાં, તું એવું બોલે છે કે મને કંપારી છુટેછ, શું હું તુ વહાલી તરફ બેદરકાર છું ? નહી, નહીં, નાજાં, હું બેદરકાર નથી."

"ત્યારે લીમ ગયે આતવારે તમો આવ્યા કેમ નહીં ?"

"કામના સબબસર હું રોકાઇ ગયો હતો, વહાલી એટલે બની શક્યું નહી."

"હં ! લવંગની વખારે સીધાર્યા હશો ?" નાજાંએ ટકોર કીધી.

"બસ, હવે મશ્કેરી ના કર, વહાલી."

"જોવ, પ્યારા લીમ, હું ખરૂં કહું છું કે હવે મને એકલું અહીં ચેન પડતું નથી. તમો મારી સાથ હમેંશના હોત તો ઘણુંજ સારૂં ! મારો જીવ બળીને ખાક થઇ જાય છે, મારૂં શરીર તવાતું જાય છે, માટે વહાલા લીમ, હવે મને સુરત લઇ જઇ તમારી સાથે રાખો. તમારી સાથેજ રહેવા મારો જીવ તલપાપડ થઇ રહ્યોછ."

"નહીં, વહાલી નાજાં, એટલી ઉતાવળી ના થા; ચોક્કસ કારણસર એમ હમણાં બની શકેજ નહીં; ધીરજ રાખી અહીંજ ચાર પાંચ મહિના કાઢી નાંખ, ડીઅર."

" ઓ ખુદા ! ચાર-પાંચ મહિના ! જ્યાં ચાર-પાંચ મિનિટ રહેતાં દમ ઉપર આવેછ ત્યાં ચાર-પાંચ મહિના કાઢું ? નહિ, લીમ, નહીં."

" ત્યારે લે તું કહેતી હોય તો અહીં મારા વિફૂલને તારી આગળ રાખું. જરા બોલકણો છે તે તને સોહવાઇ જશે." લીમજીએ જણાવ્યું.

" શું ? કોણને ? મુવા નાપેકાર બદમાસને ? જરા બોલતાં પણ શરમાઓ. લીમ, તમો એટલાં જંગલી ના બની જાઓ" નાજાં લાલચોલ બની બોલવા લાગી. "શું હું એની સાથે પરણી છું જે એને તમો મારી આગળ રાખવા માંગો છો ? મુવા એ બદામના નીચ બદમાસ શેતાનને અહીં રાખી શું કરવાના છો ? નહીં.-મારી ઝોહરા મારી આગળ છે એટલે મને કોઇની જરૂર નથી. મને તો ફક્ત તમારી જરૂર છે અને જો તમો હવે જલદી વિચાર નહીં કરશો તો પરિણામ કંઇ બુરૂંજ આવશે, મને આપઘાત—" આટલું બોલી નાજાંબાઇ અટકયાં; તેણીનું હૃદય ભરાઇ આવ્યું; તેણીથી હવે બોલાયું નહી, લીમજીએ તેણીના કપાળ ઉપર હાથ મૂકી તેણીને જરા શાન્ત બનવા કહ્યું અને પછી જણાવ્યું:

"વહાલી નાજાં, એટલી બધી ફિકરાઇ શા સારૂ જાયછ ? લે એને હું અહીં નહીં રાખીશ. એ કેવો વિશ્વાસુ નોકર છે તેની તને ખબરજ કયાં છે ? તું એને માટે ઘણુજ બેહુદા ને નાલાયક શબ્દો બોલે છે તેથી હું દિલગીર છું."

" મુવા એક રેંજીપેંજી જેવા પાપી ચંડાળને માટે તમો દિલગીર ! ઓ ખુદા !—લીમ, મારે માટે તમો દિલગીર નહીં ? તમારી સંગતમાં આએ બદલો ! ત્યારે બેસી હું એમ એકાંત જીંદગીજ ગુજારું શું ? અરે લીમ મારે માટે તમને કશી લાગણી થતીજ નથી ? જો હું એમ જાણતી હતે તો—" આટલું બોલી નાજાંબાઇ રડવા લાગી.

" વહાલી નાજાં, તું આજે ઘણું આડું-અવળું બોલેછ. તારી તરફ મારો અખંડ પ્યાર હતેજ નહી તો શા સારૂ હું તારી સાથ પરણતે ? તું આજે એટલી બધી ગાંડી કેમ થાયછ ? ના રડ, વહાલી, તારો જીવ વગર ફીકરના બળાપામાં ના નાંખ."

" ત્યારે મને જવાબ આપો કે હું તમારી સાથે હવે કયારે રહીશ ?"

" હમણા તો નહીંજ." લીમજીએ ટુકમાં જવાબ આપ્યો.

" ઓ પરવર ! ત્યારે હું મારા મુરબ્બીજી બાવાજીના ઘેરમંજ પડી રહી હતે તો સારૂ ! ઓ ! મને શું સુઝ પડયું ? ઓ ખુદા !

મારી ક્યાં કમબખ્તી લાગી? અરે—બસ લીમ, મારી આગળથી હઠી જાઓ; મને ગળે ના વળગો. બળ્યું મારૂં જીગતર! મને કશું ગમતું નથી; હઠી જાઓ." તેણી રડતી રડતી મોઢાં ઉપર રૂમાલ ફેરવતી ઓરડામાંથી બહાર નીકળી તેણી બીજા ઓરડા તરફ ચાલી અને લીમજી તેણીની પાછળ ગયો.

ઝોહરા કે જેણી ઓરડા બહાર ઉભી હતી અને જેણીએ ઉપલી વાતચીત થોડી ઘણી સાંભળી હતી તેણી પોતાનાં બાઇની આવી દુઃખદાયક હાલત જોઇ રડવા મંડી. ઝોહરા ત્યાંથી ચાલી ગઇ અને તેણી ઓટલા ઉપર જતી હતી એટલામાં વિઠ્ઠલ તેણીને મળ્યો.

"હેં, ઝોહરા, રડે છે ચેમ?" વિઠ્ઠલે પૂછ્યું. ઝોહરાએ કશો જવાબ આપ્યો નહીં પણ એકવાર ફરીથી જ્યારે વિઠ્ઠલે પૂછ્યું ત્યારે ગુસ્સામાં તેણીએ ઉત્તર વાળ્યો.

"તારા બાપને નામનું રડુંછ! મને પૂછવાની તુંને શું સત્તા?"

"હો, હો! ચેમ આ વેળા શેઠે કંઇ આલ્યું નહીં? રડીશ નહીં; રડીશ નહીં!'

'બસ, ગડબડ ના કરો; જાઓ અહીંથી!' "હો હો! ફૈજુની કુટડીનો ઠમકો દેખી મારી ધીકડી ફાટી ગઇ હો! એ કોણ? પરદેહ-પોશ'–એ કોણ આવ્યું? એ ગડબડ શી?" આમ બોલી તે ઓટલા તરફ ચાલ્યો અને પરદેહપોશ પહેરેગીરે જવાબ આપ્યો, 'વિઠ્ઠલદાસ શેઠ, કોઇ પારસી ઘોડેસ્વાર આપને મળવા માંગે છે એ અંદર આવતો હતો તે મેં ના પાડી, જેથી મારી સાથ તે તકરાર કરે છે."

એ છે કોણ?—હો, હો! કાવસજી આવ્યો? ચેમ કાવસજી તને અહીં આવવાની શી જરૂર?'

"અરે સાહેબ, દોડતો દોડતો ને હાંફતો હાંફતો મરી ગયો! પેલો આપનો લાલ ઘોડો વદન ગધેડા જેવો છે. તબેલામાંથી તે છુટયો ને મસ્તાન થયો અને બે માણસોને કચડી નાંખ્યાં અને પોતે હવાડા સાથ અફડાઇ–ઝીંકઇને પડયો; તેને પોલીસે પકડી લીધો અને આપનું નામ માંગ્યું જે મેં નહીં આપ્યું અને દોડતો કે આપને અહીં ખબર કહેવા આવેલો.'

"મેર ઘેલા! સુરતથી અહીં સુધી કહેવા આવ્યો? મેર માંકડા, તે હવે કહેવા શું માંગે છે? મહમદ જમાદારને સમજાવતે કેની?"

"તે સાહેબ મહમદ જમાદાર તો ચોકીપર નથી. એક સિપાઇ છે અને જમનાદાસ ફોજદાર ત્યાં છે. એ તો આપ આવીને કંઇ બંદોબસ્ત કરો તો સારૂં! નહીં તો એ લોકો ઘોડો બોડો ખાઇ જશે!"

"અરે મોડો તે શીદને ખાઇ જાય? હું પોલીસને ઠેકાણે લાવીશ. આમ અકળાઇને ગભરાઇ જવામાં માલ નથી; એ પોલીસને ધીમે ધીમે અને કળે કળે સમજાવીશ. ઠીક, કાવસજી, ઠીક. તું તારે પાછો જા; હું તારી પાછળ આવું છું,"

"સાહેબ, હમણા તો મારેથી નહીં જવાય! દોડતો દોડતો ઘોડા ઉપર આવ્યો તે સાહેબ મારી કમ્મર તો ભાગી ટૂટી જાયછે ને પેટમાં તો ચૂંકો થાયછે. હું જરા ટટાર થવશ કે આપની રજા લઇને તુરત ઉપડી જવશ." કાવસે વિનંતિ કરીને જણાવ્યું.

"ઠીક, ત્યારે હમણા બેસ અહીંજ" આ પ્રમાણે હુકમ કરી વિઠ્ઠલ સામેના ઘરના પોતાના ઓરડા તરફ ચાલ્યો.



## પ્રકરણ ૨૦ મું.

## પ્યારમાં નડતર.

"એ મિંયા આજે કાંઇ ભાંગ-બાંગ પીધીછે કે કેમ?" વિઠલના ગયા પછી કાવસ કારભારીએ પરદેહપોશ પહેરેગીરને પુછયું. "શું કેછ શાનો? મારો ફેજુ હમણા હતે તો કેટલી વાતો કરી તારૂં ને મારૂં માથું ખાઇ જતે."

"ફેજુદીન! મારી જગ્યા ઉપર જે પહેરેગીર હતો તે? તે તો મરી ગયો છે, એટલે એની કબર આગળ જઇને બેસો; વાતો ઠીક સાંભળવાની મળશે."

"કેમ, મિંયા, જબાં ઘણી ચાલેછ? મને તું ઓળખે છે કે? પારસી બચ્ચો છું, પારસી બચ્ચો! કયાંની લોહી આ રગોમાં દોડેછ તે જાણેછ કે? એક સોલટમ પડશે કેની તો ચાર ગોળાંટી ખાશે. સમજ્યો કે?"

"શેઠ તમો એટલા બધા તીખા સ્વભાવના કેમ? જરા શાન્ત થાઓ; હું તો હસવામાં બોલું છું." પરદેહપોશ પહેરેગીરે જણાવ્યું.

"કોણ કહેછ કે તું રડવામાં બોલેછ?" કાવસ કારભારી ટકોર કરી બોલ્યો. "પાંજરામાં રાખેલાં બુલ-બુલને તપાસવાનું એટલે રડીને તો વારેથી કામ લેવાયજ નહીં; એ તો જીવ જરા હસી ખુશી ભર્યો રાખે તો બુલ-બુલનેબી ગમત મળે.?"

"એ શું બોલોછ? બુલ-બુલ વળી કયું?"

"કેમ બહેલી-ભગત થયો કે? તું અહીં પહેરેગીર તરીકે તપાસ કોણુની રાખેછ?"

"આ બંગલાની; બંગલાની," પરદેહપોશે કહ્યું.

"બંગલાની કે બંગલામાંના પેલાં ચકચકીત બંગલાંની?"

કાવસે સવાલ કર્યો.

"બંગલાની અને બંગલામાના સર્વની !" પરદેહપોશે ઉત્તર વાલ્યો

"મુખ્ય કોણની ? કેમ વિઠ્ઠલ શેઠે હુકમ આપ્યોછ કે નહી ?"

"મુખ્ય તો પેલાં પારસી બાઇની; અમારાં શેઠાણીની;" પરદેહપોશે જણાવ્યું.

"હં ! ત્યારે એ.લી મરની ! ક્યારનો શાનું માથું દુખવી મરેછ ?"

"હા, હા, બાઇ સાહેબની વપાસ હું રાખું છું; તે શું કહેવા માંગેછ ? તુંને આ સવાલો પૂછવાની શી સત્તા ?" પરદેહપોશે મિજાજ ખોહી પૂછ્યું.

"જો, વપાસ બેરાબર રાખજે હં ! તું એ બાઇને લઇને પોબારા આપી નહીં જાએ તેની જામીનગીરી શું ?"

"તેનું તને શું કામ છે ? એ ખોટી ગડબડ મને નહીં જોઇએ." પરદેહપોશે ગુસ્સામાં કહ્યું, કારણકે હવે તેનું ઘણું પાકી આવ્યું હતું.

"હં હં ! સિપાઇ સાહેબ, એમ એટલા બધા હુશિયાર ના બનો; મને બધી વાત માલૂમ છે હં ! એ કોણને શિખવવા આવ્યો ? કેમ તમે પેલા જાંહગીરજી શેઠને ઓળખોછ કે ?"

પરદેહપોશ આ છેલ્લો સવાલ સાંભળી જરા ચોંક્યો અને ગુંગળાતે અવાજે તેણે જવાબ આપ્યો.

"ના,—નહિ— જાંહગીરજી કોણ ?"

"બસ, બસ, મિંયા, મારેથી છુપું રાખવા આવ્યોછ ? અરે પાતાલમાંથી બી હું તો ખબર મેળવું એવો છું, ઉભો રહે ! મિંયા, વિઠ્ઠલદાસ શેઠને હમણા ખબર આપી તુંને પેડો અપાઉંછ. સમજ્યો કે ?"

પરદેહપોશ ગભરાયો, પણ હિમ્મત રાખી બોલ્યો: "જા, જા, તારી ખોટી અને જુઠ્ઠી ખબરથી મારા શેઠ અંજાઇ જાય એમ નથી. ચલ, જા અહીંથી, કોણને દમ બરાવા આવ્યોછ ?"

"હં હં ! મિંયા, બહાદુરી તો તું ઠીક બતાવેછ. સિપાઈ બચ્ચો તો ખરો !"

"હા, હા, તે તું શું કહેવા માંગેછ ?" પરદેહપોશે પૂછ્યું.

"એટલુંજ કે આએ મારા શેઠના મહેલમાં રહેલી પરીને તું અહીથી નસાડી લઇ અંકલેશ્વર લઇ જવાનો વિચાર રાખેછ એ ખરી વાત કેની ?"

"તે તને કેમ માલૂમ પડ્યું ? સ્વપ્નો જોયો શું ?" પરદેહપોશે સવાલ કર્યો.

" તમો ત્યારે શેઠ જાંહગીરજીને ઓળખો છો ? શેઠ તમારા દોસ્ત થતા હશે," પરદેહપોશે જણાવ્યું.

" હા; બોલ, હવે તુંને શું મદદ જોઇએ છે ? નામ તો તેં તારૂં ઠીક રાખ્યું હો ! મિંયા પરદેહ પોશજી. "

" શેઠ જાંહગીરજીને માટે તમો તકલીફ લેવા માંગતા હોવ તો આ બાઇને ન્હસાડી લઈ જવાને માટે તમારે મને મદદ કરવી જોઇએ. "

" બાખુશીથી; પણ બાઇની આવવાની મરજી નહીં હોય તો ? ઘસડી–પસડીને લઈ જવા માંગે છે શું ? અરે જો એમ બેમ કીધું કેની તો વગર ખાધાની મોરચી થશે. સાત વર્ષનું–ચોખ્ખાં સાત વર્ષનું કેદખાનું ભોગવવું પડશે. " કાવસે જણાવ્યું.

" બાઇની મરજી માટે હું ખબર મેળવી શકીશ; બાઈ અહીં રહેવાને તો નારાજ છે, પણ તપાસ કરી હું એમની મરજી જાણી શકીશ. "

" તે બાઇને તું પૂછવા જશે શું ? અરે એમ કંઈ કરતો–બરતો ના; નહીં તો ફસી મરશે. સમજ્યો કે ? "

" નહીં, નહીં. એમ કંઇ પુછાય કે ? " પરદેહપોશ બોલ્યો.

" હં ! હુશિયારી રાખજે, મારી માફક જરા મવાલી બની જજે ને પછી કામ કરજે. જોની, હું હમણા કેવા ઢોંગ કરીને અહીં આવ્યોછ ? વિઠ્ઠલના ઘોડાને તો મેંજ ન્હસાડયો, તે સિપાઈના હાથમાં બી મેંજ આપ્યોછ અને ખોટા ઢોંગ કરી અહીં એને ખબર આપવાને મસે તુંને મળવા આવ્યોછ,–માટે મારી માફક સાવચેતીથી કામ કરજે હં ! નહીં તો મુવો છુટો ! "

" વિઠ્ઠલદાસના તમો પણ નોકર છો શું ? " પરદેહપોશે પૂછ્યું.

" હેં નોકર ! નોકર શાનો ? હું તો એનો પરાઇવેટ સેકેરેતારી ! છઉ,–હું એનો—

" પરદેહપોશ, પરદેહપોશ, " વિઠ્ઠલે હાંક મારી પરદેહપોશને બોલાવ્યો અને તેણે કુંવર-હોલના ઓટલા તરફ આવવા માંડયું. પરદેહપોશ જે કોઇજ નહીં પણ મહોબતખાં નાળબંધ ઉર્ફે મહોબતખાં હકીમ હતો તે પોતાના નવા શેઠ વિઠ્ઠલના હુકમને માન આપી તુરત વિઠ્ઠલ આગળ ગયો અને વિઠ્ઠલે પૂછ્યું.

" પેલી મુસલમાની છોકરીને વારે ઘડીએ બહાર ચેમ જવા દે છે ? તું બરાબર તપાસ નહીં રાખતો હો ! "

" અરે શેઠ એતો " પરદેહપોશ ઉત્તર આપે તે અગાઉ વિઠ્ઠલ વધુ બોલ્યોઃ

" ના, ના, આ છોડીને બાગમાં પણ જવા દઇશ નહીં, તારે તો તરવારની ધાર પર રહેવું જોઇએ; દેખતી આંખે આંધળો થઇશ નહીં હો ! "

" શેઠ, એ છોડી કોઈ કોઈ વેળા બાઇ સાહેબને માટે બાગમાંનાં ફુલો તોડી લાવવા બાગમાં જાય છે ખરી ! આપ જો ના કહો તો એને નહી જવા દઉં. "

" હા, હા, તેણીને નહીં જવા દેવી," વિઠ્ઠલે તતડાવીને કહ્યું.

" ઠીક સાહેબ, આપ જેમ કહેશો તેમ કરીશ. "

" શું કરશે ? હડકાયલાં કુતરાં જેવો અવતાર રાખી બસવું. સામે જવાબ આપી જો ગડબડ કરી બહાર જવા માંગે તો નહીંજ જવા દેવી અને લાકડીથી કુટીપાક આપવો, તું જાણે છે કે પેલી જુની કહેણી ? ન જાણતો હોય તો સાંભળ:

" બુધે ડોબું ડોહવા દે, બુધે છોરૂં છાનું રહે.
બુધે જાર બાજરી, બુધે નાર પાધરી. "

માટે જો બુધાંથી ફટકાવી મારશે તો એ છોડી પાધરી થઇ જશે હો ! "

" ઠીક, સાહેબ, મારી ફરજ બજાવવામાં હું કદી પછાત પડીશ નહીં. " પરદેહપોશ સિપાઇએ જવાબ આપ્યો અને તેજ પળે લીમજી શેઠ જોસ્સાભેર ધસારાબંધ ત્યાં આવી પહોંચ્યા અને બોલ્યા: " વિઠ્ઠલ તું શું કરેછ ? "

" કંઈ નહીં શેઠ, આ પહેરેગીરને શિક્ષણ આપું છું. " " ઠીક, અહીં આવ જરા વાત કરવીછ, " લીમજીએ જણાવ્યું અને વિઠ્ઠલ તેમની પુંઠે ગયો.

" કેમ વિઠ્ઠલ, તું નાજાબાઈ સાથ એટલો બધો બેઅદબ શા સારૂ થાય છે ? " લીમજીએ વિઠ્ઠલને ગુસ્સામાં પૂછ્યું.

"ના, શેઠ, હું કશી રીતની અસભ્ય વર્તણુક દેખાડતો નથી. બાઇ સાહેબે આપ શેઠના કાન ભંભેર્યા હશે એમ મને લાગે છે. "

" નહીં નહીં, એક બોલ પણ તારે નાજાંબાઇને કહેવો જોઇએ નહીં. તારે કંઇ પણ કહેવું હોય તે સભ્યતાથી કહેવું. તારી આવી બેઅદબ ચાલ માટે મને સખ્ત થવું પડશે, " લીમજીએ ભવાં ચડાવી કહ્યું.

" અરે શેઠ, આટલા ગુસ્સે શીદને થાવો છો ? આપ પુખ્ત વિચાર કર્યા વિના આમ મને ઠપકો દેવો છો તેથી મને અત્યંત દુઃખ થાય છે, " વિઠ્ઠલે બળાપો કરી જણાવ્યું, " જો હું ખરૂં કહું તો આપ પ્રિયાના પ્યારને ખાતર કદાપિ મારૂં માનશો નહીં. શેઠજી,

બાઇ સાહેબનો મિજાજ દિવસે દિવસે વધતો જાય છે અને આપથી બાઇ કંટાળેલા દીસે છે. બાઇને અહીં રહેવા ગમતું નથી અને તેટલા માટે હું જરા સખ્ત શબ્દોમાં કહું છું તેથી બાઇસાહેબ ક્રોધાયમાન થઇ આપ આગળ આવી ખોટી ફરિયાદ કરે છે."

"હા,-હું સમજું છું. વિઠ્ઠલ; વાત તો ખરી છે કે નાજાને અહીં હવે રહેવા ગમતું નથી. હવે કરવું શું?" વિઠ્ઠલના ઉપલા વાક્યો સાંભળી લીમજી સહેજ ઠંડો પડી કહેવા લાગ્યો, "મારી આગલ એ ફરિયાદ કરે છે કે એકાંતમાં રહેવા હવે પસંદ પડતું નથી, માટે હવે કરવું કેમ?

"શેઠ, મેં ત્યારે ખરી અટકળ કરી હતી કે બાઇને હવે અહીં રહેવા ગમતું નથી; બાઇ સાહેબ હવે કંટાળી ગયાં છે. તે દિવસે મારાં ઉપર ગાળોની વૃષ્ટિ કરી, કારણ કે મારે નામની તો થોડે ઘણે અંશે બાઈ સાહેબને ટાઢક છે; આપને પણ હવે ગાળો ભાંડે છે. મને ગાળોની કશી દરકાર નથી; પણ આપ જેવા માટે નાલાયક શબ્દો બોલે તે મારેથી ન સંભળાય હો!" વિઠ્ઠલે જુઠું અડાવ્યું.

"હા, એ કંટાળી ગઈ છે, માટે ગાળ પણ દેતી હશે, હવે એનું કરવું શું?"

"હું શું કહું? શેઠ આપની પ્રિયા માટે કંઈ યુક્તિ રચી હું આપને સારી સલાહ આપું તો તે કદાપિ આપને રૂચે નહીં અને વળી હું આપને મનનો મેળો લાગું."

"કશી અડચણ નહીં, તું તારો વિચાર તો જણાવ" લીમજીએ કહ્યું.

"શેઠ, નાજાંબાઇ આપને રંભા જેવી સ્ત્રી લાગે છે પણ હમણાં એ બાઇ સાપણ જેવી થએલ છે એમ આપ જાણો છો ત્યારે શા સારૂ નાજાંબાઇને આપ ખોટી રીતે પંપાળીઆ કરો છો? આપ કરો શિક્ષા કે ઝૂરી ઝૂરીને મરી જાય!"

"નહીં, નહીં, વિઠ્ઠલ તું ઘણો ઘાતકી માલૂમ પડે છે. તારૂં હૈયું પત્થરનું બનેલું લાગે છે. હું એમ કદી કરી શકું નહીં."

"શેઠ, ભુંડાંઓ માટે મારા હૃદયમાં દયાનો લેશ માત્ર પણ સ્પર્શ નથી. જુવો, શેઠજી, મેં કહ્યું હતું કે મારી સલાહ આપને પસંદ પડશે નહીં. આપ કોમળ હૃદયના છો એટલે આપ આ પગલું કદી ભરશો નહીં. લગામ જો આમ ઢીલી રાખશો તો કદાચ આપને પસ્તાવું પડે એમાં કશો સંદેહ નથી," વિઠ્ઠલે શાણપણ દેખાડી જણાવ્યું.

"ગમે તેમ હોય પણ તારા વિચાર પ્રમાણે હું નાજાંને કંઇ પણ પ્રકારની શિક્ષા કરી શકું નહીં."

"ત્યારે તો આપ શેઠની જેવી ઇચ્છા! હું કશું કહી શકતો નથી. મારી વહુ જો અભિમાન, મિજાજ અને ઉદાશીની ભરેલી હોય તો તેણીનો બે-ત્રણ દિવસોમાંજ હું અંત લાઉં!"

"બસ, બસ, એવા ઘાતકી વિચારો ના કર. ચાલ, હવે મુંગો રેહ,—જો નાજાંબાઇ અહીંજ આવેછ."

"લીમ, ચાલોની, મારા પેટમાં તો પોપટી બોલેછ; દોઢ વાગી ગયો ને ભોણું તૈયાર ટેબલ ઉપર પડેલું છે," નાજાંબાઇએ આવતાંને વાર કહ્યું.

"હાં, ચાલો, ડીઅર," આમ બોલી નાજાંબાઇનાં ખભાં ઉપર હાથ મૂકી લીમજી નાજાંબાઇ સાથ જમવાના ઓરડામાં ગયો અને વિઠ્ઠલ સામેના ઘરના પોતાના ઓરડામાં મન સાથ વિચાર ચલાવતો ઉભોઃ—

"હો હો, મોટી પદમણી! વાહરે એનો ઠમકો! હવે મારી મરજીમાં આવશે તેમ તને—ઓ નાજાંબાઈ તને હું હેરાન કરીશ કે પછી તારો રોફ ખૂણે ખોચરે જઇ પડશે અને પછી તારો ફાંકો અને ગુસ્સો તું ભૂલી જશે! તું મને અપમાન કરે! તારો તોર હવે હવનમાં હોમી દઇશ. એ છકેલ નાજાં,—તારો લીમ તો બાયલો છે; એ તો ચુડીઓ પહેરે છે. હું તો ખરો કે તને આ તારા એવકુફ સ્વામિથી હવે વિખૂટી પાડી તને રઝળતી કરી તારી મિટ્ટી દાણા દાણ કરી નાંખીશ મારે માટે તું લીમજી શેઠ આગળ ફરિયાદ કરે! ઠીક, કોઇ વેળા લાગ સાંધી તને ઓ બાપ! બાપરે! કોઇ આવોરે-હાય, હાય! બાપરે! ઓ!"—વિઠ્ઠલ મન સાથ બડબડતો હતો તે હવે ચીસો પાડી ગડબડ કરવા મંડી ગયો. પરદેહપોશ તથા કાવસ વિઠ્ઠલ આગળ તુરત દોડી આવ્યા અને વિઠ્ઠલ પોકાર મારતો ત્યાં જમીન ઉપર ફસડાઇ પડયો.

"કેમ, શેઠ શું છે?" કાવસે ગભરાટમાં પૂછ્યું. 'અરરર! વિંછુ,-વિંછુ વિછુ છે" પરદેહપોશે બૂમ પાડી જણાવ્યું, "લાકડી લાવ."

અરે! ઓ! વિંછુએજ પગપર ડંખ માર્યો હશે. ઓ!-દુઃખ થાય છેરે! જવાદો, જવાદો, બાપડા વિંછીને ના મારો!"

"ગભરાવો ના શેઠ, ગભરાવો ના; હમણા દવા લગાડી ડંખ ઉતારૂં છું" પરદેહપોશ આમ કહી ત્યાંથી ચાલી ગયો, અને કાવસે જણાવ્યું.

"સાહેબ અમો પારસીઓ માફક બુટ કે સપાટ પહેરીને ફરો તો આવી પીડાજ નહીં; ઉઘાડે પગે ફરવુંજ નહીં."

"હા, બરાબર-પણ ઓ-ઓ-બાપરે !" "અરે વિઠ્ઠલદાસ શેઠ જરા તરો પી લેઓ, હમણા દર્દ નરમ પડશે" કાવસે પોતાનું વૈદક જ્ઞાન જણાવ્યું, "હા, સાહેબ, થોડો તરો પી લેઓ. તરો જોયોછ કેની ? શેઠ ગાયનું મૂતર, હા જરા ગાયનું મૂતર પી લેવોજી."

"ના,-કાવસજી, આથી કંઇ ફાયદો ન થાય," વિઠ્ઠલે કહ્યું. "ઓ બાપરે ! ઓ ઓ ઓ ! ઓ—"

"ત્યારે સાહેબ, મોવડાંના દારૂની એક બાટલી પીઓ," કાવસે બીજો નુસખો જણાવી સલાહ આપી "જલદી દુઃખ નરમ પડી જશે."

"ઓ ઓ ! અરરરર ! વેદના થાયછેરે ! ઓઓ !"

"શેઠજી, બૂમ ના પાડો, આ અફીણનો ભૂકો જે લઈ આવ્યો છું તે હમણા પાણીમાં ભીંજવી લગાડીશ તો દુઃખ નરમ પડશે." પરદેહપોશ બોલ્યો.

"અરે અફીણ શાનું લગાડી મરેછ ? શેઠજીને અફીણની કંઇ ઘેન-બેન લાગશે તો પંચાતી ! જરા મોવડાંનો દારૂ ચોપડ, દારૂ !" કાવસે એકવાર ફરીથી પોતાની સલાહ આપી.

"ઓ-અરરર-મરી ગયો, મરી ગયો બાપરે-" વિઠ્ઠલદાસે બૂમો પાડવાનું ચાલુ રાખ્યું અને પરદેહપોશે અફીણનો લેપડો ડંખવાળા પગ ઉપર લગાડ્યો. ડંખનું દુઃખ વિઠ્ઠલથી ખમાયું નહીં.; આશરે દશ મિનિટ થઇ ગઇ, પણ દર્દ જરાએ નરમ પડ્યું નહીં. પરદેહપોશ ફુર્ઈ મહોબતખાં હકીમ જે અનેક નુસખા જાણતો હતો તે કાંદો લઇ આવ્યો. કાંદો કાપી અફીણનો લેપડો કાઢી નાંખી, કાંદાનો કાપેલો ભાગ તે ડંખ ઉપર તેણે જોશથી ઘસ્યો અને પછી નીમકને પાણીમાં પીગળાવી તેમાં એક કપડાંનો ટુકડો બોળી તે ટુકડો ડંખવાલા પગ ઉપર મૂકયો અને તેથી વિઠ્ઠલને જરા આરામ થયો. દર્દ સદંતર નરમ ન પડવાથી થોડીક પળ પછી તેણે ડંખ ઉપર મધ રગડ્યું. વિઠ્ઠલ હવે હસ્યો અને પરદેહપોશને કહેવા લાગ્યો. "અરે પરદેહપોશ તું ઘણો હુશિયાર દીસે છે, દર્દ ઝટ દેતું હવે નરમ પડી ગયું હો !"

"શેઠજી, જે ઇલાજો પરદેહપોશે બતાવ્યા તે મારા ઇલાજો આગળ કુચ્છ બિસાદમાં નથી," કાવસ કારભારી હવે દોઢ-ડાહ્યો થઇ બોલ્યો, "જો આપે આ વખતે મોવડાંના દારૂની એક બાટલી યા તરાની એક બાટલી પીધી હતે તો બીજી વેળા આપને વિંછુ કાનખજુરો જે કાંઈ ડંખતે તેનો ડંખ જરાએ લાગતે નહીં ! ચાલો, હવે આ સિપાઇની દવાથી સારૂં થયું એબી ઠીકજ થયું. સૌ સારૂં જેનું સેવટ સારૂ ! સમજ્યા ? સાહેબ"

## પ્રકરણ ૨૧ મું.

# મક્કમ મુસલત.

સ્વાદિષ્ટ પકવાનો જમી તૃપ્ત થઇ નાઝાં અને લીમજી પોતાના સુવાના ઓરડા તરફ ગયાં. માત્ર પાંચ કલાકજ હવે નાઝાંને લીમજી સાથ રહેવું હતું તેથી તેણી થોડાક હાવ ભાવથી લીમજીને રાજી કરી મધુર વાણી વડે રીઝવતી બેઠી હતી. પણ તેણીનું મન અનેક વિચારમાળાથી વિંટળાયું હતું. તેણી બહારથી ખુશ મિજાજ દેખાડતી હતી, પણ અંદરખાનેથી તેણીનું અંતઃકરણ દિલગીરી રૂપી જવાળાથી બળતું હતું. આજ રાત્રે સાત વાગે લીમજી કુંવર હોલમાંથી ઉપડી જનાર હતો; તેના મનમાં પણ નાઝાંની દિલગીરીથી અનેક ઉદાહરણો અને સવાલો સ્ફુરી આવતા હતા. લીમજી નાઝાંને દિલાસો આપી જણાવતો કે ભવિષ્યમાં તે તેણીને પોતાને સાથે રાખશે, માટે જો થોડા દિવસો સબુરી પકડી કુંવર હોલમાં તેણી એકાંત જીંદગી ગુજારશે તો તેણીને ધીરજનાં મીઠાં ફળો મળશે; પણ નાઝાં આવાં વચનોથી પોતાની દિલગીરી જરાએ દૂર કરી શકતી નહોતી. તેણી હાથ જોડી લીમજીને અનેકવાર કાકલુદીથી અરજ કરતી કે હવે આ જગ્યાએથી તેણીને ખસેડવી અને પોતાની સાથેજ રાખવી, પણ અનેક વેળાની અરજનો એકજ જવાબ લીમજીએ વારંવાર આપ્યો:—" હમણા નહીં."

વિઠ્ઠલ પોતાના ઘોડાની તપાસ અર્થે ચાર વાગે સુરત ઉપડી જવાનો વિચાર કરતો હતો પણ લીમજીની પરવાનગી વિના તે જવાને દુરસ્ત ધારતો નહોતો. આ પળે લીમજી શેઠની પરવાનગી તે કેવી રીતે લઇ શકે એ એક સવાલ હતો. કારણ કે લીમજી પોતાની પ્રિયા સાથ ખુશ ગુફતેગોમાં વખત ગુજારતા હોય તે વેળા રજા માંગવા જવું એ વિઠ્ઠલ ઘણું ખોટું સમજતો હતો. કદાચ પરવાનગી તે મેળવી શકતે, પણ વિંછીના ડંખને લીધે સહેજ દર્દ તેને લાગતું હતું તેથી કુંવર હોલમાં તે સાત વાગ્યા સુધી થોભ્યો, અને વિચારમાંને વિચારમાં તે પોતાના ઓરડામાં આશરે કલાક એક બેઠો.

કાવસ અને પરદેહપોશ પહેરેગીર વિઠ્ઠલની માવજત કર્યા પછી અડધો એક કલાક જુદા પડયા હતા; કાવસ કંઇક ઉંડા વિચારમાં હતો અને પરદેહપોશ સાથ વાત કરવાને ટમટમી રહયો હતો. આખરે તે પરદેહપોશ આગળ આવ્યો અને કહેવા લાગ્યો: "મિયાં, તેં આજે મોટી ભૂલ કીધી હં! વિઠ્ઠલને જરા મોવડું પીવા દીધું હતે તો ઠીક પડતે. એ પોતે તો એની બપઇ સાસુંનું કલેજુંજ ઠંડુ થઇ જતે! અરે યાર, કંઇ ભલતુંજ લગાડીને કમબખ્તનો પગ સુઝાડી મૂકયો હતે તો ગમત પડતે!"

"નહીં. કાવસજી, એમ કોઇ કરે કે ? જે ધણીનું નીમક ખાઇએ તેને-"

" અરે, બેસ, બેસ, કોણનું નીમક ખાઇએછ ? એના બાપનું કે ? એ તો બીજાના ચિચોડા ઉપર અમસ્થો નાચી મરેછ. જો એને આજે કંઈ ભલતી દવા આપી લાંબો કીધો હતે તો નાજાંબાઇને સહેલાઇથી ન્હસાડી લઈ જવાતે ! "

" પણ તુંજ કહેછ કેની કે નાજાંબાઇની મરજી નહીં હશે તો કેમ લઇ જવાશે ? એને મારી નાંખ્યા પછી પણ બાઈની મરજી ઉપરાંત તું કેમ લઈ જવાનો હતો ?

" ખાંધ પર મારીને ! " કાવસે હસીને જવાબ આપ્યો.

" ના, કાવસજી, મશ્કેરી ના કરો. બરાબર વિચાર કરો કે જેથી નાજાંબઇને આપણે કંઇએ કરી અહીંથી છોડવી લઇ જઇએ."

" વિચાર તે શું કરીએ ? સહેલો ને સુતરો ઇલાજ એ કે વિઠ્ઠલનું કાટલું પહેલે કાઢીએ" કાવસે જણાવ્યું. અને ઝોહરા ત્યાં આવી પહોંચી. કાવસ તેણીની ભણી એકી ટસે જોઇ રહયો અને પરદેહપોશે તેણીને પૂછયું: "કેમ, બાઇ સાહેબ કંઇ કહો છો ?

"નહીં. કંઇ ઘેરમાં કામ નહીં મળે, અને એકલું બેસી રહેતાં ચેન નહીં પડે તેટલા માટે જરા બાગમાં જવા આવી છું."

" બાગમાં નહીં જવાય ! વિઠ્ઠલદાસ શેઠનો હુકમ નથી, એમની રજા લાવો પછી હું તમને જવા દઇશ," પરદેહપોશે દમામમાં જણાવ્યું પણ આંખના ઇશારાથી તેણે કંઇ બીજીજ લાગણી દર્શાવી.

" અરે અમસ્થો શાનો અટડાઇ મરેછ ?" કાવસ બોલી ઉઠયો, " જવા દે ને! તારા બાપનું શું જાય છે ? એ વળી મોટો વિઠ્ઠલદાસ આવ્યો તેની રજા જોઇએ. બાઇ જાઓ, તમે તમારે જાઓ."

" નહીં-નહીં. બાઇ સાહેબ નહીં જવાય," પરદેહપોશ તેણીને જતાં અટકાવી અને તેણીનો હાથ પકડી તે ઉભો રહ્યો.

" અરે બેશરમ બાઇજી નાજાંબાઇની આયાનો હાથ પકડતા તુંને શરમ નહીં આવતી ? " કાવસ બોલ્યો, " છોડ હાથ ને જવા દે; વિઠ્ઠલને હું જવાબ આપીશ. "

પરદેહપોશે હાથ છોડયો અને પરદેહપોશના ગાલ ઉપર હલવેથી તમાચો મારી ઝોહરા આગળ ચાલી અને પરદેહપોશે જણાવ્યું.

" જો, કાવસજી નાજાંબાઇની મરજી આએ ઝોહરા પાસથી જાણી શકીશું, માટે તેણીને જરા સમજાવી-પતાવીને પૂછીશું તો એ બધી વાત કરશે. "

" હા, બરાબર બોલાવ એને, પાછી પોલાવ તો ખરો !" પરદેહ

પોશ લાકડી અફાળતો તેણીની પુંઠે ગયો અને ઝોહરાએ પછવાડે ફરીને પરદેહપોશ તરફ મ્હોં મલકાવીને જોયું.

" ઝોહરા, જરા વાત કરવી છે, માટે અહીં આવ" પરદેહપોશ બોલ્યો અને ઝોહરા રમઝુમ કરતી પરદેહ પોશની સાથે પાછી ફરી.

" બાઇ જરા ખાનગી વાત છે, કોઇને નહીં કહો તો વાત કરીએ, " પરદેહપોશે જણાવ્યું.

" હં ! એવી તે શું ખાનગી વાત છે મિંયા, "

" હાજી, ખાનગીજ વાત છે." કાવસ વચમાં બોલી ઉઠયો, "તમારી પાસેથી ચોક્કસ બાબદ અમો જાણવા માંગીએછ. "

" હં હં ! ઠીક, કઇ ચોક્કસ બાબદ " ? ઝોહરાએ પુછયું. " આપણા બાઇ સાહેબને લગતી, " પરદેહપોશે ટુંકમાં કહ્યું. " બિચારા નાઝાંબાઇને અહીં કેમ રહેવા ગમતુ હશે ? " કાવસ દિલગીર થઇ બોલ્યો, " આખો દહાડો કેદીની માફક અહીં રહેતાં બાઇજીને કેવું લાગતું હશે ? "

" ગમે કે નહીં ગમે; સારૂં લગે કે માઠું લાગે, પણ નાઝાંબાઇને તો પોતાના પતિની આજ્ઞા પ્રમાણે ચાલવુંજ જોઇએ, " ઝોહરાએ ઉત્તર વાળ્યો.

"પણ અહીં કેદી માફક ગોંધાઇ રહેવાથી બાઇ સાહેબની ખુબસુરતી કેટલી ઝાંખી મારી ગઇ હશે ? તનદરૂસ્તી કેટલી બગડી હશે ? આ જીંદગીથી તેઓ કંટાળી ગયાં હશેજ અને નાશીપાસ થયાં હશેજ, " પરદેહપોશ બોલ્યો.

" ખુબસુરતી ઝાંખી થાય કે તનદરૂસ્તી બગડે તેથી ઓરત જાતે શા સારૂ નાશીપાસ થવું જોઇએ ?" ઝોહરાએ જણાવ્યું, " મિંયા, ખુબસુરતી અને નખરાં એ સ્ત્રીઓનો બહારનો શણગાર છે, પણ પવિત્રાઇ અને પતિવ્રત્તાપણું જે ઓરતોનાં છુપાં બખ્તરો છે તેને તેઓ ઝાંખ લગાડવા દે નહીં તો સ્ત્રીઓને કશી રીતે દિલગીર અને નાશીપાસ થવાનું કારણ નથી. "

" બાઇ, આ વાયજ કરવાનું બાજુ મૂકો, " કાવસે કહ્યું અને પછી સવાલ કર્યો, " તમો જણાવવાને તકલીફ લેશો કે નાઝાંબાઇને અહીં રહેવા ગમેછ કે ? "

" ઓહો, પોપટને હમેંશા પીંજરામાં પડી રહેવા ગમેછ કે ? ફરજને લીધે આનાકાનીથી નાઝાંબાઇને અહીં રહેવું પડેછ એ વાત ખરી છે," ઝોહરા બોલી.

" ત્યારે એમની મરજી તો અહીં રહેવાની નહીંજ હશે ? " પરદેહપોશે પ્રશ્ન કર્યો.

" ખરી વાત છે કે બાઇજીને અહીં એકાંતમાં રહેવા ગમતું નથીજ, " ઝોહરાએ જણાવ્યું.

" ત્યારે શું જ્યાં વસ્તી ઘણી હોય ત્યાં રહેવા ગમે છે કે ? " પરદેહપોશે પૂછ્યું

" નહીં, એમ નહીં મિંયા; જ્યાં પોતાનો પ્યારો પતિ અને વહાલો આશક હોય ત્યાં બાઇને રહેવા ઘણું પસંદ છે. બાઇને જો શેઠની સાથે અહીં રહેવાનું હોય તો કદી એવણ કંટાળે નહીં. "

" ત્યારે એવણ અહીં કંટાળી ગયાં છે ખરાં ! " કાવસ અચંબા સાથ બોલ્યો.

" ઝોહરા બાઈ, તમો અમને એક ચોક્કસ કામમાં મદદ કરશો ? " પરદેહપોશે ઝોહરાને પૂછ્યું, "તમારી કીમતી મદદની જરૂર છે. "

" વળી તમને શાની મદદ જોઇએછ ? " ઝોહરાએ હસીને વળતો સવાલ કર્યો.

" નાજાંબાઇને અહીંથી એમના બાપને ઘરે લઇ જઇએ તેમાં તમો મદદ કરશો ? "

" નહીં બા, મારેથી એ કામ નહીં થાય. મુવા વિઠ્ઠલની મને તો ધાસ્તી લાગેછ. નહીંજી, માફ કરો; એ કામ મારેથી નહીં બને."

' અરે એ બદમાસ વક્ત-લેનથી શાનું બીહવાનું જો!" કાવસે તતડાવીને કહ્યું. " એવાને તો શુક્રવારમાં વેચી ચણા લઈ આઉં. એવાની દરકાર કરશો પછી ?"

"હા, ઝોહરા-હા, બાઇ," પરદેહપોશ અચકાતાં બોલ્યો, એવા કમબખ્તની શાની પરવા રાખવાની? અમે કેવા છીએ ? એ કેણુ-"

" હેં હેં હેં ! શું બોલ્યો! અલ્યા મૂઢ " વિઠ્ઠલ જે ઓટલા પછવાડે ઉભો રહી આ ત્રણેની થોડીક વાત સાંભળવાને સામર્થવાન થયો હતો તે એકદમ ધસારાબંધ બહાર નીકળી આવી બોલવા લાગ્યો " તમો આ શા પ્રપંચો રચ્યો છો ? તમને મારી દરકાર નથી !-એ ડાકણી ! તું પણ આ ચંડાળો સાથ સામેલ ?-હું સાંભળતો ઉભો રહ્યો છું. એ ચંડાળો, મોત તમારે માથે ભમી રહ્યું છે શું ? હું તમને એકદમ કાઢી મૂકીશ. "

વિઠ્ઠલને ગુસ્સાના આવેશમાં આવેલો જોઇ આ ત્રણે જન સ્તબ્ધ થઈ ગયાં હતાં, પણ કાવસે હીંમત રાખી જવાબ આપ્યો. " શેઠજી એટલા બધા આકળા કેમ થઇ જાઓછ ? અમે શાની વાત કરીએછ તે તમો જાણતા નથી અને તમારૂં કાંય હાંકયા કરોછ ? "

" હા, હા, કાવસ, મારી આગળ છેતરપિંડી રમવા આવ્યો છે એમ ? મારે તમને નથી રાખવા; જાઓ બંન્ને જન અહીંથી !-એ મિંયા, નીકળો અહીંથી, એવા અપ્રમાણિક દગાખોર નોકરો મને નહીં જોઇએ. એ મુર્ખ ડાકણી ! નીકળ અહીંથી. "

"એ બક્કાલ, ગડબડ ના કર; નહીં તો અહીંજ મુંડી બચડી નાખશ." કાવસ મિજાજ ખોહી બોલવા લાગ્યો, "કંઈ દમ ભરાવા આવ્યોછ કે? લે, નહીં બોલતો ત્યાં સુધી કે! વિંછુના ડંખ વખતે મદદ કરી બચાવ્યો તેનો આ બદલો આપેછ શું?-ચાલ, મિંયા, ચાલ, એવા કમબખ્તની પરવા શાની રાખવી જોઇએ?—ચાલો, વિઠ્ઠલદાસ, પગાર લાવો,-ઘુવડની માફક શું જોયા કરોછ? ચાલો આપી દો, પૈસા અને અમે અમારે ચાલ્યા જઇએ."

"આજ મદિરા પી આવ્યો છે શું? મારે અહીં ગડબડ નહીં જોઇએ. લ્યો, આ તમારો પગાર!" વિઠ્ઠલે ડગલીના ગજવામાંથી નોટો કાઢી બંન્ને તરફ ફેંકીને જણાવ્યું, "ચાલો, તમારૂં મોઢું કાળું કરો!"

"કરની તારૂં ને તારા બાપ–બપાવાનું! મુજી, મારા હાથમાં તો આવ, તારો રસ્તો કરૂંછ," કાવસ દારભારી સીડી ઉપરથી ઉતરતાં બોલ્યો.

"પણ ઉભો રહે, એ કાવસ, મારા ઘોડાનું શું?" વિઠ્ઠલે બુમ પાડી પૂછ્યું.

"સુરત જઇને ફોડી લો તમારૂં માથું!"

પરદેહપોશે પોતાનો થોડો સામાન ખાંધે મારી કાવસ સાથ ચાલવા માંડ્યું.

"એ ઝોહરા! અંદર જા; બાઇસાહેબની આગળ જઇ બેસ, તારી કમબખ્તી આવી છે, રાંડ ડાકણી?"

"મુવા, મુગો મર, તારી ઝબાનમાં જરા ખીલા ભોંક. હું અંદર નથી જતી; તું શું કહેછ?" ઝોહરા મિજાજમાં અને દમામમાં જવાબ આપતી ઉભી.

"હમણા બાઇ બોલાવશે એટલે તને જવુંજ પડશે. તારો બાપ મરી ગયા પછી તું તારી નીતિનું ખુન કરતાં શિખી છે. પારકા પુરૂષો સાથ શીદને વાતો કરે છે? જા, જા, અંદર મર, નહીં તો બોકડાંને મોતે ખાલી મરી જઇશ," આમ કહી વિઠ્ઠલે તેણીનો હાથ પકડી ધસડવાને યત્ન કર્યો અને ઝોહરાએ બુમ પાડી જણાવ્યું.

"મુજી ચંડાળ! હઠ અહીંથી, મારા દિલને હાથ ના લગાડ! કમબખ્ત પાપી! તું કોણ મને કહેવાવાળો? તું કોણ મારાં શરીરને હાથ લગાડી અહીંથી હડસેલનાર? મુવા મારાં બદનને હાથ લગાડનાર તું કોણ? તારો ઠાર નર્કમાંજ થવાનો!—બાઇ આગળ તારી બધી વાત કરૂંછ,–તું શું મને ફરી લેવાનો છે?" આટલું બોલી ઝોહરા ત્યાંથી ગુસ્સામાં ચાલી ગઇ.



## પ્રકરણ ૨૨ મું.

## પોકળ પ્યાર.

પતિ પોતાની પત્નિનો મહોબતવંતો રક્ષક અને માયાળુ સલાહકાર થવાને બંધાયેલો છે. બેશક સ્ત્રીનું સુખ પોતાના ખાવિંદના પવિત્ર પ્યાર તથા માયાળુ કૃપા ઉપર આધાર રાખે છે, જ્યારે સ્ત્રી પતિ તરફથી ખરી મહોબત અને કૃપા મેળવવાને ભાગ્યશાળી નિવડે છે ત્યારે પોતાના પ્યારા સ્વામીનું મુખ દેખી તેણીનું હૃદય ખુશાલીના મોજાથી ઉછાલા મારતું રહે છે. આ ક્ષણ ભંગુર જીંદગીમાં જો સ્ત્રી પોતાના પ્રાણનાથ તરફથી હરેક પ્રકારે આનંદ મેળવી છે શકે તો તેણી પોતાના વહાલા પતિ માટે પોતાની સુકોમળ કાયા ખરાં જીગરથી અર્પણ કરી ગમે એવું દુઃખ ખમવાને તૈયાર થાય છે, પણ જો આ ભવસાગરમાં પતિ પોતાની મહિલાને દુઃખના ડુંગરોના બોજાથી કચડી નાંખી, પોતે બેવફા બની તેણીની તરફ કરડી નજર રાખે તો તેણીની સહન શક્તિ ગુમ થાય અને તેણીને પોતાના ખાવિંદનો તુચ્છકાર કરવાને લાલચ થાય એમાં કશો સંદેહ નથી, પતિના પ્રેમનો ઝરો ઝેરની મેળવણી સાથ વહે તો તેમાં લાભ શો? અને જો તે ઝરો મીઠાં અમૃતથી ભરપુર હોય તો પ્રિયાને આનંદ મળે એમાં નવાઇ શી?

ભીમજી પોતાની પ્રિયાને મળી રાત્રે સાત વાગે સુરત જવા કુંવર હૉલમાંથી ઉપડી ગયો, તે વેળા નાજાંની દિલગીરીનો કશો પાર હતોજ નહીં. તેણીની આંખોમાંથી આંસુઓ ટપકતાં રહ્યાં; ઉદાસીએ તેણીના અંતરમાં ઘર ઘાલ્યું અને પછી તેણી હીબકાં ભરી રડવા લાગી, પણ ઠીક થયું કે અડધા કલાક પછી નિંદ્રાદેવીના ખોળામાં પડી નાજાં મીઠી ઉંઘની મોજ ચાખતી સુઇ ગઇ. આ રૂપવંતી નારી સુતી હતી ત્યારે સ્વરૂપે એવી સુંદર દીસ્તી હતી કે જાણે તેણીને ઘડવામાં દયાળુ કીરતારે ઘણી સંભાળ લીધી હોય.

વિઠ્ઠલ આખી રાત કુંવર હોલમાંજ રહ્યો હતો કારણ કે ચોકીવાન તરીકે ત્યાં કોઇ હવે હતું નહીં. વિઠ્ઠલથી પહેરેગીર તરીકે કશું કામ થઇ શક્યું નહીં. તે પણ જલદીથી ભર ઉંઘમાં પડી કંઈ કંઇ બબડતો અને બંન્ને હાથે તાલીઓ ફોડતો રહ્યો. ઉંઘમાં બબડવાની તથા તાલીઓ ફોડવાની ટેવ વિઠ્ઠલને નાનપણથીજ પડી હતી; એની આ બુરી ટેવને લીધે એના બાપા દરરોજ ટપેરતા હતા અને એની મા કોઇ કોઈ વેળા તેને ચીમટી દઇ જાગૃત કરતી હતી આ નઠારી ટેવ એની મોટી ઉમ્મરમાં પણ એનાથી જુદી પડી નહીં. " કુતરાંની પુછડી વાંકી તે વાંકી " આ કહેવત વિઠ્ઠલે ઘણીક બાબદોમાં પોતે

ખરી પાડી હતી અને આ બાબતમાં પણ તે ખરી પાડે છે એમ સર્વને તે ગર્વ સાથ જણાવતો હતો.

ઝોહરા પણ નિંદ્રાદેવીની ગોદમાં પડી હતી, પણ તેણીની ઉંઘમાં વારંવાર ખલલ થતી હતી, કારણ કે પરદેહપોશ પહેરેગીર કંઈ અહો બતખાં હકીમનો ચહેરો તેણીની આંખ્યો આગળ રમ્યા કરતો હતો.

સવાર પડી હતી; કાગડાઓ 'કા-કા' કરી રહ્યા હતા; ચક્લીઆંઓ બાગમાં 'ચીં-ચીં' બોલી પોકાર કરી મેળતા હતા; થંડા પવનની લહેકીથી ઝાડનાં પાંદડાંઓ હાલી 'સુરરર' અવાજ કરતા હતાં અને અરૂણ પૂર્વ દિશા તરફથી બહાર નીકળી પોતાનું તેજ વધુ અને વધુ દેખાડવાની તૈયારીમાં હતો. ઝોહરા આ વખતે પોતાના બાઇ આગળ આવી અને બાઇને ચાનું પ્યાલું આપતી વેળા કહેવા લાગી.
"બાઇ સાહેબ, મારે હવે અહીં રહેવું નથી."

"કાંય વારૂ? ઝોહરા" નાજાંબાઇએ પૂછ્યું.

"બાઇજી, હવે મને અહીં રહેવા ગમતું નથી." ઝોહરા બોલી.
"કાંય નહીં ગમતું? હું જ્યારે એમ તુને કેહુછ કે મને હવે અહીં રહેવા નથી ગમતું ત્યારે તો તું મને શિખામણ આપવા આવે છે ને હવે તુંજ કાંય એવા બોલ બોલેછ?"

"મારી મરજી નથી, બાઇ સાહેબ મારી મરજી અહીં રહેવાને નથી, માટે મને રજા આપો તો તમારો ઘણો ઉપકાર માનીશ."

"પણ અહીંથી જવાનું કંઇ કારણ?"

"કારણ તો ઘણાં છે; પણ મુખ્ય કારણ મુવા વિઠ્ઠલનું છે," ઝોહરાએ જણાવ્યું,

"તે એને શું કીધું જે? મને કહે તો ખરી કે એ કમબખ્તની ખબર લઉં."

"બાઇજી, બસ, મારે કોઇને માટે વધુ બોલવું નથી, મારી મરજી હવે અહીં રહેવાને નથી. મને રજા આપો. જો નહીં રજા આપશો તો હું ચાલી જઇશ. માટે મેહરબાની કરી તમારી પરવાનગી મને આપો કે હું અહીંથી મારો રસ્તો લઉં." ઝોહરાએ કાલાવાલા કરી કહ્યું.

"ઓ ઝોહરા! તું પણ હવે મારેથી જુદાઇ કરેછ? હીમ તો જુદાઇ આજ કેટલો વખત થયો કરેછ ને તું પણ હવે મને તજીને જવા માંગેછ? ઓ ખુદા! હવે હું શું કરૂં? નાજાંબાઇએ આ પ્રમાણે વિલાપ કર્યો.

"બાઇ સાહેબ, તમો દિલગીર ના થાઓ. તમારી દિલગીરીથી મને દુ:ખ થાયછ."

" ત્યારે શું કામ મને છોડીને તું જવા માંગેછ ? ઓ ઝોહરા કહેની કે તું પણ મને કાંય હીણેછ ? અરે પરવર ! આએ કેવો સીતમ ! બધાં મને તજી દે ! ઝોહરા, મારે ખાતર તું અહીં થોડો વખત નહી રહે ?"

" બાઇ સાહેબ, તમો ચા તો પીલેવો, પછી હું જવાબ આપીશ," ઝોહરા બોલી, " ખરેખર બાઇ તમો એકલાં તો પડશોજ. "

" ચા પીને પણ હું શું કરૂં ? મને હવે કંઇ સુઝ પડતું નથી.— વહાલી ઝોહરા, તું થોડા દિવસો થોભ, પછી જો તને નહીં પરવડે તો અહીંથી બેલાશક ચાલી જજે."

" વારૂ, બાઇ સાહેબ, હું પછી વિચાર કરી આપને જણાવીશ. તમો ચા તો પી લેવો," ઝોહરાએ કહ્યું.

નાજાંબાઇએ ચા પીધી અને ખાલી પ્યાલું રકાબી ઝોહરા ઉંચકી લઈ ગઇ. નાજાબાઇ સુવાના ઓરડામાંથી ઉઠી આગલા ઓરડામાં ગઇ અને 'ઇઝીચેર'પર લેટી "જ્ઞાનવર્ધક"ના જુના અંકોની ફાઇલ વાંચતી બેઠી આ પુસ્તક વાંચવા માટે ચોક્કસ ધ્યાન તેણી રાખી શકતી નહોતી; આમ તેમ પાના ફેરવતી અને ઘડીમાં ઉપર અને ઘડીમાં નીચે તેણી નજર ફેરતી રહી. તેણીનું મન ભમતું હતું, તેણીનો ચહેરો ઉદાસી બન્યો હતો અને તેણીનું આખું શરીર ધ્રુજતું હતું. તેણીને એકાએક કંઇ યાદ આવ્યું. લીમજીનાં જુનાં બદનમાં સોનાના બટન રહી ગયાં હતાં અને તે બદન સુવાના ઓરડામાંની ખુરસી ઉપર પડયું હતું; તે કબાટમાં મેલી દેવા સારૂ ઝડપમાં તેણી ઇઝીચેર પરથી ઉઠી અને સુવાના ઓરડામાં પાછી ગઈ. બટનો કાઢી લઇ બદનનાં ગજવામાં કશું રહી નહીં ગયું હોય એવી મકસદથી તેણીએ ગજવાં તપાસ્યાં, એક ગજવામાંથી નાનો ચપ્પુ નીકળ્યો અને બીજા ગજવામાંથી એક પત્ર જે લીમજીના સુરતના સરનામાંવાળું હતું તે તેણીએ બહાર કાઢયું. આ પત્રનું પરબીડિયું ખોલવામાં આવ્યું હતું અને આ ગજવામાં લીમજીની ભૂલથી રહી ગયું હતું. તે પરબિડિયાંમાંથી કાગળ કાઢી નાજાંને વાંચવાની લાલચ થઇ. પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવા તેણીએ લીમજીનું આ કાગજ નીચે પ્રમાણે વાંચવાનું શરૂ કર્યું:—

" મારા પ્યારા " જીગર લીમ,—

તમો આજે અત્રે પધારવાના હતા, પણ આવી શકયા નહિ તેનું કારણ શું ? તમો માટે હું આતુરતાથી રાહ જોતી બેઠી હતી, પરંતુ તમારાં મુખડાં જોવાને હું આજે નિષ્ફળ નિવડી તેથી મને ઘણું દુઃખ થાય છે.

તમોએ વિઠ્ઠલ સાથે જે વિંટી મોકલી તે મને પસંદ નથી, જે માટે હું આપને અરજ કરી કહેવાની હતી, પણ તમો તો અત્રે આવી શકયાજ નહિ. આ વિંટી મેં પાછી મોકલી છે જે મળે કે પહોંચ લખી મોકલશો. તમોએ રેશમી સાડીઓ મારે માટે ખરીદી છે એમ વિઠ્ઠલ જણાવે છે, પણ મને પુછ્યા વગર અને મારી સલાહ લીધા વગર તમો આવી ચીજો લેશો મા. આપને હું વિનંતી કરૂં છું કે બની શકે તો આજે નહિ તો કાલે મને જરૂર મળી જજો કે મારો જીવ હેઠો પડે.

ગઈ વેળા તમો આવ્યા ત્યારે જે સુખ મળ્યું હતું તે મને ઘણું પ્યારૂં લાગતું હતું. આ વેળા ખુશી સાથ અત્રે જરૂર પધારશો. પ્યારા જીગર હું તમારી કાગને ડોળે રાહ જોઇશ.

લી૦ હું છું, પ્યારા લીમ
તમારી સદાની પ્યારી
રતન "

નાજાંબાઇએ ઉપલું પત્ર પોતાના હાથમાં વાંચવા લીધું તે વેળા તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ પત્રની બિના આવી ચોંકાવનારી અને અફસોસ કારક તેને માલુમ પડશે. અડધું કાગળ વાંચ્યા પછી નાજાંબાઈ જરા થોભ્યાં; થોડીક પળ વિચાર કર્યા પછી તે કાગજ પાછું વાંચવાને તેણીએ શરૂ કર્યું. કાગજ પુરૂં વાંચી રહ્યા પછી તેણી ઇઝીચેરપર ફસડઈ બેઠી, તે કાગજથી પોતાનું મ્હોં ઢાંકી હવે ડુસકે ડુસકે રડવા માંડયું. રૂંધાયલા સ્વરે તેણીએ હવે વિલાપ કરવાનો શરૂ કર્યો કે જે રૂદન કઠણ હૈયાંના માણસને પણ બેચેન અને દુઃખી બનાવે.

" ઓ ખુદા! આ શું જુલમ! ઓ બાપ! આ કેવું દુઃખ ! " નાજાંબાઈ રોદણાં રોયાં. " અરે લીમ આએ મેં શું વાંચ્યું ? હું જાગું છું કે ઉંઘમાં પડી છું ? ઓ ખુદા! હું સ્વપ્નો તો નથી જોતી ? નહીં; હું તો શુદ્ધીમાં છું. ઓ લીમ! તું શું કરતો જરેછ ? મને કંઇ સમજ પડતી નહીં. અરે, આએ કેવું દુઃખ ?—મારી શોખ રતન ?—હા, કોઇ મુઇ રતન છે. અરે! મને માલૂમ હતે કે લીમ આવો દગાખોર નીકળશે તો મારા વ્હાલા બાવાજીનું ઘેર શું કામ હું તજી દેતે ? અરે પરવરદેગાર ! મારાં કયા પાપની આએ શિક્ષા ? મેં એટલું બધું શું ખોટું કીધુંછ જે આવું દુઃખ મને ખમવું પડેછ ?—ઓ લીમ ! તું મારી આગળ હોય તો હમણા તુંને-પણ નહીં આખર કરે તો એ મારો ભરથાર થાય,—મારેથી એમ નહીં બોલાય ! અને કેવી નાશીપાસી ! મને કેટલું દુખ ! લીમ, તું બબે બૈરીઓનો

ધણી ! અરે તુને શું સુઝ પડેછ ?—ઓ, હવે હું શું કરૂં ? મારૂં હવે શું થશે ? મારો ભવ બળી મુવો ! ઓ મારા વહાલા બાવાજી, તમારી મરજી ઉપરાંત હું અહીં ચાલી આવી તેનું આ પરિણામ હવે હું કેમ ખમું ? હવે મને માફ કરો ! વહાલા પેદર, માફ કરો ને મને પાછી તમો આગળ બોલાવી લેવો. ઓ ખુદા ! મને મારા બાવાજીના હાથમાં પાછી સોંપી દેઓ ! ઓ ! મારાં બેહસ્તન માતાજી તમારી સલાહ વગર હું ગાંડી થઇ ! રે તમો અત્યારે જીવતાં હતે તો–ઓ બાપ ! હું શું કરૂં ? મારે હવે અહીં નથી રહેવું. દુઃખ પર ડામ ! મારાં આ દુઃખમાં ભાગ લેનાર કોઇ મળે નહીં; મારી ઝોહરા પણ હવે ચાલી જવા માંગેછ. ઓ ઝોહરાં ! મારે ખાતર તું થોભ ને મને સારી સલાહ આપી તું દિલાસો દે. હવે મારૂં શું થશે ? હવે કેમ કરૂં ? ઝેર ખાઇ મરી જાઉં ?—નહીં, નહીં, તે કીરતારે આપેલો મારો જાન એમ શા સારૂ નાશ કરૂં ? ત્યારે હવે કરૂં શું ? મારૂં મોહુ બધાંને કેમ બતાઉં ? ઓ બાપ ! ઓ પરવર ! મને માફ કર–મને–મને મને ઓ દાદાર ! માફ કર અને મારો ગુનાહ ખલ્કતના લોકથી તું છુપો રાખ !—મને કેવું દુઃખ થાયછ ? મને,–ઝોહરા ! ઝોહરા ! ઝોહરા ! કયાં ગઇ ? ઝોહરા," તેણીએ ઉપર પ્રમાણે વિલાપ કર્યા પછી ઝોહરાને પોકાર મારી બોલાવી, પણ કશો જવાબ મળ્યો નહીં અને જવાબ કયાંથી મળે ? ઝોહરા ગુપચુપ પછવાડેને રસ્તેથી સટકી ચાલી ગઈ હતી, આજ સવારથી તેણીનું મન ડામાડોળ થયું હતું અને તેણી નોકરી છોડી ચાલી જવાને તૈયાર થઈ રહી હતી. લાલચોળ આંખ્યો સહિત નાજાંબાઇ પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યાં અને વિઠ્ઠલ જે આગલા ઓરડામાં ઉભો હતો તેને પૃછવા લાગ્યા.

" ઝોહરા કયાં છે ? વિઠ્ઠલ "

" શોધી લ્યો બાઇ સાહેબ; ઝોહરા બંગલામાંજ હશે " વિઠ્ઠલે ઉત્તર વાળ્યો.

" કેવો બે બદામનો બેઅદબ ! " નાજાંબાઇ બડબડયાં "અરે ખુદા ! કેવો ગજબ ! "

ઝોહરા માટે નાજાંબાઇએ આશરે દશેક મિનિટ તપાસ કરી, પણ ઝોહરાનો કાંઇએ પત્તો લાગ્યો નહીં એક વાર ફરીથી તેણી પોતાના સુવાના ઓરડામાં રડતી બેઠી.

" હવે શું કરૂં ? ક્યાં જાઉં ? ઓ લીમ ! તું દગો રમ્યો બરો ! ઓ ઝોહરા અંતે તું મને છોડી ગઇ. ઓ દાદાર ! આજે

દુ:ખ કેમ ખમાય ?" નાજાંબાઈ રૂમાલથી આંસુઓ લૂછતાં મન સાથ બોલવા લાગ્યાં "ઓ ખુદા ! તારી મદદ મને આપ; હવે ઉઠી અવસ્તા ભણી તારી બંદગી કરૂં કે મારા મનને જરા રાહત મળે, પણ ખરે, ભણવાની ચોપડીજ કયાં છે? હવે ભણવાની બી શુદ્ધ આવીચ; આટલા બધા દિવસો ખુશાલીમાં લીમ સાથ ગુજારતી વખત, ઓ ખુદા ! હું તને વિસરીજ ગઇ હતી, પણ હવે દુ:ખ પડેચ ત્યારે તું યાદ આવેચ ! માફ કર, ખુદાવંદે ખાવીંદ ! મને માફ કર; મુજ પર દયા કર અને આ સંકટમાંથી મને હવે છોડવ." ઉપર પ્રમાણે ગદ્‌ગદિત સ્વરથી તેણી વિલાપ કરતી રહી અને આખો દિવસ આંસુ વરસાવી બેચેન થઇ રહી; વળી તેણી એકલી પડી હતી એ વિચારથી તેણીનું કાળજું ઠળક ઠળક થતું રહ્યું અને તેણીના ચહેરા પર દુ:ખની ગંભીરતા પ્રગટી રહી.

* * * *

"એ તો ગઇ, છેઠ, એ તો ગઈ." કમ્પાઉન્ડના દરવાજા આગળ ચોકી રાખનાર દુબરાએ વિઠ્ઠલને બપોરના એક વાગ્યા પછી જણાવ્યું.

"ત્યારે તું જરાએ ઉપયોગી નહીં હો ! તારે તિક્ષણ તપાસ રાખવી હતી. આ છોકરા ત્યારે તારી આંખોમાં ધોળે દિવસે ધૂળ નાંખી ગઇ !" વિઠ્ઠલે કહ્યું.

"છેઠ, એ તો પછવાડેથી ગઇ. મારી કીકલી કહેચ કે છોરાની ડાગળી ચસકી ગઇ છે, તેથી નાછી ગઇ છે. છેઠ, એની તપાચ હું કરીચ; પણ ઉતાવળા થવું નહીં; ઉતાવળે આંબા નથી પાકતા, છેઠ."

"મેર માંકડા! તું તો કશા ખપનો નથી; પછવાડેથી તપાસ કરવામાં શું દરિદ્ર ફીટયું ?" વિઠ્ઠલે ગુસ્સામાં જણાવ્યું. "એ રાંડ ડાકણી નાસી જશે એવો મારા મનમાં સંશય સુદ્ધા પણ નહોતો. ઠીક, મારા હાથમાં તો પાછી આવે ! એ રાંડનો ભવજ બગાડીશ."

વિઠ્ઠલની જ્યારે ખાત્રી થઇ કે છોકરા નાસી ગઈ હતી ત્યારે તે ક્રોધાયમાન અને અજબ થઈ ગયો. તેણે છોકરા માટે વધુ તપાસ ચલાવીને આસપાસ ખબર કઢાવી પણ છોકરાનો કશો પત્તો મળ્યો નહીં' વિઠ્ઠલ તે સાંજે કુંવર હોલમાંથી ઉપડી ગયો કારણ કે બીજે દિવસે તેને સુરત મધ્યે અગત્યનું કામ હતું, પણ ઉપડી જવા અગાઉ તે એક બીજા દુબરાને વધારેના પહેરેગીર તરીકે રાખી જવાને ચૂકયો નહીં.



## પ્રકરણ ર૩મું.

# ખંડાળેની ખબર.

ખંડાળા નજદીકના "રીવર્સીંગ સ્ટેશન" આગળથી ખીણો અને પહાડોનો દેખાવ નિહાળતા પેસ્તનજી શેઠ દાદીબા લશ્કરી અને હીરો હરામી ઉભા હતા અને તેઓ નીચે પ્રમાણે વાતચિત કરતા હતા;

"હમણા પૂના મેલ અહીંથી જશે ખરો; વખત થવા આવ્યો છે. મેલ હમણા આવી લાગશે અને મેલ ગયા પછી આપણે બંગલે જવા સારૂ ઉપડીશું," દાદીબાએ જણાવ્યું.

"મેલ કેટલે વાગે અહીં આવી પુગેછ! પેસ્તનજીએ પૂછ્યું,

"સ્ટેન્ડર્ડ ટાઇમ સાડા છ વાગે." દાદીબાએ જવાબ આપ્યો.

"સ્ટેન્ડર્ડ ટાઇમ સાડા છ, એટલે મુંબઇ ટાઇમ ?" પેસ્તનજીએ સવાલ કર્યો.

"છમાં નવ મિનિટ બાકીએ."

"આએ સ્ટેન્ડર્ડ ટાઇમથી તો હાથ જોડાય!" પેસ્તનજીએ કહ્યું, "મારા જેવાઓને તો આ ટાઇમથી ઘણો ઘુંચવાડો થાય છે, દાદીબા; વળી "સ્ટેન્ડર્ડ ટાઇમ" બોલો કેટલાક ગામડિયાઓથી બોલી પણ શકાતો નથી. એ.લો જુવોની, આએ હીરાને કહો કે "સ્ટેન્ડર્ડ ટાઇમ" બોલે."

"થોડાઓથી એ નહી બોલી શકાય તેથી એમ ઠરતું નથી કે આ ટાઇમ રદ થવો જોઇએ," દાદીબાએ જણાવ્યું, "ઠીક, હીરાજી, જોઉં બોલોની 'સ્ટેન્ડર્ડ ટાઇમ.'"

"ઇસ્તાન તર ટાઇમ!" હીરો એકદમ બોલ્યો.

"નહીં, નહીં,-ફરીથી બોલો. તમારેથી બોલી શકાશેજ"

"ઇસ્તાન તંન્દ ટાઇમ!" હીરો ફરીથી બોલ્યો.

"છટ-એટલું તારેથી બોલી શકાતું નહીં! તદન ગામડિયો રહી ગયોછ!" દાદીબાએ જણાવ્યું. "પેસ્તનજી શેઠ આવાં ગામડિયાથી એ બોલ બોલવો જરા મુસ્કેલ પડે ખરો, પણ હિંદુસ્તાનમાં એક સરખો ટાઇમ જે સરકારે દાખલ કર્યો છે તે તદન ખોટો નથીજ."

'હું કહું છું કે સરકાર માબાપે ભરેલું આ પગલું ઠીક નથી," પેસ્તનજી બોલ્યા, "હું ધારૂં છું, ભાઇ દાદીબા, કે સરકારે જો એક સરખાં વજનનાં કાટલા હિંદુસ્તાનમાં ચલાવવાનો હુકમ કર્યો હતે તો તે વધુ ઠીક થઇ પડતે.-તે મુંબઇનો રતલ જૂદો, સુરતનો શેર ન્યારો, અને ઇંડોરનો શેર જૂદો! વજનનું ચલણ પણ બાર ગાઉએ બોલી બદલાય તેવું! તેમજ ભરત-માપ પણ સઘળે જૂદું! એમાં કાંઇ ફેરફાર કરી સરકાર માબાપે એકજ જાતનું વજન અને ભરત હિંદુસ્તાનમાં દાખલ કરાવ્યું હતે તો ઠીક થઇ પડતે."

"હાજી. તમો વજન અને ભરત–માપ માટે કહો છો તે વાજબી છે." દાદીબાએ કહ્યું. "પણ પેસ્તનજી શેઠ, મને તો કોઇબી ટાઇમ પ્રમાણે ચાલવા કહો તો હું ચાલવાને રાજી છું. ગમે તો ટિમ્બક્ટુ ટાઇમ, કામસ્કાટકા ટાઇમ કે હોનોલુલું ટાઇમ,—ગમે તે ટાઇમ હોય તે મને ચાલે હો! લ્યો, 'સિગ્નલ પડી, ત્રેન હવે આવી લાગશે!"

મેલ ત્રેન આવી પહોંચી અને "રીવર્સીંગ સ્ટેશન" ઉપર થોભી. સેકન્ડ કલાસના કમ્પાર્ટમેન્ટમાંની બારીમાંથી એક પારસી ગ્રહસ્થ ડોકું બહાર કાઢી સ્ટેશન નજદીકનો મનોહર દેખાવ નિહાળતા હતા. જેમને જોતાં સાથ હીરા હરામીએ ધડકતી છાતી સાથ બૂમ પાડી.

"આપણા જાંહગીરજી ત્રેનમાં આવેલા છે. હા, પેસ્તનજી શેઠ. એનનજ છે, જોવજી, પેલા!"

ખરેખર જાંહગીરજી આ સેકન્ડકલાસના કમ્પાર્ટમેન્ટમાં બેઠા હતા; દાદીબા તથા પેસ્તનજી તે ગાડીના ડબા નજદીક ગયા અને જાંહગીરજીએ સલામ કરી પેસ્તનજી શેઠની ખબરઅંતર પૂછી.

"કેમ દીકરા જાંહગીર! શું કામ પધાર્યો?" પેસ્તનજી બોલ્યા.

"તમોને મળવા જી, તમારી તબિયત કેમ છે તે જાણવા માટે."

"મારાં કાગજો તો તને મળતાં હતા કેની! હું તો હવે સારી પેઠે છું. ચાલ, ભલે આવ્યો! ત્રેન ગયા પછી અડધા કલાકમાં અમો બંગલે આવી પુગીશું."

થોડીક પળ પછી ત્રેન ઉપડી અને પેસ્તનજી દાદીબાને કહેવા લાગ્યા: "તે દહાડે મેં મારી દીકરી વિષે વાત કીધી હતી તે તમને યાદ હશે. મારી બેટી માટે મને ઘણું દુઃખ થાયછ. પણ કરૂં શું? દાદીબા આએ મારા જાંહગીર સાથ મારી બેટીનું ગોઠવવાનું હતું, પણ મેં તમને જણાવ્યું તેમ એ નાશ્કરમાન બેટી ઘેરમાંથી ગુપ–ચુપ ચાલી ગઇ અને મને તથા મારા જાંહગીરને દુઃખમાં નાંખી ગઇ. મને લાગેછ કે જાંહગીર એને માટેની કંઇ ખબર કહેવા આવ્યા હશે. ચાલોજી, જલદીથી બંગલા તરફ જઇએ." આટલું બોલી તેવણે દાદીબા સાથ ચાલવા માંડયું હીરો આજુબાજુ પત્થરા ફેંકતો તેઓની પુઠે હળવે હળવે ચાલ્યો.

"પેસ્તનજી બા, તમારા બેટી માટે હું ખચીત ઘણો દિલગીર છું." દાદીબાએ રસ્તે ચાલતાં જણાવ્યું, "ખરેખર તમને ઘણું દુઃખ થતું હશેજ; પણ પેસ્તનજી શેઠ, એ તો 'દીકરીને, ગાય જ્યાં દોરવે ત્યાં જાય.' હવે તમારે વધુ બળાપો કરવો નહીં. ઢોળાયલાં દૂધ પર વિલાપ કરવો ફોકટનો છે."

"મારો જાંહગીર એની ઉપર કેવી કેવી આશાઓ બાંધીને બેઠેલો હતો ! તે બિચારાની સઘળી આશાઓ ભ્રષ્ટ થઈ છે. જાંહગીર ઘણો દયાળુ, ભલો અને ભોળો છે, સમજુ અને દાનાવ છે, તેથી આ દુઃખ ધીરજથી અને હીંમતથી ખમ્યા કરે છે."

"પેસ્તનજી શેઠ, આવા દાનાવ પુરૂષમાં દયા અને ભલાઇ હોવીજ જોઇએ. અને ડાહ્યા મનુષ્યમાં દયા અને ભલાઇ નહીં હોય તો પછી એક વિકાળ વાઘ અને મનુષ્ય વચ્ચે તફાવત શો ?"

"મારો જાંહગીર હમેંશા નેકીનાં કામો કરવા કોઇ દિવસ પણ પછાત પડતો નથી; મને એ વધુ પસંદ પડતો હોવાથી મારી નાંજા સાથ એનું ગોઠવવાને મેં દરૂસ્ત ધાર્યું હતું. પણ માણુસ ધારે છે શું અને ખુદા પાર ઉતારે છે શું !"

"પેસ્તનજી બા, જાંહગીરજીની નેકી અને ભલાઇ માટે એમને બદલો મળશે એમ ખાત્રીથી માનવું. જોર્વનીજી, બાહોશ ફીલસુફે જણાવી ગયા છે કે નેકીના ફુલને કોઇપણ મોસમ અનુકૂળ થઇ પડે છે—પછી તે ગરમીની મોસમ હોય, થંડીની ફસલ હોય કે વરસાદની ઋતુ હોય તોયે તે ફુલ સદા લીલું રહે છે અને તેના ભલા માનને આબરૂ અને વખાણનાં ઇનામો મળતાં રહે છે. પેસ્તનજી બા, હમણા જાંહગીરજી માટે તમોજ વખાણ કરો છો અને એજ પ્રમાણે હર વખતે અને સઘળે ઠેકાણે એમની આબરૂ અને ભલાઈ માટે વખાણનાં ગીતડાં ગવાતાં રહેશે."

"બેશક તમો વાજબી કહો છો," પેસ્તનજીએ જણાવ્યું અને થોડીક પળો સુધી તેઓ ચુપ–ચુપ ચાલ્યા કીધા અને પછી પેસ્તનજી બોલ્યા. "આએ પહાડો ઉપરથી અંગ્રેજ બચ્ચાએ કેવો સરળ રસ્તો શોધી કાઢયો છે! અક્કલ હુંશિયારીને લીધેજ અમેરિકન તથા યુરોપીઅન બચ્ચાઓ કંઇને કંઇ નવું શોધી કાઢેછ !"

"એ તમારૂં કહેવું ખરૂં છે; પણ પેલો મુલક મશહૂર મહાન શોધક એડીશન તો કહે છે કે બુદ્ધિ જેવું કશું નથી તે કહે છે કે ફક્ત બે ટકા બુદ્ધિ અને ૯૮ ટકા સખ્ત મહેનત જોઇએ, એટલે કોઇપણ વિકટ કામ ફત્તેહ સાથ કરી શકાય."

"કોઇબી આદમી સખ્ત મહેનત કરે, પણ આપણા હિંદુસ્તાનનાં લોકો માફક ભેજામાં ભુસુંજ હોય તો શું કરી શકાય ?" પેસ્તનજીએ સવાલ કર્યો.

"હિંદુસ્તાનનાં આદમીઓ આળસુ તો ખરા !"

"નહીં, કાદીબા, તમો ભૂલો છો. હિંદુસ્તાનનાં લોકો ગધેડા–વૈતરૂં તો કરે છે, તેઓ ઘણા આળસુ નથી."

" હાજી, તેઓ ગધેડાં વૈતરૂં કરશે, છાતીનાં બંધ તોડી નાંખશે, પણ મહેનત સાથ બુદ્ધિનો જરાએ ઉપયોગ નહીં કરશે. ખંત અને મહેનત સાથ બુદ્ધિનો ઉપયોગ નહીં થવાથીજ આ હિંદુસ્તાન પછાત રહ્યું છે."

" ભાઈ દાદીબા, તમો કહો છો તેમાં સચ્ચાઈ છે પણ મહેનત કરી બુદ્ધિ વાપરનાર થોડા પુરૂષોને અહીં ઉત્તેજનજ ક્યાં મળે છે?—અરરર! હીરાજી, એ શું?" પેસ્તનજી પછવાડે ફરી બૂમો પાડવા લાગ્યા, "કેમ, કેમ રસ્તામાંથી સીધો ચાલતો નહીં કે? છોડી દે એને?"

હીરો જે ધીમે ધીમે ચાલતો હતો તેણે રસ્તામાં ચાલતા ઘાટીને ટાંકણી ભોંકીને બૂમો પડાવી અને જ્યારે તે ઘાટી એની સામે થયો ત્યારે તેને ધક્કો મારી તેની પાઘડી પાડી નાંખી લાતો મારતો હતો, તેટલામાં પેસ્તનજીએ ઘાટીનો પોકાર સાંભળી પછવાડે ફરીને જોયું અને ઉપર પ્રમાણે બૂમ પાડી વધુ કહ્યું; "કેમ, હીરા, તારી મસ્તી છોડવાનો નહીં કે? ચાલ, અહીં આવ."

ઘાટીને મારતાં હીરો અચકી ગયો અને ઝડપમાં તેઓ સાથ જોડાયો અને દાદીબા બોલવા લાગ્યાં.

" બડો તોફાની છોકરો! પેસ્તનજી બા, છોકરાંઓના મન ઉપર પહેલેથીજ નીતિ રીતિ અને ઉદ્યોગ માટે સારા છાપો બેસાડવા જોઇએ,—હીરાજી, કાલે મેં તમને શિખામણ આપી તે આએ કાને સાંભળી પેલે કાને કાઢી નાંખી કે?"

" નહીંજી," હીરાએ ટૂંકમાં જવાબ આપ્યો.

" ત્યારે પેલા ગરીબ માણસને કાંય સતાવ્યો? જોવ, હીરાજી, આપણી ફરજ શી છે તે હમેંશા જાણવું જોઇએ." દાદીબાએ વિવેચન કરી ઉપદેશ આપવા માંડયો. "આપણી ફરજ આપણા જન્મથી શરૂ થાય છે અને આપણા મરણ સાથ તેનો છેડો આવે છે. તમારી ફરજ શી છે તે જાણતાં શિખો નહીં ત્યાં સુધી તમો તમારી જીંદગી ઘણી સારી રીતે ગુજારી શકોજ નહીં. તમારી ફરજ તમને શિખવે છે કે ઉદ્યોગી, પવિત્ર, ભલા અને ઉપયોગી બનો આ થોડા વખતની જીંદગીમાં તમો તમારા દિવસોનો ગેર ઉપયોગ કરો ના; ઉદ્યોગથી મહેનત કરી લોકોને ફાયદો થાય એવી રીતે વર્તો; તમારી જીંદગી દરમ્યાન સચ્ચાઇ, પવિત્રાઇ અને ભલાઇને તમારાં પોતાનાં કરીને રાખો. દયાળુ, નમ્ર, વિવેકી અને પરમાર્થી થવાને કોશીશ કરો. આ સઘળા સારા ગુણો ક્યારે મેળવો કે જ્યારે તમો તમારાં અંતઃકરણને આ પ્રમાણે સવાલ કરોઃ મારી જીંદગીનો સારો ઉપયોગ મેં કર્યો છે? હું વર્તુ છું તે રીત શું વખાણવા લાયક

છે? મારી ચાલચલણ સારી છે? હું શું આળસુ રહ્યો છું? મેં કંઇ પણ ભલાઇનાં કામો કર્યાં છે? કોઇનાં દુઃખો મેં ઓછાં કર્યાં છે? વિગેરે અનેક સવાલો તમારે પોતાના અંતઃકરણને પૂછતાં શિખવું. અંતઃકરણજ તમને સારૂં નરસું તપાસવાને શિખવે છે. જે ખરૂં અને સારૂં હોય છે તે કરવાને અંતઃકરણ દેખાડે છે અને જે ખોટું અને ખરાબ હોય છે તે કરવાને અંતઃકરણ સાફ ના પાડે છે. હવે હીરાજી, તમે તમારાં અંતઃકરણને પૂછો કે પેલા ગરીબ માણસની પાઘડી પાડી નાંખી તમે કંઈ સારૂં અને ભલું કામ કર્યું?–નહીંજ ત્યારે શા સારૂ આવું કામ કર્યું? હીરાજી. તમારી જુવાનીનો વખત હવે શરૂ થઇ ગયો છે અને આ વખતમાંજ તમો સઘળા સારા ગુણો મેળવી શકશો. જુવાનીમાં જેવા આપણે પોતાને બનાવવાને યત્ન કરીએ છીએ તેવા ભવિષ્યમાં થઇ શકીએ છીએ, સારાં બીજ રોપવાથીજ સારાં અને મીઠાં ફળો મળે છે; કારેલાંનાં બી વાવીને કેરીનાં મીઠાં ફળો મેળવી શકાવાંજ નથી, માટે આએ જુવાનીની મોસમમાંજ તમો સારાં બી રોપી લેવો કે અંતે ભવિષ્યમાં કંઇ લાભકારી ફળો મળે, શું હીરાજી, હું જે કહું છું તે સમજો છો કે?"

"હાજી" હીરાજી બોલ્યો.

"આવી શિખામણો સાંભળીને હીરાજી તારે ચાલવું જોઇએ, આ રૂડા સખુનો આ કાને સાંભળી પેલા કાને કાઢી નાંખવા નહીં જોઇએ," પેસ્તનજીએ જણાવ્યું, "દાદીમા, જો તમારી સાથ નઠારા છોકરાઓ રહે તો જરૂર સુધરી જાય એમાં નવાઇ નહીં."

"હાજી, વાત ખરી છે." દાદીમા બોલ્યા "સારા સંગથી મુર્ખ પંડિત થાય છે અને દુષ્ટ પાપીઓ સદ્ગુણી બને છે."

"ખરૂં કહ્યું" પેસ્તનજીએ ખુશી થઇને કહ્યું. "ચાલો, બંગલો આવી લાગ્યો; જાંહગીરજી આવીને બેઠા હશે અને આપણી રાહ જોતા હશે. આએ શું? એવણ બહાર ખુરસી ઉપરજ બેઠાછ."

---

## પ્રકરણ ૨૪ સું.

# ચકોર ચોરી.

"કેમ, જાંહગીર દીકરા," પેસ્તનજી શેઠ બંગલામાં દાખલ થતાંજ બોલ્યા, "કાગજ લખ્યા વગર અહીં આવી પહોંચ્યો. એક પોસ્ટ-કાર્ડ તો લખી નાંખતે!"

"મુરબ્બીજી, અચાનક આવવાનું બન્યું તે હું શું કરૂં? હું પછી બધી વાત કરૂંછ."

" આ શેઠને, જાંહગીર તમો ઓળખો છો કે ?"

" હાજી, ભરૂચમાં એક બે વાર મેં એવનને જોયલા છે ખરા," જાંહગીરજીએ જણાવ્યું.

" હા, બરાબર, એવણ ભરૂચનાજ રહેવાસી છે, એવનનું નામ દાદીબા લશ્કરી, એવણ હાલ કલેક્ટર તરીકે કામ કરેછ."

" હાજી, મેં એમને માટે સાંભળ્યું છે, મિ. દાદીબા, હું આપને જોઇને ઘણો ખુશી છું " જાહગીરજી દાદીબા તરફ જોઇને બોલ્યા. અને પોતાનો હાથ લંબાવીને દાદીબા સાથ તેમણે "શેક-હેન્ડ" કીધી.

" અહીં દાદીબા છે તેથી દિવસો પાણીના રેલા માફક પસાર થઈ ગયાછ," પેસ્તનજીએ જણાવ્યું, " એવણ સાથે રોજ ફરવા જઇએ છીએ અને એવણ તૈરફથી કંઇને કંઇ નવું જાણવાનું મળેછ."

" મારા મુરબ્બી માટે આપે તકલીફ લીધી છે, તેટલા માટે આપનો હું ઉપકાર માનુ છું," જાંહગીરજીએ દાદીબાને જણાવ્યું.

" તકલીફ જેવું કશું નથી. મેં તો મારી દિલસોજી દેખાડી છે. દિલસોજી વગર માયા નહીં, દિલસોજી વગર પ્યાર નહીં અને દિલસોજી વગર દોસ્તી નહીં દરેક માનવી માટે આપણે દિલસોજી ધરાવવી જોઇએ. ચાલો શેઠિયાઓ મારો વખત થયો છે માટે હું રજા લઉછ સાહેબજી! કાલે સહવારે આવીશ સાહેબજી! આમ કહી દાદીબા પોતાના હોટેલ તરફ જવા ત્યાંથી નિસર્યા અને મીઠી લોજમાં રાતના ભોજનની તૈયારી થવા માંડી.

ખાણું ટેબલ ઉપર આવ્યું અને જમવાનું શરૂ થયું. પેસ્તનજી તથા જાંહગીરજી બંન્ને સાથે જૂદા ઓરડામાં ખાવા બેઠા અને ખાતાં ખાતાં જાંહગીરજી બોલ્યા.

" મુરબ્બીજી હું અહીં આવ્યો છું તેનાં કારણો જાણવાને ઘણા આતુર હશો. કારણો બે છેઃ એક કારણ આ હીરાજીને લગતું છે. મારૂં સોનાનું ઘડિઆળ અને સોનાનો છેડો બંન્ને ગુમ થયાં છે. તમો અત્રે આવ્યા પછીના તે મળતાં નથી!"

" અરરર-હવે ? " પેસ્તનજી દિલગીર થઇ બોલ્યા.

" હાજી, બંન્ને મળતાં નથી. ઘણી તપાસ કીધી પણ કશો પત્તો મળ્યો નહીં; બેજનને પુંછ્યું; ઘોડાવાળા નાથાને પુછી જોયું, પણ કોઇએ કશી ખબર આપી નહીં. વળી બેજન કહેવા લાગ્યો કે એની ટ્રન્કમાંથી બે વીંટીઓ મળે નહીં. વીંટી માટે પણ ઘણી તપાસ ચલાવી, પણ ફોકટ! હવે કરવું શું એવા વિચારમાં હતો તેટલામાં કાલે બજારમાંના મુળચંદ સોનીને ત્યાં ગયો ને મેં તેને આ બિનાથી વાકેફ કીધો. તે કહેવા લાગ્યો કે થોડા દિવસોની વાત ઉપર એક

બારસી છોકરો—આશરે સત્તરથી અઢાર વર્ષનો—ઘડિઆળ—છેડો તથા એ વીંટી અને બંગડી લઇ અહીં વેચવા આવ્યો હતો, પણ મેં તે લેવાની સાફ ના પાડી અને હીરા ઉપર તુરત શક ગયો અને તેથી અહીં ઉપડી આવ્યો કદાચ એ છોકરાએ સઘળી મતા વેચી નાખી હોય તો આપદા! હવે એને સમજાવી—પતાવીને પુછી જોઇએ. મને અહીં આવેલો જોઈ કદાચ એ ચેતી તો ગયો હશે."

"જાંહગીર દીકરા, હમણા તો એને પૂછવાનું માંડી વાળીએ સહવારના દાદીબા આવે એટલે એને પૂછીશું. એવા કમબખ્ત નોકરો મળે તે શું કરીએ?"

"બાવાજી, એ તો હજી નાદાન છે. એને કરીએ પણ શું? પોલીસના હાથમાં આપીએ તો એની જીંદગી બરબાદ થાય. તમે મુરબ્બી કહો છો તેમ કાલે દાદીબા આવેને એમની સાથ વાત કરી કંઇ બંદોબસ્ત કરીએ."

"હા, દીકરા, બરાબર છે, કેમ જાંહગીર, બેટી નાજાં માટે કંઇ સાંભળ્યું?" પેસ્તનજી શેઠ આંખેમાં આંસુઓ લાવી બોલ્યા.

"મુરબ્બીજી, નાજાં ક્યાં છે તે તો મેં આપને અંકલેશ્વરજ કહ્યું હતું. એક વાત આપને મેં કહી નથી તે આજે હું જણાઉં છું. જે હકીમ સાહેબ તમો માટે દવા કરવા આવ્યા હતા તેમને મેં કામ સોપ્યું છે; નાજાંને સમજાવી—પતાવીને આપણે ત્યાં લઇ આવવા હકીમ સાહેબ કોશીશ કરે છે. એ હીકમતથી પેલા કુંવર હોલમાં પહેરેગીર તરીકે રહયો ખરો, પણ એ પોતાનાં છેલ્લાં કાગજમાં જણાવે છે કે શેઠે એકદમ રજા આપી દીધી છે અને હવે કામ પાર ઉતારવું મુસ્કેલ છે, તોયે ખાત્રી આપી એ જણાવે છે કે કંઇએ કરી નાજાંબાઇને તે લઇ આવી શકશે."

"દીકરા, એ તો વગર ફોકટના ફાંફાં! એ જીદ્દી છોકરી કોઇ બારકાનું માનવાની? એ તો આપણાં નસીબ! ઓ ખુદા: જેવી તારી મરજી!" આમ બોલી પેસ્તનજી શેઠે એક ઉંડો નિસાસો નાંખ્યો અને જાંહગીરજીએ વાત ઉડાવી કહ્યું:—

"બાવાજી, મહોબતખાં હકીમ ઘણો હુશિયાર છે અને વૈદ્યક—જ્ઞાન પણ સારૂં ધરાવેછ. પેલા ટર્કીશ હકીમોના જેવો નથી."

"વળી ટર્કીશ હકીમો કેવા હોય છે જે?" પેસ્તનજીએ પૂછ્યું.

"મુરબ્બીજી, એ હકીમોમાંના કેટલાક એવા ઉલ્લુ હોય છે કે બસ એમની અક્કલનો એકજ દાખલો પુરતો થશે. સાંભળો બાવાજી," ખાતાં ખાતાં જાંહગીરજીએ વાત કરવા માંડી. "એક મુસલમીન દલાલ 'ટાઇફસ' તાવથી પીડાતો હતો તે વેળા આ હકીમોમાંના એકને બોલાવવામાં આવ્યો. ડોકટરે ગંભીર ચહેરે દર્દીની નાડી

તપાસી જણાવ્યું કે આ ઘણોજ ખરાબ કેસ છે અને ધાસ્તી ભર્યો છે. તેણે દવાની પુડીકી દર્દીને પાણીમાં આપી અને બપોર-સાંજ બબે પુડીકી દર્દીને પાણીમાં આપવા ફરમાવી તે ત્યાંથી ચાલી ગયો. બીજી સહવારે હકીમ સાહેબ ત્યાં આવ્યો અને માંદગીને બીછાને પડેલા દલાલના નોકરને પૂછવા લાગ્યો:-

" કેમ તારા શેઠ કેમ છે ? જીવે છે કે ? "

" હં હં ! જીવે નહીં તો શું મરી ગયા કે? હમણા તો શેઠ ઘણી સારી હાલતમાં છે " નોકરે જવાબ આપ્યો અને ડૉકટર સાહેબ તે દર્દી આગળ ઉતાવળમાં ગયો અને તેને પૂછવા લાગ્યો: " કેમ, શેઠ, સારી પેઠે છોને ? પડીકાં લીધાં હશે. ફાયદો ઠીક થયો હશે." તે દર્દીએ ઉત્તર આપ્યો કે " હું ઘણોજ સારી પેઠે છું, અને જોવની, હકીમ સાહેબ, આપ ગયા પછી મને પાણીની ઘણીજ તરસ લાગી જેથી ગાજરનાં અથારનો રસ પ્યાલો ભરી પી ગયો ને તાવ ઉતરી ગયો અને હવે ઘણી સારી તનદરૂસ્તીમાં હું છું."

"સુબાન અલ્લા ! ઠીક થયું ! પણ ઘણું અજબ જેવું ! " આટલું બોલી હકીમ સાહેબ બહાર નિકળ્યા અને પોતાની નોંધપોથીમાં ટપકાવી લીધું: " મહમદ આગા, ઘોડા દલાલ, ઉમર વર્ષ, ૪૨, ગાજરના અથાણાંનો રસ પ્યાલો ભરીને પી ગયો તેથી તેની 'ટાઇફસ ફીવર ' દૂર થઇ અને તે સાજો થયો. હવે થોડા દિવસો પછી એક માળી કે જેને પણ 'ટાઇફસ ફીવર' લાગુ પડી હતી તેને ત્યાં આ હકીમનેજ બોલાવવામાં આવ્યો. હકીમ સાહેબે દર્દીને તપાસીને તુરત ફરમાવ્યું કે બે પ્યાલાં ભરી ગાજરના અથાણાનો રસ પીવડાવવો. બીજે દિવસે હકીમ ખુશી થતો પેલા દર્દી માળીને ત્યાં ગયો અને જ્યારે ખબર મળી કે માળી તો અથાણાંનો રસ લીધા પછી ત્રણ ચાર કલાકમાં ગુજરી ગયો ત્યારે હકીમ સાહેબની અજાયબીનો કશો પાર રહ્યો નહીં. થોડીવાર વિચાર કર્યા પછી તે નીચલાં અનુમાન ઉપર આવ્યો અને પોતાની નોંધપોથીમાં તેણે નોંધી લીધું. ' જો કે 'ટાઇફસ ફીવર' વખતે ગાજરનાં અથાણાનો રસપીવડાવવો સલાહકારક અને ફાયદાકારક છે, પણ જો દર્દી ઘોડા-દલાલ હોય તોજ એ રસ આપવો, પરંતુ જો દર્દી બીજો ધંધો કરતો હોય-જેવો કે માળી યા કંદોઇનો,-તો અથાણાંનો રસ આપવોજ નહી !'

" અહા ! હઆ! હા, હા, હઆ હા ! " પેસ્તનજી શેઠ ખડખડ હસ્યાં અને બોલ્યા, "એ હકીમ જબરો ! તુર્કસ્તાનમાં મારા વહાલા એવાજ હકીમો ભરાયા છે શું ? "

" પણ બાવાજી આપણા દેશમાં એવા ઉંટ વૈદુ કરનાર ક્યાં નથી ? એ તો ગામ ત્યાં ઢેડવાડો હોયજ ! " જહાંગીરજીએ જવાબ

આપ્યો "આપણા દેશમાં નીમ હકીમો એવા પડયા છે કે કાનમાં દર્દ થતું હશે તો આંખે દવા લગાડશે! પણ મુરબ્બીજી, આ 'ઉંટ-વૈદું" બોલ શા ઉપરથી નીકળ્યો તે આપ જાણો છો કે?"

"નહીં, દીકરા, મને તો કંઇ ખબર નથી. જે કોઈ બલતી દવા આપી કોઇનું સત્યાનાશ વાળે ત્યારે આપણે કહીએ છીએ કે એને તો ઉંટ-વૈદું કીધું!"

"હાજી ખરી વાત; પણ એ બોલ કેમ ઉત્પન્ન થયો તેની કથા તો સાંભળો." જાંહગીરજીએ જણાવ્યું અને થોડું પાણી પી બોલવાનું શરૂ કર્યું. 'જોનર્નજી સુરત શહેરમાં એક બાહોશ જનાવરોનો-વૈદ્ય રહેતો હતો જે પોતાની કળા અને દવાથી જનાવરોનાં દુઃખો સારાં કરતો હતો. એ ડોક્ટરને ત્યાં એક હીંદુ નોકર હતો. જે વૈદ્યનાં કામમાં મદદ કરતો હતો. એક દિવસે રાંદેર ગામનો પટેલ પોતાના ઉંટને આ ડોક્ટર આગળ લઇ આવ્યો અને જણાવ્યું; "વૈદ્યરાજ ગઇ કાલે આ ઉંટે કોટનાં ઝાડપરથી કોટા ખાધાં, તેમાંનું એક એના ગળામાં ખૂંચ્યું છે અને તેથી આ જનાવર તદન બેચેન બન્યું છે, માટે કંઇ દવા આપો તો ઠીક."

વૈદ્યે ઉંટનું ગળું તપાસ્યું અને પછી કહ્યું:- "હું એ કોટ કાઢી નાંખીશ અને તમારાં ઉંટને સાજું તાજું કરી દઇશ. પણ ફી દશ રૂપિયા પડશે."

પટેલે રૂપિયા આપવા કબુલ્યા અને વૈદ્યે ઉંટને જમીનપર સુવ-ડાવવા ફરમાવ્યું. જેવું ઉંટ જમીનપર લોટયું કે ત્રણેક જણ પાસ તેનું ડોકું સરખું પકડાવ્યું અને પછી તે જનાવરનાં ગળાં ઉપર કકડાવીને એક સખ્ત લાત તેણે લગાવી કાઢી કે કોટ ભાંગી ગયું અને ગળામાંથી તે કોટ નીચે ઉતરી પડયું અને તે ઉંટ હુશિયાર થઇ ત્યાંજ પાણી પીવા માંડયું. આ વૈદ્યનો પેલો હીંદુ નોકર જે સઘળું જોતો હતો તે મનમાં વિચાર કરી બડબડતો ઉભો! "પાંચ મિનિટમાં દસ રૂપિયા! હે પરમેશ્વર! પાંચ મિનિટમાં દશ રૂપિયા વૈદ્ય સાહેબ કમાયા! મને હવે જનાવરોના દર્દોને લગતાં ઔષધનું થોડું ઘણું કામ આવડે છે, માટે પાસેના ગામમાં જઇ આ ધંધો કરૂં તો કેવું સારૂં!" આ વિચારો તેના મનમાં પાંચ-છ દિવસો સુધી રમ્યા કીધા અને આખરે તેણે ભીમપોર જઈ ત્યાં ધંધો ચલાવવાનો વિચાર કર્યો. શહેરમાંથી થોડાં-ઘણાં વસાણાં ખરીદી લીધાં અને પોતાના શેઠની નોકરી છોડી તે ભીમપોર જઇ રહ્યો. મોટી મોટી જાહેર ખબરો છપાવી છૂટથી ગામમાં વહેંચાવી, થોડા દિવસો સુધી ઘરાકી કંઇ થઇ નહીં, પણ એક બે બળદોના ચાંદીના દર્દો સારાં કીધા

પછી આ નવા બનેલા વૈદ્યની ધરાકી વધતી ગઇ. આસ્તે આસ્તે ગામના લોકો પણ પોતાને માટે દવા કરાવવા સારૂં એને ત્યાં આવવા લાગ્યાં, એક દિવસે એક ખેડૂત પોતાના છોકરાને લઇને આ નીમ હકીમ આગળ આવ્યો અને જણાવ્યું. " વૈદ્ય મહારાજ, આ મારા છોકરાનું ગળું સુઝી આવ્યું છે; એનાથી કંઇ ખવાતું-પીવાતું નથી અને આજ પાંચ દિવસ થયા ઘણો હેરાન થાય છે."

આ નવા ડૉક્ટરે તે છોકરાનું ડોકું આમ તેમ ફેરવી તપાસ્યું. તેને પોતાના શેઠની ઉંટવાળી કારીગરી તુરત યાદ આવી તેથી તેણે જણાવ્યું. "એ છોકરાને હું સારો કરી દઇશ, પણ રૂપિયા પચીસ લઇશ."

તે ગરીબ ખેડૂતે હપ્તે-હપ્તે રૂપિયા આપવાને કબુલ્યું અને ડૉક્ટર સાહેબે તે છોકરાને સુવાડયો અને તે છોકરાનું ડોકું ઉંચું રખાવી જોસથી તેણે એક લાત કકડાવી કાઢી. તે છોકરાએ મોટેથી ચીસ પાડી અને થોડીક પળમાં ત્યાંજ બાપડો મરણ પામ્યો. આ જોઇ છોકરાનો બાપ ફોકફોક રડયો અને નવો વૈદ્યરાજ જરા ગભરાયો, તુરત પંચનામું કરવામાં આવ્યું, જ્યાં વૈદ્યરાજે જુબાની આપી સોગંદ ઉપર જણાવ્યું; "આ બાપડા છોકરાનું ગળું ઘણું સુઝી ગયું હતું તેથી મારા ગુરૂએ મને શિખવ્યું હતું તે પ્રમાણે મેં "ઉંટ-વૈદુ" અજમાવી જોયું, પણ છોકરો કમનસીબ હોવાથી તુરત મરી ગયો!"

"વાહ! આ વૈદ્ય પેલા ટર્કીશ ડૉક્ટર કરતાં હુશિયાર!" પેસ્તનજી બોલી ઉઠયા " જાંહગીર દીકરા તેં એવી વાતો કરીને મને ખુબ રીઝવ્યોછ, ચાલો, હાથ ધોઇ પાન-સોપારીનો મુખવાસ કરીએ. તેં પુડીંગ ખાધું કે? દીકરા."

" હાજી, ખાધું, વાત કરતાં કરતાં તો ખુબ ચંપાયું!" જાંહગીરજી જવાબ આપી ખુરસી ઉપરથી ઉઠયા તેઓ હાથ ધોઇ કમ્પાઉન્ડમાં દશેક મિનિટ ફર્યા અને રાતના સાડા નવ વાગે તેઓ મીઠી ઉંઘની મઝા ચાખવા બિછાને ગયા

---

## પ્રકરણ ૨૫ મું.

## ચોરની કહાણી.

બીજી સવારે દાદીબા પોતાના વચન પ્રમાણે **મીઠી લોડજમાં** આવી પહોંચ્યા. **પેસ્તનજીએ** દાદીબાને બાજુએ લઇ જઈ **હીરાની** લુચ્ચાઇ માટે જણાવ્યું. **હીરાની** ચાલચલણ આવી ખરાબ હતી તેનો દાદીબાને સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો. થોડીક પળો સુધી વિચાર ચલાવ્યા પછી **હીરા** હરામીને બોલાવવામાં આવ્યો. **હીરો** હસ્તે ચહેરે આવી પુગ્યો અને સર્વને સલામ કરી ઉભો.

" હીરાજી, કાલે પેલા ધાટીને તમે કાંય છેડયો હશે વારૂ ? " દાદીબાએ પૂછ્યું.

" જરા માથાંનો કીડો ચવડી આવ્યો તે શું કરૂં ? સાહેબ " હીરાએ નફટાઇથી જવાબ આપ્યો " તમો સાહેબે ગઈ કાલે કહ્યું તેમ હાથ-પગનો કંઈ ઉપયોગ તો કરવો જોઇએની ? મેહરબાન."

" કેવો બેઅદબ જંગલી છોકરો ! " પેસ્તનજી બોલ્યા. "હા, હા, બરાબર છે, તમે હાથ-પગનો ઉપયોગ તો ઠીક કરો છો ! " દાદીબાએ જણાવ્યું " તમો હાથ-પગનો ઉપયોગ કરો છો કે ગેર ઉપયોગ કરો છો ? હસો છો શું ? " " સાહેબ કોઈ વખતે ઉપયોગ કરીએ ને કોઈ વખતે ગેર ઉપયોગબી કરીએ. કોઇનું કામ કરવાનું હોય અથવા કંઇ ખાવાનું હોય ત્યારે હાથનો ઉપયોગકરીએ ને કોઇને લપડાક લગાવવાની હોય યા મુક્કી મારવી હોય તો વળી ગેર ઉપયોગ કરીએ-"

" અને કોઇનાં ધરેણાં તફડાવવાનાં હોય ત્યારે બી હાથનો ગેર ઉપયોગ કરીએ, " દાદીબાએ ટકોર કરી જણાવ્યું. હીરો જરા ગભ-રાટમાં પડયો અને તેનાં મોઢાં ઉપર ધાસ્તીનાં ચિન્હો પ્રગટી નીકળ્યાં, પણ હીંમત રાખી તે બોલ્યોઃ " હાજી, એમબી ખરૂંજ તો ! "

" બે શરમ બેઅદબ છોકરા ! " દાદીબા જરા ગુસ્સે થઇ બોલવા લાગ્યા, " તમે શું એમ સમજો છો કે તમારૂં પાપી કામ કોઇ જાણશે નહીં ? તમારાં પાપનું પોકળ ઉંધાડું પડયું છે. ખરૂં કહી ધો કે તમે જાંહગીરજીનું સોનાનું ધડિયાળ અને સોનાનો છેડો તથા બે વીંટીઓ ચોર્યાં છે કે ? "

" હેં ! મારા સાહેબ, શું બોલોછ ? મને શું ચોર-બોર સમજોછ કે ? " હીરાએ પણ દમામમાંજ ઉત્તર વાળ્યો, " અને તમે કોણ મને એ પ્રમાણે કહેવાવાલા ? "

" બસ, બસ, ખોટી પતરાજી ના કર ! " પેસ્તનજી વચમાં બોલ્યા. " ચોરી પર સરજોરી ! વાહરે મવાલી ! તારા મનમાં ખાંડ શું આયછ ? "

" ત્યારે પણ સાહેબ, કોઈ નિર્દોષ ઉપર ખોટું વહેમત મૂકે તો તે નિર્દોષને ગુસ્સો નહીં લાગે વારૂ ? " હીરાએ કહ્યું. " હું એવું કામ કરૂંબી ? તમે શું ધારોછ ? સાહેબ. "

" હા, હું બી એમજ ધારૂંછ કે તેંજ ચોરી કીધી છે, " પેસ્ત-નજીએ જણાવ્યું.

" જ્યારે બધાંજ એમ કહે તો પછી હું તમને શું જવાબ આપું ? પણ સાહેબ, ગરીબ ઉપર ખોટું તોહમત મૂકવામાં આવે તે કેમ સાંખી શકાય જો ! "

"હીરાજી તમારી હુશિયારી બાજુએ હવે રહેવા દો ને મુંગા-મુંગા કબૂલ કરો, નહીંતો વગર ફોકટના તમો હેરાન થશો અને ચાંચડા મારવા વગર ભાડેની કોટડીમાં તમને જવું પડશે," દાદી-બાએ ડોળા કાઢીને જણાવ્યું અને પોતાની જગા ઉપરથી ઉઠી ટેબલ ઉપર પડેલો પોતાનો "હન્ટિન્ગ વ્હીપ" લઇ, હીરાને ત્રણ ચાર મજબુત ફટકા તેણે લગાવી કાઢયા, અને બોલ્યા "ચાલો, કહી દેઓ, જલદી બોલો."

"ચાલ, હીરા ખરેખરૂં કહી દેને એ બધું કયાં છે તે જણાવ" જાંહગીરજીએ દયાની નજર સાથ હીરા તરફ જોઇ કહ્યું. ચાબુકના ફટકાથી હીરા ઉપર કંઈ સારી અસર થઇ નહીં, તે ધ્રુજયો અને તેના પગથી તે માથાં સુધી કંપારી છૂટી ખરી, પણ તે હીંમતથી સર્વ તરફ એકી ટસે જોતો ઉભો.

"ચાલો, બોલો જલદી, નહીં તો આએ બીજા ફટકા સડસડાટ પડશે," દાદીબાએ કહ્યું.

"મને મારોછ શું કામ?" હીરાએ રડવાનો ઢોંગ કરી જણાવ્યું "ગરીબને બહારગામ લાવીને કાંય સતાવોછ જો ?"

"અરે! રહેવા દો તમારી કુરતાજી!" દાદીબાએ જણાવ્યું "નહીં તો બીજા ફટકા પડશે."–

"બોલ, ત્યારે જલદી બોલી દે." પેસ્તનજીએ કહ્યું. "અરે શેઠ, શું બોલું? ચોરી નહીં કીધી હોય તોબી બોલું કે મેં ચોરી કીધીછ!"

"હવે ખરૂં કહી દેઓ, હીરાજી, નહીં તો જોર બીજા ફટકા પડશે હં!" દાદીબા બોલ્યા.

બીજા વધુ ફટકા પડયા પણ હીરા એકનો બે થયો નહીં. આખરે જાંહગીરજીએ દાદીમાને કાનમાં જણાવ્યું. "કદાચ એ નિર્દો-ષજી હોય, માટે હાલ તો એને જવા દેઓજી."

* * * *

બપોરના એક વાગ્યો હતો, હીરાની ભૂખ ઉડી ગઇ હતી; તેને ખાવાનું કશું ભાવ્યું નહીં. તેનું ચિત્ત અનેક વિચારોમાં પરોવાયું હોય એમ દીસતું હતું. તેની બુદ્ધિ મંદ થઇ હતી અને તેનું હૃદય ચિંતાથી બળયા કરતું હતું. બંગલાની પછવાડે તે આમ તેમ ફરતો રહ્યો; આશરે અડધા કલાક પછી તેણે કુહાડીથી બાગમાં રમવા માંડયું; પછી તેણે બે-ત્રણ ઠેકાણે તે કુહાડીથી ખોદવાનું શરૂ કર્યું. તે આમ તેમ જોતો રહ્યો અને ધ્રુજતે હાથે ખોદવા માટે કુહાડી ઉંચકતો રહ્યો. દુર્ભાગ્યે તેના હાથમાંથી કુહાડી છટકીને તેના જમણા પગ ઉપર પડી અને હીરાએ મોટેથી બુમો પાડી. 'ઓ બાપરે!

મરી ગયોરે ! કોઇ આવોરે !" બાગનો માળી ગણુપત આ બુમો સાંભળી પોતાના ઝુપડાંમાંથી બહાર નીકળ્યો. હીરાને જમીન ઉપર ફસડાઇને બુમો પાડતાં જોઇ તે તેની આગળ તુરત ગયો અને જાંહગીરજી પણુ આ બુમો સાંભળી બંગલામાંથી ધસ્યા.

" શું છે ? હીરાજી " જાંહગીરજીએ બંગલામાંથી બહાર નીકળતાંજ મોટે સાદે બોલી પૂછ્યું.

" કંઇ નહીંજી,—જબ્બરા વાગી ગયું ! " હીરાએ રડતે ચહરે જણાવ્યું.

" શું વાગ્યું ? " જાંહગીરજીએ તેની આગળ જઇને સવાલ કર્યો.

" જી—જી—જી, આએ કોદાળી વાગી ગઇ. "

" પણુ તું અહીં કોદાળી સાથે શું કરતો હતો જે ! " જાંહગીરજીએ પૂછ્યું અને પછી લોહી વહેતું જોઇ બોલ્યા. " અરરર ! લોહી તો ઘણું જાયછ ! ગણુપત જા, બા, પાસેના હોટેલમાંથી દાદીબા શેઠને જરા જલદી બોલાવી લાવ. "

થોડીક વાર પછી દાદીબા ત્યાં આવ્યા. જાંહગીરજીએ હીરાની રમત વિષે અને તેના પગ ઉપર થયેલા જખમ વિષે દાદીબાને જણાવ્યું. હીરાનો જખમ સાફ કરી તેઓએ હોટેલમાંથી " ફાઇઅર્સ બોલ્સેમ " નામની દવા મંગાવી હીરાના પગ ઉપર લગાડી પાટો બાંધ્યો. હીરાની કુહાડી સાથની રમતથી દાદીબા શંકાશીલ થયા હતા. પાટો બાંધ્યા પછી દાદીબાએ હીરાને કહ્યું. " જોવ, હીરાજી, ખોદાયજી ચોરોને આ પ્રમાણેજ શિક્ષા કરેછ. હવે પેલી ચોરી વિષે ખરૂં કહી દેઓ, નહીં તો આએ જખમ ઉપર ફટકા પડશે. મને લાગેછ કે ચોરેલો માલ તમે અહીંજ દાટયોછ. "

" નહીંરે જી. " હીરાએ ટુંકામાં કહ્યું.

" હવે નન્નો વાસવાનું મૂકી દેઓ અને ખરૂં કહો નહીં તો ફરીથી ફટકાવીશ " દાદીબા ગુસ્સે થઇ બોલ્યા.

" મને માફ કરોજી, હું ખરૂં કહુછ. એ બધું અહીંજ છેજી. " હીરાએ રડતાં રડતાં જણાવ્યું.

" એ બધું છે કયાં ? જલદી બતાવો. "

" જી, હું ખોદતો'તો ત્યાંજ છે " હીરો બોલ્યો, "શું કરૂં ? કોઇએ વેચાતું લીધું નહીં તે અહીં સાથે લઇ આવ્યો. "

" ઠીક; ત્યારે ગણુપત, અહીં ખોદ, જોઉં. " જાંહગીરજીએ ફરમાવ્યું.

ગણુપત માળીએ ખોદવા માંડયું અને એક કપડાંમાં બાંધેલી નીચલી જણુસો તેણે બહાર કાઢીઃ-એક ઘડિયાળ, એક છેડો, બે વીંટી, એક બંગડી અને એક નેકલેસ.

" અરે આએ બાંગડી અને નેકલેસ કોણુની ચોરી લાવ્યો ? " દાદીબાએ પ્રશ્ન કર્યો.

" બાંગડી તો મારાં મમઈજીની છે,–બિચારાં મમઈજી આખું ઘેર ખુંદી નાંખતાં હશે–ને આએ નેકલેસ તો પેલી મડમ સાહેબનો છે " હીરાએ ખુલાસો કર્યો.

" ઠીક ! બધાંને લુટયાં ! સગાં–વહાલાંને, શેઠને અને પારકાંને ધુત્યાં ! ઠીક નંગ પેદા થયો હું ! " દાદીબા બોલ્યો, " ચાલો, બધું ઉંચકો ને બંગલામાં લઇ જાઓ. "

હીરાએ હુકમને માન આપી સઘળું ઉચકયું. તેઓ સઘળા બંગાલામાં આવ્યા અને દાદીબાએ કહ્યું.

" હવે તમારૂં શું કરવું ? હું તો તમને પોલીસના હાથમાં આપવા માંગું છ. "

" નહીં સાહેબ, મને એક વખત માફ કરો. ખોદાયજી પણ એક વખત માફ કરેછ. હું હવે સુધરી જવશ. જાંહગીરરી શેઠ, મને બચાવો, હવે વચન આપુંછ કે એવું કામ નહીંજ કરશ. "

" દાદીબા, આએ વખત એનો ગુનાહ આપણે માફ કરીએ અને બીજી વેળા એવું કામ એ કરશે તો જરૂર ચોકીમાં મોકલીશું." જાંહગીરજીએ જણાવ્યું.

" નહીં, નહીં, જાંહગીરજી બા, તમો ઘણા દયાળુ છો. એવા કમબખ્ત છોકરાઓને તો પહેલેથીજ ઠેકાણે લાવવા જોઇએ. તમે વાંચેલું કેની કે મુંબઇમાં એક સત્તર–અઢાર વર્ષના પારસી છોકરાએ ચેકની બુક ચોરી, તેના ઉપર ખોટી સહી કરી તેણે લોકોને ઠગ્યાં હતાં ? ધિક્કાર છે એવાં નઠારાં છોકરાં ઉપર ! લ્યાનત છે એવા શેતાનો ઉપર ! આગળ જતાં આએ હીરાજી કદાચ એથી વધુ ખરાબ કામ કરશે, માટે પહેલીથીજ એને ડામવો જોઇએ. "

" જોવ, સાહેબ, હું હવે નહીં કરશ, મને જવા દેઓજી " હીરાએ કાકલુદી ભર્યા અવાજે કહ્યું.

" આએ વખત માફ કરીશું, " પેસ્તનજી વચમાં બોલ્યા, "પણ બીજી વખત જો આવો વાંક થયો તો પોલીસના હાથમાંજ સોંપી દઇશું. ઠીક, નીકળો અહીંથી "

" નહીં નહીં, જાય કયાં ? અહીં આવો હીરાજી " દાદીબાએ હીરાને પોતાની આગળ બોલાવી જણાવ્યું, " પરવરદેગારે તમને હાથો આપ્યા છે તે ચોરી કરવા સારૂ નથી આપ્યા. આ પ્રમાણે ચોરી કરી તમો તમારાં માત–પિતાને તમારાં સગાં–વહાલાઓને અને તમારી કોમને ખરાબ લગાડો છો. હવે તમો સુધરશો એવી આશા રાખું છું. કેમ ? સુધરશો કેની ? "

"હાજી, સુધરી જવશ."

"અને નહીં સુધરે તેની જામીનગીરી શું?"

"હવે સાહેબ જરૂર સુધરી જવશ. મને જવા દેઓ અને જામીન-આમીન રહેવા દેઓજી." હીરાએ આજીજી કરી કહ્યું.

"ઠીક ત્યારે જાઓ અહીંથી." દાદીબાએ ફરમાવ્યું અને હીરો લંગડાતો લંગડાતો ત્યાંથી ચાલી ગયો અને દાદીબાનો નોકર ભાણ્યો ત્યાં આવી પહોંચ્યો.

"કેમ ભાણ્યા શું છે?" દાદીબાએ પૂછ્યું.

"આપને નામનો તાર આવેલો છે, છાબ." ભાણ્યાએ ટેલીગ્રેમ આપતાં કહ્યું. આ 'ટૅલીગ્રેમ' દાદીબાએ ઉખેડ્યો; તે તેમણે વાંચ્યો અને પછી જણાવ્યું.

"પેસ્તનજી શેઠ ત્યારે પરમ દહાડે મને અહીંથી ઉપડવું પડશે સરકારી કામ સારૂં જવું પડશે?"

"હાજી પરમ દહાડે "શું પરમ દહાડે?' અહીંથી ઉપડવું જોઇએ."

"ત્યારે દાદીબા એક બે વધુ દિવસો થોભી નહીં જાઓ, આપણે અહીંથી સાથેજ ઉપડીએ."

"નહીંજી. નહીં બની શકે."

"ત્યારે જાંહગીર દીકરા, આપણે બી દાદીબા સાથેજ ઉપડી જઇએ તો કેમ?"

"જેમ તમો મુરબ્બીજીની નેક નજરમાં આવે તેમ ખરૂં! હું તો ગમે ત્યારે આવવાને રાજી છુંજી," જાંહગીરજીએ જણાવ્યું.

"હા એત્રણુ સાથેજ ઉપડીશુ;" પેસ્તનજીએ પોતાનો વિચાર જણાવ્યો, "જાંહગીર દીકરા, આએ બંગડી છે તે એ છોકરાનાં મમઈ ઉપર મોકલી આપો. તમો એ લોકોનું સરનામું તો જાણતા હશો."

"હાજી, હું એ મોકલી આપીશ આ વીંટીઓ એજનને આપી દઇશું" જાંહગીરજીએ કહ્યું "અને આએ નેકલેસ મીસ સીમ્પસનને બોલાવી આપી દઉછુંજી. એ બિચારી શોધ્યા કરતી હશે."

"ધિટકાર છે એવા બુરા છોકરા પર! એ પથ્થરના રૂપે પેદા થયો હતે તો ધોબીને પણ કામ લાગતે!" દાદીબા બોલ્યા.

"કદાચ હીરો ભવિષ્યમાં સુધરશે." જાંહગીરજીએ જણાવ્યું. "સુધરે તો ખુશીની વાત! પેસ્તનજીબા, આજે મારેથી ફરવા નહીં અવાશે." દાદીબાએ કહ્યું. "મને મારા મિત્ર મિ. થોમ્પસનને છ વાગે મળવા જવું છે ચાલોજી, હું ત્યારે હવે રજા લઉ છું."

"હાજી, સીધારો, તમને હરઘડી ઘણી તકલીફ આપવી પડેછ.

માફ કરજો, દાદીબા." પેસ્તનજી બોલ્યા અને દાદીબા સલામ કરી હોટેલ તરફ કુચ કરી ગયા.

*　　*　　*　　*　　*

હીરો હરામી એક ખૂણામાં બેસી હુસકે હુસકે રડતો હતો. તે હવે પોતાની નઠારી ટેવ માટે દિલગીર બની પશ્ચાતાપ કરતો હતો. તેટલામાં મીસ સીમ્પસન ત્યાં આવી લાગી.

"એઈ, કયું રોતા?" મીસ સીમ્પસને હીરાને રડતો જોઈ પૂછ્યું.

"મય બોટ બોટા!" હીરાએ જવાબ આપ્યો.

"અચ્છા, યંગ રાસકલ, તુમ ચોર હય"

"હવે જાની મરની, તું ક્યાં સતાવા આવી? મડમરી. તુંને કેમ ખબર પડીજે?"

"હમકુ ખબર? શેઠને ખબર દીયા, યુ થીવિશ અર્ચિન!" (ચોટ્ટા પોર્યા!)

"હવે જાને, બાપુ જાને મરચી–ખરચી પછી કરજે આએ ચાબુકના ફટકા ઝણઝણી રહ્યાછ ને પગમાં દર્દ થાયછ તેમાં એ મરચાં–મરી નાંખવા આવીછ! જાઓ મેમસાબ, તુમ તુમારે જાઓ."

"શેમ ઓન યુ! એ નેકલેસ તુમને ચોર! 'શેમ્લેસ બ્રૂટ!' (બેશરમ ચંડાળ!)

"પતની અહીંથી! વળી દુઃખ પર ડામ એ ખૂટ મારવા આવીછ"!

"અબ પરસું કે દીન આપુણ જાયગેં! તુમ શેઠકી સાથ અંકલેશ્વર જાઓ, હમ મુંબઈ જાનેવાલે."

"જાની, ગમે ત્યાં મરની, મુંબઇ જા, લંકા જા, ગમે ત્યાં પતની?"

"અચ્છા સલામ, યુ યંગ રાસ્કલ." આમ બોલી મીસ સીમ્પસન ત્યાંથી ચાલી ગઇ અને હીરો મન સાથ બડબડતો બેઠો:

"એ વળી દુઃખ દેવાની બાકી હતી તે આવી મુઇ,—પણ હવે એવી દયાનત નહીં રાખું. એ બધાના ટાણા–ટપલા સમજતાં માથુંબી દુ.ખી આવુંછ, હવે કોઇબી દિવસ ચોરી નહીં કરૂં,–પણ હું કયાં ચોરી કરૂંછ જો? કોઇ નહીં જોય તેમ કંઇ ચીજ ઉંચકી લઇ સંભાળીને બાજુએ મૂકી રાખુંછ તે એ લોકો કહેછ કે ચોરી કીધી!–પણ નહીં, હવે એમ બી નહીં કરૂં. હવે બસ સુધરી જઈ ડાહયો ડોશો થાઉ! આએ ચાબુકના ફટકાથી તો મરવા પડયોછ અને કોદાળીના ફટકાથી તો લંગડો થયોછ!–એ દાદીબા ટોકચતુરનો કીડો ચવડી આવ્યો તે મારી ઉપરજ બધો ખાર કાઢયો!–એ

શીખેલો ભણેલો તે કોઈ દહાડેબી ચોરી તો નહીંજ કીધી હશે! નાલ્લો હશે ત્યારે ખાંડ ચોરીને તો જરૂર ખાધીજ હશે ને હમણા ખાલી લાહેરી કરેછ!—નહીં, નહીં, પણ હવે ચોરી તો હું નહીંજ કરૂં. હવે બસ એકદમ સુધરી જાઉં! હવે જલદી અંકલેશ્વર જઇએ તો સારૂં! હવે ધાખરો—નહીં મારે મારા શેઠ માટે એવો બોલ વાપરવો નહીં જોઇએ. એ મારા શેઠ ખંડાળેથી જલદી ઉડાંગરી કરે તો સારૂં!"



## પ્રકરણ ૨૬ મું.

## નક્કી નિશ્ચય.

ઝોહરા કયાં ગઇ હશે? કુંવર હોલ છોડી પોતાના શેઠાણીને એકલાં—અટૂલાં મૂકી ઝોહરા કયાં ગઇ હશે? મહોબતખાં નાળબંધ ઉર્ફે પરદેહપોશ પહેરેગીર સાથ ઝોહરાને પ્રીતિ બાઝી હતી એમાં કશો સંદેહ નહોતો. જેમ મધ ઉપર માખો ભમ્યા કરે તેમ મહોબતખાં ઝોહરા આગળ ભમીને પોતાનો પવિત્ર પ્યાર તેણીને દેખાડતો હતો અને જેમ પતંગિયું દીવા નજદીક આવી દીવા ઉપર મોહિત થઇ પોતાનો પ્યારો જાન ખોઇ નાંખે, તેજ પ્રમાણે ઝોહરા મહોબતને જોઇ અનંતુ મોહકઆકર્ષક થઇ પોતાનો વહાલો જાન તેને અર્પણ કરવાને ખુશી થતી હતી. ખરા પ્રેમાલ પુરૂષ સાથ લગ્નનાં ગાંઠથી જોડાવું એ એક સ્ત્રી માટે બહુ ડહાપણ ભર્યું છે, અને એક સ્ત્રીએ પોતાના હૃદયના ઉંડાણમાં પોતાના ભવિષ્યના ભરથાર માટે બેહદ પૂજ્યભાવ રાખવો એ ઘણું સલાહકારક છે તથા એક ભલી પતિવ્રતા સ્ત્રીએ પોતાના એક પૂરા આશકને પોતાનો પ્રાણ અર્પણ કરવો એ અત્યંત ફાયદાકારક છે એમ ઝોહરા ખાત્રીથી માનતી હતી, ત્યારે તેણી પોતાના વહાલા મહોબતની શોધમાં જઇ તેને શા સારૂ ભેટે નહીં. કુંવર હોલમાંથી નીકળ્યા પછી ચોથે દિવસે બપોરના આશરે બાર વાગે તેણી મહોબતને મળી; અને તેઓ બન્ને સચીન ગામની એક ખંડેર મસજીદ નજદીક ખુશ ગુફતેગો કરવામાં મશ્ગુલ બન્યાં હતાં.

"ત્યારે તું કાંય ન્હાસી આવી? ઝોહરા."

"મારો જીવ કંટાળી ગયેલો ને તમને જોઇને મારૂં મન ચકળમ થયેલું તે હું તો બા ન્હાસી આવી. બાઇને મેં કહ્યું કે મને રજા આપો, પણ બાઇ દિલગીરીમાં હતાં તે ના કહ્યું અને મને ઘણી અરજ કીધી કે તું મને ના છોડી જા."

'બાઈ દિલગીરીમાં કાંય વારૂ ?" મહોબતે પુછ્યું. "બાઇને હવે ત્યાં રહેવા કયાં ગમેછ જો ? પેલો વિઠ્ઠલ અને પેલા શેઠ બિચારાં બાઇને હાડમાર કર્યા કરેછ તેથી બાઇજી કંટાળી ગયાં છે. હવે તો એવન કુવો-ખુવો પૂરશે તેની મને તો બ્હીક લાગેછ."

"જો એમજ હોય તો આપણે બાઇજીને બચાવવાં જોઇએ. સમજ, ઝોહરા, આપણે હમણા છુપા વેશમાં ત્યાં જઇએ, બનતી કોશીશે બાઇને મળીએ અને સમજાવી પતાવીને એમને ત્યાંથી અંકલેશ્વર લઈ જઇએ. તારો શું વિચાર ? અંકલેશ્વર બાઈ આવશે કે ?"

"અંકલેશ્વર કયાં ?" ઝોહરાએ અધીરાઇથી પૂછ્યું. "એમના પિતાજીને ત્યાં; અને તું પણ મારી સાથે અંકલેશ્વર આવશે કેની ?"

"હા, ઘણી ખુશી સાથ. મારૂં રમકડું જ્યાં જાય ત્યાં જવાને હું તો રાજી," ઝોહરાએ જણાવ્યું.

"ઠીક, પણ જો તારાં ગામનાં ઓળખીતાંઓ તારી મશ્કેરી નહીં કરે હં ! મારી સાથે આવેછ તો ખરી, પણ લોકોની ઠઠ્ઠા-મશ્કેરી ને નિંદા સાંભળવી પડશે તેનો કંઇ વિચાર કીધોછ ?"

"એવી ઠઠ્ઠા-મશ્કેરીની કોણને પરવા છે. મેં શું એવું પાપી નીચ કામ કીધું છે કે જેથી લોકો મારી નિંદા કરશે ?"

"ચાલ, ત્યારે આપણે દુબરાંનો વેશ લઈ માથે ઇંડાંની ટોપલી મૂકી કુંવર હોલમાં તે વેચવા જઇએ. કેમ, આપણે ફાવીશું કે ?"

"અહા ! વહાલા, ઠીક તાલ શોધી કાઢી પણ મને તો એવો વેશ પહેરતાં શરમ લાગશે."

"લે તુને વળી શરમ લાગવાની ! જો શરમ લાગતી હોય તો મારી આગળ આવજ ના; એમ એવા ભલાં કામ માટે વેશ લેવોબી પડે તેમાં શરમાવાનું શાનું ? મેં રતન દુબરા પાસે એ બધાં કપડા પણ લીધાંછ."

"ઠીક ત્યારે ચાલો, તમો કપડાં પહેરી આવો હું બી તુરત પહેરીને આવી લાગુંછ, પણ મને બરાબર પહેરતાં આવડતાં નથી તે ! ઓ બાપરે ! આએ બધા ચુડા હાથપર પહેરતાં તો મારો દમ જતો રહેશે !"

"ધીમે ધીમે પહેરજે." મહોબતે જણાવ્યું.

આશરે પા કલાકમાં બંન્ને તૈયાર થયાં અને કુંવર હોલ તરફ જવા સારૂ ઉપડયાં. રસ્તામાં ગમન કરતાં, ગીતો ગાતાં અને મીઠી વાતો કરતાં તેઓ ચાલ્યાં. રસ્તો તદ્દન એકાંત હતો તેથી આ આશુક-માશુકનું જોડું છુટથી વાતો કરવાને અચકાતું નહોતું.

"ઝોહરા." મહોબતે થોડો રસ્તો કાપ્યા પછી પૂછ્યું: "એકનાં કરતાં બે જનનો ખર્ચ વધારે થાય એમ તું માને છે કે નહીં ?"

"વાહ વાહ! મિયાં બજરબટુ, એ વળી કેવો સવાલ ?"

"કેવો વળી? ઘણો અક્કલવંત!" મહોબતે કહયું.

"હું તે શું? ફરીથી બોલોને." ઝોહરાએ જણાવ્યું.

"હું એમ પૂછુંછું કે એકના કરતાં બે જનનો ખર્ચ વધારે થાય શું?"

"એ તો-એ તો જેવી જેની કરકસર અને અક્કલ!"

"હા એ તો ખરૂં! પણ જેને માટે હું મારા મનમાં વિચાર રાખી બેઠો છું તેનામાં કરકસર ને હુશિયારી હું જોઉં છું ખરો!"

"ઠીક! મિંયા, વાહ! તમો તો બડા નજુમી લાગોછ."

"તને તો નજુમ જેવું લાગેછ! પણ ખરૂ કહું છું કે જો તેણીની સાથ શાદીનાં ગાંઠથી હું જોડાઉં તો હું સુખી થાઉં ખરો!"

"તે તો બા કોણ જાણે?" ઝોહરાએ જણાવ્યું. "કોણ જાણે?! લે, એ વાત તું નહીં જાણે એ જો ઢોંગ લગાવેછ તે! હવે ઝોહરાબાઇ ડોળ ઘાલવાનું છોડી દો, કારણકે પેલો કહે તેમ-

'છુપી ના રે' પ્રીતડી, છુપ્યા ના રે' નુર.

છુપ્યા ના રે' રાજની, ને છુપ્યા ના રે' શુર.

"બસ, બસ, હમણા તો તમારી ગડબડ બધ કરો, નાજાં-બાઇની આગળ જઇ આવ્યા પછી બધી વાત."

"હા ઠીક કહયું." મહોબતે જણાવ્યું. "નાજાંબાઇને અંક્લે-શ્વર લઇ જઇએ અને પછી આપણે શાદીના ગાંઠથી જોડાઇ એક થઈ જઇશું. કેમ કબુલ કે નહીં?"

"હા રે હા, કબુલ. એમ શું મારો હાથ દાબી મુકોછ જો?"

"ત્યારે હું ઘણો ખુશી." મહોબત બોલ્યો.

"પણ મહોબત, આપણે નાજાંબાઈ આગળ જઇશું કેમ?" ઝોહરા બોલી, "કોઇ પહેરગીર તો હશેજ."

"અરે કાંઈ કાળું-ધોળું કરશું. ગભરાયછ શાની?" મહોબતે જણાવ્યું, "જો તે દિવસે તું કહેતી હતી કે બાઇને હંસના ઈંડા ઘણા ગમેછ અને તે ઈંડાં ઉપર કોતરાવીને બાઇ કંઇ ભરે છે, માટે હંસના ઈંડાં વેચવા આવ્યા છીએ એમ કહી અંદર જવાને કોશીશ કરીશું."

"હા, હા, ઠીક, એજ તાલ લગાવીશું." ઝોહરા બોલી અને તેઓ બંન્ને થોડે રસ્તે ચુપ-ચુપ ચાલ્યાં અને પછી વારા ફરતી ગીતો ગાતાં તેઓ આગળ વધ્યાં. કુંવર હોલના કમ્પાઉન્ડ આગળ તેઓ આવી પહોંચ્યાં. દરવાજા ઉપરના દુબરા દરવાન સાથ મહોબત આશરે પાંચેક મિનિટ કંઇક વાત કીધી અને તેઓ બંન્ને

દરવાજામાં દાખલ થઇ શક્યાં. હૉલ તરફ આવી લાગ્યાં અને સારા ભાગ્યે હૉલનો પહેરેગીર ઓટલા ઉપર ઊંઘતો હતો એટલે તેઓને કશી વધુ હરકત પડી નહીં, ઝોહરા ધસારાબંધ પહેલે નાજાંબાઇનાં સુવાના ઓરડા તરફ ચાલી ગઇ. બારણું જે અળગું હતું તે તેણીએ હળવેથી ઠેલ્યું અને નાજાંબાઇ જે પલંગ ઊપર ઉદાસી બની સુતાં હતા તે પલંગ ઉપરથી છલંગ મારી જલદી ઉઠયાં. નાજાંબાઇનો ચેહેરો તદન ફિક્કો દીસતો હતો. તેમનું શરીર દુર્બળ જણાતું હતું અને તેમની આંખ્યો લાલચોળ બની હતી. વિઠ્ઠલના ગયા પછી ત્રીજે જ દિવસે નાજાંબાઇને લીમજી તરફથી એક ચીઠ્ઠી મળી હતી જેમાં જણાવ્યું હતું કે લીમજીની તબિયત નરમ હોવાથી બીજે આતવારે લીમજીથી કુંવર-હૉલ તરફ આવી શકાશે નહીં. આ ચીઠ્ઠી વાંચ્યા પછી નાજાંબાઇ શોક અને ચિંતાથી ખિન્ન થઇ ગયાં હતા અને ગમગીનીને લીધેજ નાજાંબાઇનું એક વેળાનું મજબુત સુંદર શરીર અર્ધ-સુવું થઇ ગયું હતું.

" એ કોણ ? " નાજાંબાઇએ પલંગ ઉપરથી છલંગ મારતાં પૂછ્યું.

" કોઇ નહીં, બાઇ સાહેબ, એ તો તમારી દાસી ઝોહરા "

" હં ! કોણ ? ઝોહરા, મારી ઝોહરા " નાજાંબાઈ ખુશાલીમાં આવી બોલ્યાં. " મરેરે ! આય તારો કેવો અવતાર ! એ એવું કાંય ચીંદડે હાલ પહેરીને આવી ? "

" બાઇજી, મારો અવતાર તો ઠીક છે, પણ તમારા શરીરના હાલ કેવા થાય છે તે તમને માલુમ કયાં છે ? "

" તે શું કરૂં ? ઝોહરા આખો વખત અહીં ઝૂર્યા કરવાથી અને ગમગીનીમાં ગીરફતાર બનવાથી મારા બુરા હાલ થયા હોય એમાં નવાઇ નહીં, પણ તું કયાંથી આવી ? તું કયાં ગઇ'તી ? મને કાંય છોડી ગઈ ? " આ પ્રમાણે નાજાંબાઇએ ઉતાવળથી સવાલો પુછ્યા.

" બાઇજી, હું તો અહીંથી કંટાળીને ચાલી ગઈ હતી તે પાછી તક મળતાં હું તમને મળવા આવી છું. "

" કેવી ભલી છોકરી : ઝોહરા, મારી આગળ તું રહે તો કેવું સારૂં ! "

" નહીંજી, હવે મારેથી નહીં બને, કારણ કે હું તો હવે શાદીના ગાંઠથી જોડાવાની છું. "

" મરેરે ! તું શું બકેછ ? મારી મશ્કેરી કરેછ શું ? " નાજાંબાઇ બોલ્યાં. " કોણની સાથ પરણવાની છે ? તું તો આટલા બધા દિવસો મારી આગળ રહી અને એકાએક તારો વર તેં કેમ શોધી કાઢયો ? "

"બાઇ સાહેબ, એવો વેશ ધારણ નહીં કરીએ તો અંદર દાખલ થવા પણ કોણ દે? એ તો આવા વેશથી, અને આપના નવા દુબરા ચોકીવાનને ચાર આના આપવાથી તથા હોલનો પહેરેગીર ઉંઘમાં પડેલો હોવાથી આપ આગળ આવવાને હમો સામર્થવાન થયાં છીએ," મહોબતખાંએ નમન કરી જણાવ્યું.

"બાઈ સાહેબ, તમારૂં મોં કેવું ઉતરી ગયેલું લાગેછ?" છોકરા બોલી.

"હા, મેં તુંને એક વખત કહ્યું કેની કે દિલગીરી, ચિંતા અને દુઃખથી મારી આવી હાલત થઇ છે."

"પણ બાઈ સાહેબ, એ દિલગીરી ને દુઃખ દૂર કરી શકાતાં હોય તો આપ તે શા સારૂ દૂર નહીં કરી શકો?" મહોબતે પૂછ્યું.

"કેમ દૂર થાય, બા, એ કેમ દૂર થાય? તું કશું વધુ જાણતો નથી એટલે તુંને હું શું કહું?" નાજાંબાઇએ આંખમાં આંસુઓ લાવી જણાવ્યું.

"અરે બાઇજી હું બધું જાણું છું; આપની સઘળી હકીકતથી હું વાકેફ છું.—આએ છોકરા કરતાં વધુ હકીકતથી હું વાકેફ છું. હું આપના સગા જાંગીરજીને પણ ઓળખું છું. આપના વહાલા પિતાજીને પણ હું પિછાનું છું."

નાજાંબાઈ આ વાક્યો સાંભળી જરા ચોંકયાં, અને પછી બોલ્યાં. "તમો અંકલેશ્વરના રહીશ હશો ત્યારે?"

"નહીંજી, હું અંકલેશ્વરનો રહીશ નથીજી. હું તો આપના પેદરનો હકીમ છું અને જાંગીરજી શેઠનો નોકર છું."

"શું? એ શું બોલો છો? તમને ત્યારે જાંહગીરજીએ હમણા નોકર તરીકે રાખ્યા હશે?"

"નહીંજી, હું અહીં પહેરેગીર તરીકે આવ્યો તેની અગાઉ હું એમની નોકરીમાં હતો. આપ માટે મેં ઘણું સાંભળ્યું હતું અને આપની દિલગીરી વિષે અહીં પહેરેગીરની નોકરીએ આવ્યા પછી આએ છોકરા તરફથી વધુ જાણ્યું. આપ બાઇ સાહેબ શા સારૂ એવી દુઃખી અને કંટાળા ભરેલી જીંદગી ભોગવો છો? જો આપ અહીં કંટાળી ગયા હોય, જો આપને અહીના સર્વ હવે ધિક્કારતાં હોયે તો શા સારૂ હજી અહીં રહેવાને દુરસ્ત ધારો છો?" મહોબતખાંએ સમજાવીને કહ્યું.

"હા, બાઇ સાહેબ, તમો શું કામ હવે અહીં રહો છો? તમારાં પેદરને ત્યાં જાવો તો કેવું સારૂં!" છોકરા પણ બોલવા લાગી, "એવણ તમને અહીંથી સમજાવીને અંકલેશ્વર લઇ જવા

સારૂજ આવેલા છે. વિઠ્ઠલને છેતરી એત્રણ અહીં પહેરેગીર તરીકે રહી, તમને દુઃખમાંથી છોડવવાના વિચારથીજ આવ્યા હતા."

"પણ મારેથી કેમ અવાય? મને હવે ખરાબ લાગે—હું દુઃખ અને દિલગીરીમાંથી છુટું તો ખરી, પણ ઝોહરા આએ આવા પહેરામાંથી કેમ નીકળાય?"

"અરે એ તો બાઇ સાહેબ મારા હાથમાં છે." મહોબતે કહ્યું. "આપની મરજી હોય અને આપના વહાલા પિતાજીને ઘરે જવા ઇચ્છતાં હોય તો હું તમને ત્યાં સહેલાઇથી સહી સલામત લઇ જઇ શકીશ; બસ ફક્ત આપની ઉલટ અને ઇચ્છા જોઇએ."

"બાઇજી, હું બી તમાની સાથે આવીશ; તમારે કશી ફિકર કરવી નહીં." ઝોહરા બોલી.

"અહા! ત્યારે તો હમણાજ મને લઇ જાઓ." નાજાંબાઇ ઉલટમંદ થઇ બોલ્યાં "ચાલો હું આવુંછ—પણ સબર—ટીકીટના પૈસાબી મારી પાસે નથી તેનું કેમ?

"એ તો સઘળું થઇ રહેશે." મહોબત બોલ્યો, "આજે તો જવાશે નહીં, પણ કાલે અમો અહીં પાછાં આવીશું અને આપ તૈયાર થઈ અહીંજ સહવારનાં આઠ વાગે રહેજો અમો અહીં—

"પણ હા, ઝોહરા, મારી પાસે વીસ રૂપીઆની નોટો છે ખરી, હમણાંજ મને યાદ આવ્યું" નાજાંબાઇ વચમાં બોલ્યા "તમો બન્ને જરૂર આવજો."

"હા, બાઇજી, જરૂર હું ને ઝોહરા સવારમાં આવીશું. અમો હવે જવા માટે રજા લઇશું." મહોબતે કહ્યું.

"જો, ઝોહરા તું જરૂર આવજે હં! પરવરદેગાર તમારૂં ભલું કરે! હવે દુઃખને સંતાપમાંથી હું છુટું તો સારૂં! તમો બંન્ને જરૂર આવજો હં!"

"હારે, બાઇ સાહેબ, જરૂર આવીશું. તમો બે ફિકર રહેજો. ખુદા હાફેઝ!" ઝોહરાએ જણાવ્યું અને મહોબત તથા ઝોહરા ત્યાંથી ઝડપી પગલે કુચ કરી કુંવર હોલના કમ્પાઉન્ડની બહાર નીકળ્યાં.



## પ્રકરણ ૨૭ સું.

## સફળ તદબીર.

"હેં! શું કામ છે?" કુંવર હોલનો નવો પહેરેગીર બીજી સવારે આશરે આઠ વાગે મુસલમીન પોશાકમાં સજ થયલી એક મરદ

અને એક ઓરતને ઉપર ,જણાવ્યા પ્રમાણે સવાલ કરતો ઉભો હતો. તે મુસલમીન મરદના હાથમાં એક પત્રાંનો દાબડો હતો અને ઓરતના હાથમાં એક કંડિયો હતો જે બે મરઘીઓથી અને પાંચ છ ઇંડાંથી ભરેલો હતો.

"હેં ! શું કામ છે ?" તે પહેરેગીરે એક વાર ફરીથી પૂછ્યું અને પેલા મરદે ઉત્તર વાળ્યો: "બાઇ સાહેબને માટે મરઘીઓ તથા ઇંડાં લાવ્યા છીએ."

'પણ એ દુમરાએ .તમને કમ્પાઉન્ડમાં આવવાજ કેમ દીધાં ? ઠીક. પાછાં ચાલ્યાં જાઓ. અંદર જવાની પરવાનગી નથી ?" તે પહેરેગીરે જણાવ્યું.

"ભાઈ, આ તો બાઇ સાહેબનું કામ છે. એટલે એમાં પર-વાનગી શાની જોઇએ ?"

"બસ, નહીં જવાય !"

"મારેથી નહીં જવાય પણ આ બાઇથી તો અંદર જવાશે ને ?" પેલા મરદે પૂછ્યું.

"પણ કામ શું છે ?" પહેરેગીરે ફરીથી સવાલ કર્યો.

"બાઇ સાહેબને મરઘી અને ઇંડા વેચવાં છે. અમો અગાઉ પણ વેચી ગયાં હતા, માટે સિપાઈ સાહેબ, ગરીબ ઉપર દયા લાવો તો ઉપકાર થશે." પેલી ઓરતે મધુર અવાજે કહ્યું અને પહેરેગીર ઉપર કંઇક અસર થઇ. તે ઓરતને અંદર જવાની પરવાનગી મળી અને પેલો મુસલમીન જવાન આ પહેરેગીર સાથ બહાર વાતો કરતો ઉભો રહ્યો:

"આ બંગલો કોણનો છે ?" મુસલમીન મરદે જીજ્ઞાસા દેખાડી પૂછ્યું.

"શેઠનો."

"કયા શેઠનો ?"

"ગામના શેઠનો." પહેરેગીર બોલ્યો.

"ગામના શેઠ કયા ?"

"પેલા બે પગવાલા અને બે આંખવાલા." પહેરેગીરે જરા ચીડાઇને જવાબ આપ્યો.

"હેં ત્યારે તો લંગડા પણ નથી ને આંધળા પણ નથી," પેલો મુસલમીન બોલ્યો.

"હા" પહેરેગીરે ટુંકમાંજ કહ્યું.

"પણ શેઠને નાક તો છે ને કે નકટા છે?"

"હેં ! શું ? મિંયા, તમારી લુલીને જરા કાબુમાં રાખી બોલો." પહેરેગીરે સહેજ તપી જઇને કહ્યું.

" પણ તમને પૂછું છું તેનો જવાબ તમો આપતા નથી અને આટલાં બધા ગુસ્સે કેમ થાવો છો? ભાઇ, આમ આટલા બધા ખફા ના થાવો, સિપાઇ બચ્ચાએ તો ગરીબ ઉપર હમેશાં મહેરબાની દેખાડવી જોઇએ ! "

" ઠીક, પણ તમો મરઘી શા સારૂ વેચવા આવ્યા છો ? " પહેરેગીરે પૂછ્યું

" પેટને ખાતર, ભાઇ, પેટને ખાતર ! "

" તે કેટલા પૈસા મળશે ? "

" બે મરઘીના આશરે પાંચેક રૂપિયા મળશે ખરા ? "

" શું ? પાંચ રૂપિયા ! હેં ! બે મરઘીના પાંચ રૂપિયા ? "

" હા, ભાઈ, " પેલા મુસલમીને કહ્યું.

" મરઘીઓ આટલી બધી મોંઘી કેમ ? અહીં ગામમાં સાત આના આઠ આનાની એક મરઘી મળે ને તમો એક મરઘીના અઢી રૂપિયા લેઓ તે તો ગજબજ થયો ! "

" પણ મરઘી જોઇ છે કે ? સિપાઇ સાહેબ "

" હા, જરા ફરએને માતેલી હશે, તોયે શું થયું ? દશ આના, બાર આના ઘણા થયા ! "

" અરે સિપાઇજી ! એ દશ આના બાર આનામાં જે મરઘી મળે તેને માટે મરઘીનેજ ઇંડાં ઉપર સેવન કરવા બેસાડવામાં આવે છે, પણ અમો લોકો તો પહેલે ઇંડાંને સાફ ધોઇને ઘરમાં મેલી છાંડીએ છીએ ને પછી વિલાયતી સાંચામાં ઇંડા સેવન કરવા મૂકીએ છીએ. એટલે પૈસા વધારેજ લઇએ તો ! "

" શું ઉરૂ ? આ તો કંઇ નવી રીત ! " પહેરેગીરે અજબ થઇ કહ્યું.

" હા, રીત તો નવી છે, પણ કોઇને એ રીત દેખાડી શકાય નહીં. ભાઇ, પૈસા એમજ મળે તો ! જરા ખંત રાખી ઇંડાને સાંચામાં ફેરવ ફેરવ કરીએ તો મરઘીનું પીલું એવું ૫રએ ને ફાંકડું નીકળે કે બોલવે વાત નહીં ! પછી તે પીલાંની જતન લઇ મોટું કરીએ તો કોઇ વેળા એક મરઘીનાજ પાંચ રૂપિયા મળે !"

"હં ! એમ ? મને તો આ ગપ લાગેછ !" પહેરેગીરે કહ્યું.

" ખરૂં કહું છું,—ભાઇ ખરૂં કહું છું, મારા જાનના સમ ! " આમ જણાવી પેલા મુસલમીન મરદે પોતાની સાથે લઈ આવેલો દાબડો ઉઘાડયો અને તેમાંથી પાનની બે બીડીઓ કાઢી, એક પહેરેગીરને આપી અને બીજી પોતે ખાધી પહેરેગીરે ખુશી સાથ આ નજીવી ભેટ સ્વીકારી અને પાનનો મુખવાસ કરવા માંડયો. થોડીક પળો સુધી પહેરેગીરે તે મુસલમીન સાથ મરોલી ગામની લાગી વાતો કીધી અને

પછી પહેરેગીરની શુદ્ધિનું ઠેકાણું રહ્યું નહીં તથા તે બેભાન થઇ અબોલ પડી રહ્યો.

"ચાલો, ચાલો, ઝોહરા, બાઇને લઇને જલદી બહાર નીકળો, વખત પણ થવા આવ્યોછ," પેલા મુસલમીન મરદે હવે બુમ પાડી. આ મુસલમીન ગ્રહસ્થ મહોબતખાં નાળબંધ ઉર્ફે પરદેહપોશ પહેરેગીર ઝોહરા સાથ ત્યાં આવ્યો હતો. ઝોહરા જે નાજાંબાઇના ઓરડામાં જઇ તેમને તૈયાર કરવામાં મદદ કરતી હતી તે મહોબતના બોલો સાંભળી નાજાંબાઇ સાથ ધસારાબંધ બહાર આવી. તેઓ ત્રણે હવે ઉતાવળે પગલે કુંવર-હોલ છોડી પછવાડેના રસ્તેથી કુચ કરી ગયાં. મહોબતે એક ગાલ્લાંની ગોઠવણ કરી રાખી હતી જે કુંવર—હોલથી આશરે પા માઇલ દૂર ઉભું રહ્યું હતું. તેઓ સર્વ ગાલ્લાંમાં બેઠા અને ગાલ્લું નવસારી તરફ જવા માટે ઉપડયું. બળદો વિજળી વેગે આગળ વધ્યા અને ગાડાંવાળો ખુબ જોશમાં ગાલ્લું હંકારવા લાગ્યો.

"બાઇજી સાહેબ, આપણે પહેલે નવસારી જઇશું," મહોબતે ગાડું થોડુંક આગળ ચાલ્યા પછી કહ્યું. "અને નવસારીનાં સ્ટેશન પરથી આપણે બેસીશું."

"હા, બરાબર છે, તમે ઠીક અકકલ વાપરી છે સુરત જતે ને વખતે પેલો નાપાક વિઠ્ઠલ કે કોઇ ઓળખીતું મળી જતે તો પીડા!" નાજાંબાઇએ હીંમત રાખી જણાવ્યું.

"અરે પીડા શાની? બાઇ સાહેબ, જરા હીંમત રાખી કામ લઇશું તો તમારા પિતાજીને ઘેર સહીસલામત પહોંચીશું."

"તમારે મ્હોંને શાકર!" નાંજાબાઇ મોઢું મલકાવીને બોલ્યા, "ખુદા તમારૂં ભલું કરે!"

"બાઇજી તમો હવે જરા ખુશીમાં હશો?" ઝોહરાએ પુછયું.

"ઝોહરા, ખુશાલી તેમજ દિલગીરી બંને હમણાં તો મારાં દિલમાં ભરાઇ બેઠીછે."

"પણ દિલગીરીને હવે હાંકી કાઢવી જોઇએ" મહોબતે કહ્યું.

"મહોબત વહાલા, એમ દિલગીરી દુર થઈ શકતી હોય તો પછી?—" ઝોહરા વચમાં બોલી, "બાઇજીના દિલમાં દિલગીરી તો જડ ઘાલી બેઠી છે, એટલે વખતનાં વહેવા સાથ તે દુર થશે."

"ઝોહરા, એમનું નામ તો પરદેહપોશ છે ને તું મહોબત કરી કાંય બોલાવેછ?" નાજાંબાઇએ પૂછયું.

"બાઇજી એમનું ખરૂં નામ મહોબતજ છે; અને વળી મારી સાથ માયા મહોબત એકદમ જલદી બાઝી તેથી હું તો એજ મીઠાં નામથી એમને બોલાવીશ."

" અરે તું તારે ગમે તે નામ આપ જેની !" નાજાંબાઇ બોલ્યાં, " બાઇજી, ખરૂં કહું " મહોબતે જણાવ્યું " પહેલ વહેલે તો મારાં બીબીએ મારૂં નામ બજરબટુ આપ્યું હતું."

" મરેરે શું ? બજારટટુ ! એ વળી કેવું વિચિત્ર નામ ? કેમ, ઝોહરા, એવું નામ કાંય આપ્યું વારૂં ? "

"બાઇજી, બજારટટુ નહીં; બજરબટુ. એ નામ આપવાનો ભેદ તો ઘણો ઉંડો છે.'' ઝોહરાએ જણાવ્યું "હા, હા ! ઘણોજ ઉંડો છે ! જો વાત લાવીછ તે !" મહોબત બોલ્યો, "હવે બાજુ મેલ તારો ભેદ ! બાઇજી, તમારી સેકન્ડ કલાસની ટીકીટ કરાવીશું અને અમો માટે થર્ડ કલાસની ટીકીટ લઇશું. "

" ત્યારે મને એકલું બેસવું પડશે. " નાજાંબાઇએ જણાવ્યું. " હા, બાઇ સાહેબ, એમ તો ખરૂં. તમારા આવા દમામને ભપકા સાથ થર્ડમાં કંઇ બેસાય ?" ઝોહરા વચમાં બોલી.

" અરે ચાલશે, ચાલશે. હું પણ થર્ડમાં બેસીશ. "

" ના, ના, બાઇજી, એમ નહીં બને. અમો તમારા ડબ્બાની પાસેજ બેસીશું એટલે કશી અડચણ નહીં," મહોબતે કહ્યું.

" ઠીક, ત્યારે એમ કરજો, " નાજાંબાઇ બોલ્યાં. " મહોબત મિયાં તમે તો ડૉકટરનું કામ પણ જાણો છો કેની ? તમે મને કહ્યું હતું કે મારા બાવાજીના હકીમ તરીકે તમે કામ કીધેલું હતું.".

" હાજી, મહેરબાન બાઇજી. તમારો સેવક થોડું-ઘણું હકીમાને લગતું જાણેછ ખરો !"

" કેમ, મહોબત "બારા કોશના માંડવા" વાળી વાત માંડી કે ?" ઝોહરા ટકોરમાં બોલી ઉઠી, " કેમ, ટાંઢ પહોરની તોપ લગાવી કે?"

" નહીં, નહીં. તોપ શાની જો ! ઝોહરા, હું હકીમું જાણું છું. "

"ઠીક, મહોબત મિંયા, ત્યારે આએ મારા પગના તળીયામાં આગ બળ્યા કરેછ માટે શું કરૂં ?" નાજાંબાઇએ પૂછ્યું, "કેટલો વખત થયો બસ એમાં એવા બળતરા થાય છે કે બોલવે વાત નહીં. મેં સુરતથી દવાઓ મંગાવીને લગાડી, પણ કંઇ વળતું નહીં."

" બાઇજી, અંગ્રેજી દવા દેશી વૈદાં આગળ કુચ્છ બિસાદમાં નથી હું તો કહું છું કે આએ આપણા દેશમાં ઝાડના મુળિયામાંથી અનેક જાતની દવાઓ સહેલાઇથી મેળવી શકાએ પણ કોઇ તેની દરકાર કરતુંજ નથી તે ! સાદા અને સહેલા દેશી ઉપાયો દરેક દુઃખ માટે ઘણા છે, પણ હમણા હમણા લોકો તે પસંદ કરતાજ નથી. જોવ, આએ તમારા પગ માટે હું સેહલો ને સુતરો ઇલાજ બતાઉં છું. તે જો ઉપયોગમાં લેશો તો ખચીત બે દિવસમાં તમને ફાયદો થશે.

ચમેલી અથવા મોગરાંનાં તેલની સાથે થોડુંક પાણી મેળવી તે તળિયાં પર ચોપડશો તો બળતરા બે-ચાર દિવસોમાં બંધ થઇ જશે.”

“હં ! ખરેખર ! લાવની ત્યારે ઘેર ગયા પછી તે અજમાવી જોઉં ! ” નાજાંબાઇએ જણાવ્યું.

“ હા, બાઇજી, જરૂર અજમાવજો, ફાયદો માલુમ પડશેજ.”

“મહોબ્બત, ત્યારે મારા આએ ખીલ માટે શું ? તેની દવા તો કંઇ બતાવોની; આટલા દિવસો થયા મોંઢા ઉપર ખીલ જોયા કરો છો ને તેને માટે તો તમે કશી દવા કહેતા નથી,” ઝોહરા બોલી.

“તુંને હું દવા પછી બતાવીશ.” મહોબતે કહ્યું.

“નહીં નહીં—કહો તો ખરા !” ઝોહરાએ આજીજી કીધી, મને તો કહો કે શું લગાડવું ?”

“ઝોહરા, મઠનો થોડો આટો લઇ તેને સરકામાં ભીંજવી ખીલ ઉપર ચોપડશે તો તે તદન નીકળી જશે, અને નહીં તો,—જો એમ કર; દરાખના ઝાડનું લાકડું મળે તો તેને બાળી તેની રાખ સરકામાં મેળવીને ચોપડ તો તેથી સઘળા ખીલો સાફ થઇ જશે.”

“ઓહો ! દરાખના ઝાડો કયાં શોધવા જાઉં ઝોહરાએ પૂછ્યું. ?”

“પણ ત્યારે તું મઠના લોટને સરકામાં ભીંજવીને લગાડી તો જો. પછી સાફ નહીંજ થાય તો હું દરાખના ઝાડનું લાકડું લાવી આપીશ.”

“ઠીક, કાલે હું જરૂર એ લગાડી જોઇશ.” ઝોહરાએ જણાવ્યું અને તેઓ હવે થોડી પળો સુધી ગુપચુપ બેઠાં; પછી અંગ્રેજી અને ગાયકવાડી રાજ્ય વચ્ચેની સરખામણી કીધી અને ત્યાર પછી ઝોહરાએ નાજાંબાઇના કહેવાથી મધુર અવાજે સુંદર ગીતો લલકાર્યાં અને મહોબત તથા નાજાંબાઇને પોતાના મીઠા હલકથી રીઝવ્યાં; રસ્તો જલદી કપાયો અને બળદો પણ ખુબ જોશમાં દોડવા લાગ્યા અને તેઓ હવે નવસારી સ્ટેશનથી અડધે માઇલ દૂર હતાં. હવે ગાલ્લાંની આસપાસ પડદો કરી લેવામાં આવ્યો કે કોઇની નજર આ ટોળી ઉપર પડે નહીં. જેમ જેમ સ્ટેશન નજદીક આવતું ગયું તેમ તેમ નાજાંબાઇનું હૈયું બ્હીકથી થરથર ધ્રુજતું રહ્યું; પછી અનેક વિચારો તેણીના મનમાં સ્ફુરી આવ્યા અને આ વિચારોએ તેણીમાં ગમગીની અને ખુશાલીની મિશ્ર લાગણીઓ ઉત્પન્ન કીધી. પોતાના એક વેળાના વહાલા સીમ માટે તેણીને હવે જરા દુઃખ થતું હતું પણ

પોતાના પ્યારા પિતાને એકવાર ફરીથી તેણી મળશે એવા વિચારથી તેણીનું હૈયું હર્ષને લીધે તે વેળા ફુલાવા લાગ્યું; પણ એટલામાં ધમકી રૂપી એક કઠોર અવાજ સાંભળતાંજ નાજાંબાઇનો હર્ષ હવામાં ઉડી ગયો અને ફરીથી ધાસ્તી તથા ચિંતાએ તેણીના દિલમાં ઓચિંતુ ઘર ઘાલ્યું.

---

## પ્રકરણ ૨૮મું.

## પુનઃ મેળાપ.

સ્ટેશનથી થોડે દૂર એક મુસલમીને બૂમ પાડીને ગાલ્લું અટકાવ્યું: "ખડે રહો! અગાડી મટ જાને દો." તેણે ઘાંટો પાડી ફરમાવ્યું અને ગાલ્લાંની અંદર બેઠેલાં સર્વ ચોંક્યા, ધ્રુજ્યાં અને ચિંતાતુર બની જરાએ શાંતિ રાખી શક્યાં નહીં.

"મરેરે! એ કોણ હશે? મુવા છૂટાં!" નાજાંબાઇ હૃદય ભેદક અવાજે બોલ્યાં.

'મહોબત, એ તે શું કર્યું? ફસી મુવાં'' ઝોહરા ગભરાટમાં બોલી.

"ગભરાવો ના. હું બહાર નીકળીને જોઉં છું." મહોબતે બંન્નેને હીંમત આપી કહ્યું અને ણે પડદો જરા ખસેડીને બહાર જોયું. આ વેળા નાજાંબાઇની દિલગીરી અને ચિંતાનો કશો પાર રહ્યો નહીં; તેણીના પગથી તે માથાં સૂધી જાણે બરફ પ્રસરી રહ્યો અને તેણીનું શરીર ઠંડુગાર થઈ ગયું.

"તુમ કૌન હય?" મહોબતે પેલા મુસલમીનને દમામમાં પૂછયું.

"ઇદર સવાલ નહીં પૂછના અઇ બેશરમ દગલબાજ! તુમારા ઔર સબકા શીર ફુટ જાયેગા."

આ ધમકી સાંભળી નાજાંબાઇએ ગભરાઇને રડવા માંડયું, અને મોતીના દાણા જેવા આંસુઓ તેણીની આંખોમાંથી દડદડ વહેવા લાગ્યાં. ઝોહરાની આંખ્યો પણ અશ્રુબિંદુઓથી ભરાઇ ગઈ.

"હઝરત, તુમ કૌન હો? બોલ દો, પીછે અપન સબકો બહાર નિકાળેગેં."મહોબતે હીંમત રાખી કહ્યું.

"વિઠ્ઠલ શેઠકા મયેં નોકર, ઔર ઇસકા મયં સરદાર!" પેલા મુસલમીન જેણે પોતાનું મોઢું રૂમાલથી અડધુ ઉપર ઢાંક્યું

હતું તેણે દમામમાં જણાવ્યું. આ બોલો સાંભળતાં નાજાંબાઇના તથા ઝોહરાના પેટમાં વધુ ફાળ પડી અને નાજાંબાઇએ એક તિક્ષ્ણ ચીસ પાડી.

" બાઇજી ગભરાવો ના," મહોબતે જણાવ્યું " હું એને પુરો પડીશ. એ શું એના મનમાં ખાંડ ખાતો હશે ? "

" વાહરે મિંયા વાહ ! " પેલા, મુસલમીને હવે હસીને અને પોતાનો અવાજ બદલીને કહ્યું, " શું ખાંડ ખાતો હશે ! ના મિંયા, ના, હું ખાંડ તો ખાતો નથી ગોળ ખાઉંછ, ગોળ ! કેમ મિયાં, કેવાં બીહવરાવ્યાં ? "

–' કોણ કાવસજી કે ? " મહોબતે પુછ્યું.

" હા, કાવસજી કાકા અને કાવસજી કારભારી પોતે ! "

" ઓહો હો ! ઠીક ગભરાવી માર્યાં !" ઝોહરા બોલી " બાઇજી એ તો વિઠ્ઠલના નોકર તરીકે રહેલા હતા તે કાવસજી છે. "

" મરેરે ! ગાંડાએ તો હોંશ-કોશ ઉડારી નાંખ્યા ! " નાજાં-બાઇએ જણાવ્યું.

" મિયાં, તું ફતેહ તો પામ્યો છે. હવે બરાબર ઘેર સુખી બાઇને પુગાડે તો તુંને બરાબર શાબાશી આપું. જો તે કહ્યું ' તું તેમ ટાઇમસર કેવો અહીં હું આવી લાગોછ ? " પેલો વિઠ્ઠલ જાણશે તો ચાર-ચાર પગે કુદશે અને તારૂં, મારૂં ને જાહંગીરજીનું કાટલું કાઢવા તૈયાર થશે જો !" કાવસે કહ્યું,

"હા આવ્યો તો બરાબર; તેં તારૂં વચન પાળ્યું ખરૂં ! હવે બાઇજીને જાહંગીરજીને ત્યાં સહીસલામત પહોંચાડીએ એટલે બસ !"

"ચાલો! ત્યારે કુચ કરો એઈ ગાડીવાલા, ચાલ હાંક " કાવસ બોલ્યો, " ટ્રેનને તો હજી ઘણો વાર છે; હું તમારી પછાડે ધીમે ધીમે આવુંછ. "

ગાલ્લું હંકારવામાં આવ્યું અને તે સ્ટેશન આગળ આવી લાગ્યું. ગાલ્લામાંથી ઉતરી સ્ટેશનના પ્લેટ ફોર્મ ઉપર ટ્રેનની રાહ જોતાં તેઓ ઉભાં રહ્યાં, પણ થોડીક પળ પછી નાજાંબાઇ વેટીંગ રૂમમાં જઇ બેઠાં.

ટ્રેન ધુમાડાના ગોટે ગોટા કાઢતી નવસારી સ્ટેશન ઉપર આવી પહોંચી, સર્વ ઉતારૂઓએ પોત પોતાની જગ્યા શોધી લીધી અને

દશ મિનિટમાં આ ટ્રેન ઉપડી ગઇ. નદી, નાળાં, ખેતરો અને અનેક સ્ટેશનો પસાર કરી ટ્રેન અંકલેશ્વર સ્ટેશન ઉપર વખતસર આવી ઉભી. ઉતારૂઓએ જલદીથી ઉતરવા માંડયું અને બહારગામ ઉપડી જનારાઓ સપાટાબંધ ગાડીમાં દાખલ થયા. સ્ટેશનનો 'પ્લેટ ફોર્મ' આ વખત જુદી જુદી વર્ણના લોકોથી ચિકાર હતો. મહોબત. ઝોહરા અને કાવસ પહેલે થર્ડ કલાસના ડબ્બામાંથી ઉતર્યા અને પછી સેકન્ડ-કલાસના ડબ્બા આગળ જઇ ઉભાં. જ્યાં નાજાંબાઇ બેઠાં હતાં. નાજાંબાઇ ધ્રુજતી છાતી સાથે ઉતર્યાં, હાંફલાં ફાફલાં બની આમ તેમ જોવા લાગ્યાં અને પછી સામેના બાજક ઉપર જઈ બેઠાં.

"અહો ! મહોબતખાં કે ?" મહોબત સર્વથી છુટો પડી આમ તેમ જોતો હતો એટલામાં કોઇએ તેના ખાંધ ઉપર હાથ લગાડી પુછ્યું. મહોબત ફર્યો અને તેણે જાંહગીરજીને પોતાની આગળ ઉભેલા દીઠા.

"હાજી, બાઈ નાજાંબાઇ આવ્યાં છે, સાહેબ." મહોબતે જણાવ્યું.

"ખરેખર ? શાબાશ ! મહોબત, નાજાંબાઇ ક્યાં છે."

"પાસેના ડબ્બામાંથી ઉતરીને પેલા બાજક ઉપર હમણુંજ બેઠાંછે."

"હં ! જોયાં, ત્યારે હું એમને મળું છું. પેસ્તનજી શેઠ પણ સ્ટેશન ઉપર આવેલા છે. અમારા દોસ્ત આજે ભરૂચ જાયછ તેમને સ્ટેશન ઉપર મૂકવા અમો આવેલા છીએ." આટલું બોલી નાજાંબાઇ બેઠાં હતાં ત્યાં જાંગીરજી ગયા. "બહેન નાજાં, કેમ છો !" જાંહગીરજીએ સવાલ કર્યો. "સારી કાની." નાજાંબાઇએ ટુંકમાં જવાબ આપ્યો. "બેહન નાજાં, બાવાજી પણ સ્ટેશન ઉપર આવેલા છે. તમને જોઇને બાવાજી ખચીત ખુશી થશે. ત્યાં ફર્સ્ટ કલાસ કમ્પાર્ટમેન્ટ આગળ ઉભાછ. અમારા દોસ્ત મિ૦ દાદીબાને સ્ટેશન ઉપર મૂકવા અમો આવેલા છીએ તેવામાં તમારો અચાનક મેળાપ થયેલો જોઇ મને ઘણો હરખ ઉપજ્યોછ. બહેન નાજાં ચાલો, ત્યાં બાવાજી આગળ જઇએ.' નાજાંબાઈ બાજક ઉપરથી ઉઠી જાંહગીરજીની પુંઠ ગયા; પેસ્તનજી જેવણુ દાદીબા સાથ વાત કરવામાં મશ્ગુલ બન્યા હતા તેવણુ જાંહગીરજીના બોલો-" મુરબ્બીજી બાવાજી." સાંભળી પછવાડે ફર્યા અને નાજાંને જોઇ ખુશ થયા અને બોલ્યા:—

"ઓ ! નાજાં દીકરી ! તું ક્યાંથી ઓ ખુદા ! મારી મુરાદ બર આવી !' આટલું બોલી પેસ્તનજીએ તેણીને છાતી સરસું ચાંપી. નાજાં નીચી ડોક રાખી ઉભાં રહ્યાં અને તેણીના આંખો આંસુઓથી છલાછલ થઈ રહી.

"દાદીબા, તમારૂં પગલું અમારે ઘેરે સગનવંતુ ગણાય! આએ મારી દીકરી નાજાં જેવન વિષે મેં તમને ખંડાળે કહ્યું'તું તેવનને અહીં આવેલાં જોઇ તમો પણ ખુશી થશો," આનંદમાં ઉછળતી છાતી સાથ પેસ્તનજીએ જણાવ્યું.

"શુક્રે ખુદા! એવણુ આએ ગાડીમાંજ આવ્યાં હશે? ઘેર આગળ મળ્યાં હતે તો બે ચાર મિનિટ વાતો કરવાની મળતે! ગાડી હવે ઉપડશે ખરી! 'બેલ' થયોછ! ખુદાનું ચાહવું થશે તો ચંદરોજમાં તમો સર્વને પાછો મળીશ. સાહેબજી!" ગાર્ડે સીટી વગાડી અને એનજીને પણુ મોટા સાદે સીટી ફુંકી અને આ લોખંડી રથ કેટલાક ટનનો બોજો ખેંચતો હવે ધસારાબંધ પ્લેટફોર્મ છોડી આગળ વધ્યો, તથા નાજાંબાઈ, પેસ્તનજી, જાંહગીરજી, કાવસ કારભારી, મહોબત અને ઝોહરાની ટોળીએ અંકલેશ્વર સ્ટેશનપરથી બહાર નીકળી બંગલા તરફ કુચ કરવા માંડયું.

રસ્તામાં મહોબતે જાંહગીરજી પાસ પરવાનગી માંગી લીધી કે તેમના બંગલાના કમ્પાઉન્ડમાંની કોટડીમાં પોતાની સાથે ઝોહરાને રહેવા દેવી. કાવસ કારભારીને નવા વિચિત્ર લેબાશમાં જોઇ જાંહગીરજી ખુબ હસ્યા અને પછી બોલ્યા:

"કાવસજી, આએં વળી નવો 'ડ્રેસ' કયાંથી ઉંચકી લાવ્યા? અને એ 'ડ્રેશ' પહેરવાનું કંઈ કારણુ?"

"આપ જેવા શેઠ પાસેથીજ. એ પહેરવેશ પહેરવાનું કારણુ એ છે કે હું હવેથી છુપી પોલીસનો અમલદાર થવા માગુંછ અને ઠગો, ચોરો ખુનીઓનો કચડઘાણુ કાઢવા વિચાર રાખુંછ,- પણુ કોઇ પોલીસમાં નોકરીઓ મને લગાડતુંજ નહીં તે!"

"શેઠજી! ચોરો-લૂટારાઓની કચડઘાણુ કાવસજી કાઢી નાંખે તેમાં નવાઇ નહીં!" મહોબત બોલ્યો 'આપણા કામમાં કાવસજીએ ઘણી મહેનત લીધીછ અને સારી યુક્તિઓ બતાવીછ; એવણુની મદદ વગર હું ફતેહ પામતે નહીંજ;-કાવસજીએ એ માટે નોકરી પણુ બોહીછ."

"સાહેબ, મેં તો મારી ફરજ બજાવીછ" કાવસે જણાવ્યું "જાહંગીરજી શેઠ, મને આજે પાછું સચીન જવાનું છે, માટે આપ રજા આપો તો આ જતી ગાડી પકડું."

" હવે અહીં એક-બે દિવસો રહો તો શું છે ? "

" નહીંજી, મારે આજે જવુંજ જોઇએ. "

" ઠીક ત્યારે, કાવસજીબા, લેઓ, તમારે લાયક તો કંઇજ નથી,-તમારી મેહરબાની અને મદદ તો ઘણી છે. " આમ કહી જાહંગીરજીએ દશ રૂપિયાની ચાર નોટો કાવસને આપી.

"ઉપકાર થયો ! જાહંગીરજી શેઠ, એની કશી જરૂર નથી, તમારી મહેરબાની છે એટલે બસ. કાવસ બોલ્યો અને નોટો ગજવામાં મૂકીને તેણે વધુ જણાવ્યું, " જાંહગીરજી શેઠ હું કહેતાં" વિસરી ગયો. વિઠ્ઠલની કમબખ્તી શરૂ થઇછે એમ હવે જણાયછે; આજેજ સુરતનાં સ્ટેશન પર મને ખબર મળી કે એની ઉપર તો ધાડ આવીછે ચાલો, સાહેબજી ! હું રજા લઉંછું. " આમ બોલી સર્વને સલામ કરી કાવસ સ્ટેશન તરફ પાછો ફર્યો.

* * *

" દીકરી નાજાં, તુંને અહીં જોઇ હવે હું ઘણો ખુશીછું." પેસ્તનજી રાત્રે જમી રહ્યા પછી કહેવા લાગ્યા, "આજ કેટલા મહિના પછી આપણે સાથે વાત કરવા બેઠાં! જાહંગીર આએ કેવો રૂડો દિવસ ! ભાઇ દાદીબાનાં શુભ પગલાં આપણે ઘેર આવ્યાં કે દીકરી નાજાં પણ અહીં આવી પહોંચી, દીકરી, શરમા ના, બરાબર બેસ"

" નહીં, બાવાજી હું શરમાતી નથી. " નાજાંબાઈ બોલ્યાં અને પછી તેણીએ રૂંધાયલા સ્વરે જણાવ્યું. " બાવાજી, મારો ગુનોહ માફ કરો. હું ખરી હકીકત તમુને જણાઉં તો તમો ગુસ્સે થશો નહીં. હું નાફરમાન થઈ અહીંથી ચાલી ગઈ તેની મને શિક્ષા ઘણી થઇછે. બાવાજી, હું હવે શરમીંદી છું. મારેથી—મારેથી—" નાજાંબાઈથી આગળ વધુ બોલાયું નહીં.

"નાજાં દીકરી, ગુંગળાયા કેમ કરેછે? જે કહેવું હોય તે કહે; હું ગુસ્સે નહીં થાઉં."

" હું સુરતના લીમજી પટેલને છુપી— છુપી—"હા, દીકરી, હું જાણુંછ કે તું તેની સાથે છુપી રીતે અહીંથી નાહસી તારા પેદરને સંતાપમાં નાંખી ગઇ હતી. "

"હા, બાવાજી, મેં વાંક તો કીધો ને પછી હું એમની સાથે—"

"હા એમની સાથે તમો મરોલી ગામમાં જઇ રહ્યા." જાંહગીરજી વચમાં બોલ્યા.

"હાજી, હું ત્યાં રહી'તી, પણ તે અગાઉ હું એમની સાથે–હું એમની સાથે છુપી રીતે પરણી." નાજાંબાઇએ ધ્રુજતે હોઠે જણાવ્યું, અને પેસ્તનજી તથા જાંહગીરજી અચંબામાં ગરક થયા. "માટે બાવાજી થોડો વખત તમો આગળ રહ્યા પછી મને તો એમની સાથ રહેવું પડશે. હમણા હું એકલી એકાંતમાં રહેતાં કંટાળી ગઇ'તી તેથી ત્યાંનાં કેદખાનામાંથી ચાલી આવી તમને ભેટવાને મેં ધાર્યું. એવણ જાણશે તો કોણ જાણે મારૂં શું થશે? એ ખુદા! મારૂં કેવું નસીબ! બાવાજી, મને માફ કરો" એટલું બોલી તેણી રડવા લાગી.

"દીકરી નાજાં હું તુંને કશું કહેતો નથી. તું એમ ખાઇ પીને તારૂં દિલ રંજીદા ના કર." પેસ્તનજીએ દિલાસો આપી કહ્યું: "જે થવાનું હતું તે થયું. હવે શું કામ બળાપો કરેછ?"

"નાજાં બહેન, હવે દિલગીર થવાનું કશું કારણ નથી. તમો બાવાજીને પાછાં મળ્યાં હો એટલે ઘણું છે." જાંહગીરજી બોલ્યા "લખ્યા લેખ હવે ભુસી નાંખી શકાતા નથી; તમારા નસીબમાં જે થવાનું હશે તે થયું અને થશે."

"દીકરી નાજાં, તારે હવે કશી રીતે દિલગીર થવું નહીં. તું મારી આગળ આવીછ એટલે મારો જીવ બાગ–બાગ થઇ રહ્યોછ. તારેથી જે છછલ્લું પગલું ભરાયુંછ તે માટે હું તને કશો ઠપકો આપતો નથી.–બસ, હું હવે એટલું ઇચ્છું છું કે મારી જીંદગીના છેડા સુધી હું તુંને સુખમાં રહેલી જોઉં. દીકરી, તારાં માવાજી બેહસ્તનશીન થયા પછી હું તુને કેટલા લાડથી રાખતો હતો! પણ અફસોસ! તું નાફરમાન થઇ! ખેર! દુ:ખ અને દિલગીરીમાં મને દહાડા પસાર કરવાના હશે તે પસાર થયા, હવે તું–"

"બાવાજી, તમો મારે લીધે દુ:ખી થયા એમ જાણી મારો જીવ બળેછ. મને માફ કરો. મારી ભૂલ તો થઇ, મને માફ કરોજી."

"દીકરી, હું તો તને માફ કહું છું કે મેં તુંને માફ કીધેલીજ છે.–ચાલો ઉઠો, હવે સુઇ જવાનો વખત થયોછ, માટે બંદગી કરી પોઢી જાઓ."

બંદગી કરી રહ્યા પછી તેઓ પોતાના જુદા જુદા ઓરડામાં રાતનો આનંદી આરામ લેવા ગયાં અને થોડીક પળ પછી ભર ઉંઘમાં

ચઢ્યાં. ત્રીજે દિવસે નાજાનાં માતાજી બહેસ્તન પીરોજબાઇની બાજનો દિવસ હતો જે ગંભીરતાથી ઉજવવામાં આવ્યો.

આ દિવસેજ સુરત શહેરમાં મેજીસ્ટ્રેટની કોર્ટમાં એક ચર્ચાભર્યો મુકરદમો રજુ થયો હતો જેનો ખ્યાલ આ અંકલેશ્વરવાસીઓને જરાએ આવ્યો નહતો.

---

પ્રકરણ ૨૯મું.

## પાપનો ઘડો

સુરત શહેરમાં તે દિવસે નાનપુરે મેઘેની કોર્ટમાં પુષ્કળ ધમાલ હતી. હિંદુઓ તથા મુસલમીનનાં ટોળાં કોર્ટમાં ભેગાં થયાં હતાં અને ત્યાં કેટલાક પારસીઓ પણ આમતેમ ફરતા માલુમ પડતા હતા. સાડા અગિયાર વાગ્યાનો વખત થયો એટલે વકીલો આવવા માંડયા, તેઓએ ચુપ-ચુપ પોતાની જગ્યા લીધી તથા છાપાના પ્રતિનિધિઓ હારેહાર ગોઠવાઇ જઈ કાગજ અને અણીઆળી સીસા-પેનો તૈયાર રાખી બેઠા. એક મુસલમીન સ્ત્રીના લાજ લૂટવા માટે નાનપૂરે રહેતા એક હિંદુ ઉપર ઇન્ડીઅન પીનલ કોડની ૩૫૪મી કલમ પ્રમાણે તોહમત મેળવામાં આવ્યું હતું. આ હિંદુ આરોપીને જ્યારે સિપાઇઓ કોર્ટમાં લઇ આવ્યા ત્યારે તેને સર્વે ઓળખી શકયા. તે કોઇ નહીં પણ ધીમજી પટેલનો માનીતો કારભારી વિઠ્ઠલદાસ હતો.

માનવંત મેજીસ્ટ્રેટ સાહેબ બરાબર સાડા અગિયાર વગે આવી પહોંચ્યા અને ન્યાયાસને બેઠા કે આ મુકરદમાની તપાસ ચાલુ થઇ. ફરિયાદી તરફનો કેસ રજુ થતાં સાક્ષીઓની જુબાની લેવામાં આવી અને સઘળા સાક્ષીઓ એક સરખી જુબાની આપી વિદાય થયા. સઘળી જુબાનીઓએ વિઠ્ઠલનો પાપી ગુનાહ જાહેર કર્યો અને ફરિયાદી મુસલમીન સ્ત્રી પોતાના ઉપર કીધેલા નિર્લજ હુમલા માટે દિલગીર ચેહેરે ખરું વર્ણન રજુ કરી ગઇ. આરોપી તરફના સાક્ષીઓ જુબાની આપી ગયા જે વિક્ષણ ઉલટ તપાસમાં ખોટી અને બનાવટી માલુમ પડી, વળી વિઠ્ઠલ તરફના બીજા સાક્ષીઓ એની ચાલ ચલણ માટે સારા શબ્દો કહી ગયા. ફરિયાદી બાઇના ધારાના કીમાયતી તરફથી જેવું ભાષણ રજુ થયું કે વિઠ્ઠલના પગ થર થર ધ્રુજ્યા અને તેના મનમાં ભારે ખળભળાટ મચી રહ્યો. આરોપી વિઠ્ઠલ તરફથી ત્રણ વકીલો બચાવ કરવા સારૂ રોકવામાં આવ્યા હતા અને એવું બોલાતું હતું કે ધીમજી શેઠે પોતાની માંદગીને બિછાનેથી હુકમ

કર્યો હતો કે ત્રિકુલની આબરૂને કલંક લગાડવા દેવો નહીં અને તેને બચાવવા માટે જોઇએ એટલો ખર્ચ કરવાને પશ્ચાત પડવું નહીં. આ વકીલોમાંના એક ઉભો થઈ બચાવનું ભાષણ શરૂ કર્યું અને લોકો તેનું બોલવું આતુરતાથી સાંભળવા ઉભા:—

"નામદાર સાહેબ, ફરિયાદ પક્ષના સાક્ષીઓ તરફથી, ખુદ ફરિયાદી તરફથી અને ફરિયાદ પક્ષના ખારાના હીમાયતી તરફથી જે બીના રજુ થઇ છે તે કેટલી નબળી અને બનાવટી છે તે આપ સમજી ગયા હશો. માનવંત સાહેબ, મારાં કુળ માટે હું જે કાંઇ બોલીશ તે થોડું છે. હું પહેલેથી જણાવીશ કે જે નીચ તોહમત મારાં કુળ ઉપર મૂકવામાં આવ્યું છે તે વદન નાપાયાદાર અને અયોગ્ય છે. ચેક્કસ શખ્સોના દિલમાં અદેખાઇના આતશે ઘર ઘાલ્યું છે અને તે કારણને લીધેજ મારા કીર્તિવંત કુળની આબરૂને ધોકો પુગાડવા માટે આ તાગડો રચાયો છે. આ મુકરદમાનો પાયો કાવત્રાં ઉપર રચાયેલો હોવાથી નામદાર કોર્ટ ફરિયાદીનો મુકરદમો ધ્યાનમાં લેવાને બંધાયેલી નથી. નામદાર સાહેબ, જે ગ્રહસ્થ પોતાની ઇજ્જતને પોતાના જાન કરતાં વહાલી ગણે તે શું આવા નીચ કૃત્ય કરવામાં પોતાનો હાથ નાખે એ કદીપણ માની શકાય? મારાં કુળની ચાલ ચલણ વિષે હું સ્તુતિ કરૂં તેનાં કરતાં જે આબરૂદાર સાક્ષીઓએ જણાવ્યું છે તે પુરતું છે. પહેલા બે સાક્ષીઓએ જણાવ્યું છે કે મારૂં કુળ સદાચરણી અને એક માર્ગી છે. સદાચરણી પુરૂષ આ પ્રમાણે વર્તી શું પોતાના નામને ઝાંખ લગાડે? નહીં, કદી નહીં. એક એકમાર્ગી શખ્સ શું એટલો બધો બેઅદબ અને એ શું માનવા લાયક છે? મારાં કુળનું એક નાનું કુટુંબ છે એમ પુરવાર થયું છે ત્યારે શું એક કુટુંબવાળો શખ્સ આવી નીચ ગેરવર્તણુક ચલાવે એમ એક ઘડીભર પણ માની શકાશે? નહીં. તેણે પોતાની આબરૂને કોઇ દિવસ બટ્ટો લગાડયો નથી એમ પણ સાબેત થયું છે ત્યારે શા સારૂ આ ગ્રહસ્થ આવાં પાપી કામમાં પડે એ સમજી શકાતું નથી. આ એક ભેદ છે; આ એક ઉખ્યાણું છે. માનવંત સાહેબ, સામી પક્ષની જુબાની હું હવે હાથ ધરી દેખાડી આપીશ કે તેમાં કેટલું થોડું વજુદ છે. ફરિયાદી બાઇની જુબાની હેર ફેર છે. મારો સખ્ત ઉલટ પાલટ તપાસમાં તેણી ગભરાઇ હેરફેર જુબાની આપી ગઇ છે એટલે મારે વધુ બોલવું નથી. સાક્ષીઓની જુબાની ઉપરથી એમ માલુમ પડે છે કે આ જુબાનીઓ ખોટી ઉભી કરવામાં આવી છે. પહેલો સાક્ષી જણાવે છે કે આશરે પાંચ વાગેનો વખત થયો હતો જ્યારે બીજો સાક્ષી કહે છે કે આશરે છ થયા હતા તે વેળા આ

બનાવ બન્યો હતો. આ બંન્નેના કહેવામાં કેટલો ફરક! આ કેવી વિચિત્ર હસવા સરખી જુબાનીઓ! વળી પહેલો સાક્ષી કહે છે કે આ મુસલમીન બાઇનો હાથ પકડેલો પહેલે તેણે જોયો હતો અને હું પુછું કે માનવંત સાહેબ મારેથી જો પારકી બૈરીનો હાથ પકડવામાં આવે તો શું એમ પુરવાર થાય કે તે બાયડીની લાજ મેં લુંટી? નહીં. એમ પુરવાર થઇ શકેજ નહીં. ત્રીજો સાક્ષી જે મારાં કુળનો ખરો દુશ્મન છે તે જણાવે છે કે જ્યારે બાઇના શરીર ઉપરઅટકચાળો હાથ નાંખ્યો ત્યારે બાઇએ ગુસ્સામાં આવી જઇ તેને આંચકો મારી જમીનદોસ્ત કીધો! નામદાર સાહેબ, ઘણુંજ અજબ જેવું છે કે એક નાજુક અબળા એક મજબુત શખ્સને આટલી બધી સહેલાઇથી ફેંકી દે! આ બાઇમાં આટલું બધું કૈવત છે એમ આપ નામદાર માની શકોજ નહીં. આ જુબાનીમાં સચ્ચાઇનો અંશ જરાએ નથી અને તે કારણુસર આ જુબાની છેકી નાંખવી જોઇએ. પેલા ડૉકટર સાહેબે જુબાની આપી છે તે તો અભરાઇ ઉપર કોરે મૂકવી જોઇએ, કારણ કે એ તો એમનો અભિપ્રાય છે અને આપ નામદાર પણ માન્ય કરશો કે અભિપ્રાય એ કોઇપણ રીતે પુરાવો નથી. સઘળી રીતે જોતાં, માનવંત સાહેબ, આ કેસ તરકટ અને કાવત્રાંથી ઉત્પન્ન થએલો છે. સઘળી જુબાનીઓ હડહડતી જુઠ્ઠી અને તદ્દન લુલ્લી છે તથા તે ખોટી રીતે ઘડી કાઢવામાં આવી છે એમ સ્પષ્ટ જણાય છે. ફરિયાદ પક્ષના ધારાના હિમાયતી–મારા ભણેલા મિત્ર મિ. પારેખે ભાર મૂકી જણાવ્યું છે કે આ કહેવાતા બનાવને લીધે સુલેહનો ભંગ થવાની ધાસ્તી હતી, કારણકે મુસલમીન ભાઇઓની લાગણી દુખાઇ છે, મને લાગે છે કે આ ધાસ્તી મારા ભણેલા મિત્રના મનના કલ્પિત ધખાનાને લીધે ઉત્પન્ન થઇ છે, ફરિયાદ પક્ષ તરફથી કોઇપણ એવો સાક્ષી બોલાવવામાં આવ્યો નથી, જે હીંમતથી કહી શકે કે સુલેહનો ભંગ થવાની વકી હતી. વળી પોલીસ તરફથી પણ કોઇએ આ કહેવાતી ધાસ્તી પુરવાર કરવાને જરૂર જોઇ નથી. નામદાર સાહેબ, ત્યારે આ કલ્પિત ખ્યાલો ઉપર વધુ ધ્યાન આપવાની કશી જરૂર છે? નહીંજ; હું કહું છું કે કશી જરૂર નથી, હવે મારે વધુ બોલી આપનો કીંમતી વખત રોકવો નથી માટે આપને ટૂંકમાં હું જણાવવાની રજા લઉં છું કે મારૂં કુળ તદ્દન નિર્દોષ છે અને એના દુશ્મનોએ એની આબરૂને બટ્ટો લગાડવાની નેમથી આ ખોટો અને બનાવટી આળ મૂકયો છે જે આપ નામવર પણ જોઇ શકયા હશો."

આ ચંચળ વકીલે ઉપર પ્રમાણે છટાબંધ જણાવી પોતાનું

આપવું ખત્તમ કર્યું અને વિઠ્ઠલ ચિંતામાંથી કંઇક મોકળો થયો હોય એમ જણાવા લાગ્યો, કેટલીક પળો સુધી કોર્ટમાં શાંતિ પ્રસરી રહી અને મેજીસ્ટ્રેટ સાહેબનો ચુકાદો સાંભળવાને સર્વ સ્થિર થઇ બેઠા. મેજીસ્ટ્રેટે બોલવાનું શરૂ કર્યું કે વિઠ્ઠલના મ્હોં ઉપર ધિક્કાર છવાઇ રહ્યો. મેજીસ્ટ્રેટ સાહેબે ચુકાદો લંબાણથી સંભળાવી છેવટે નીચે પ્રમાણે જણાવ્યું:—

"ઘણું અફસોસકારક છે કે ગ્રહસ્થના પોશાકમાં સજ થઇ બદમાસો નીચ પાપી કૃત્યો કરવાને હીંમત કરી શહેરમાં ફરતા રહે છે. નિર્દોષ પતીવ્રત સ્ત્રીની મર્યાદાને અપમાના કરનાર બુરા શખ્સો રખડતા કુતરા સરખા છે. તેઓ પોતાના દુષ્ટ કૃત્યોથી પોતાની, પોતાના કુટુંબની અને પોતાની કોમની આબરૂ ધુળમાં રગડોળે છે. હું ઘણો ખુશી છું કે આ બહાદુર હીંમતવાન બાઇએ પોતાની ટેક જાળવી તથા બહાદુરી દેખાડી આરોપીને કાયદાના પંજામાં પકડાવ્યો છે. ધન્ય છે આ બાઇને અને એમના માત-પિતાને કે જેઓએ આ બાઇ જેવી નીતિમાન અને હીંમતવાન પુત્રીનો જન્મ આપ્યો છે. વિઠ્ઠલ, તારી પાપી બેઅદબ તકસીર માટે હું ઘણી શખ્ત શિક્ષા કરી શકું એમ છે, પણ દયા દેખાડી તને ફક્ત નવ મહિનાની સખ્ત કેદખાનાની સજા ફરમાઉં છું. તથા રૂપિયા ૯૦૦નો દંડ કરું છું જે દંડમાંથી રૂ. ૩૦૦ આ નેક બાઇને મળવા જોઇએ."

લોકો વિઠ્ઠલ ઉપર ધિક્કાર નાખતાં ઉભાં રહ્યાં; વિઠ્ઠલની આંખોમાંથી આંસુઓનો ધારે વહેવા લાગી; એની બાયડી માથું કુટી રડાપીટ કરવા મંડી ગઇ અને તેણીનો નાનો છોકરો માને રડતી જોઇ પોક મૂકી વિલાપ કરતો હતો. જ્યારે કોર્ટમાંથી બહાર કાઢી વિઠ્ઠલને લઇ જવામાં આવ્યો ત્યારે મુસલમીન લોકોની લાગણી ઉશ્કેરાઇ ગઇ હતી. કોઈ કોઇ તો બંધવા તરફ થુક્યું, કોઇએ ગાળો ભાંડી અને કોઇએ વળી તેના ઉપર કાંકરા ફેંકવાની હીંમત કરી. અફસોસ! બુદ્ધિભ્રષ્ટ વિઠ્ઠલની શી દશા! પણ આવો એક પાપી ચંડાળ આવા ફેજે પહોંચે તેમાં શી નવાઈ? પોતાના શેઠની ઇચ્છા પ્રમાણે નાચ નાચી પાપી કીચડમાં પડે અને શેઠને પણ પાપમાં સડોવતો રહે તો આખરે શિક્ષાપાત્ર થવુંજ પડે. પૈસાના લોભને ખાતર પોતાના છકેલ આંતબર શેઠની ટંગળ અને નીચ પાપવાસના તૃપ્ત કરવા માટે અનેક કાવત્રાં રચી, અનેક કુકર્મો કરી નિર્દોષ ઓરતોને પાપના પંજામાં ફસાવનાર એક બુરા આદમીની દુર્દશા થાય એમાં કશો સંદેહ નથી. વિઠ્ઠલે પોતાના શેઠને માટે અનેક સ્ત્રીઓને ફોસલાવી બદફેલીના ફાંસામાં ફસાવી હતી; આ વેળા આ મુસલમીન બાઇને સમજાવવાની

કોશીશમાં નિષ્ફળ નીવડવાથી તે બાઈ ઉપર તેણે બિર્લજ્જ હુમલો કર્યો હતો અને તેનું પરિણામ વિઠ્ઠલને ખમવું પડયું હતું.

*          *          *          *

લીમજી પટેલ છેલ્લા છ દિવસો થયા માંદગીને બિછાને પડયો હતો. અસલ ગુપ્ત આજારથી તે આશરે મહિનો થયો પીડાતો હતો અને વૈદ્ય જમીયતરામ તથા ડૉ. પરેરાની દવાઓ વિઠ્ઠલની સલાહથી લેતો હતો, પણ છેલ્લા પાંચ-છ દિવસો થયા દુઃખનું જોર ધીમે ધીમે વધતું ગયું હતું. આ છેલ્લા ચાર દિવસોમાં તેના શરીર ઉપર કેટલેક ઠેકાણે ચાંદાં પડયાં હતાં, જેમાંથી રક્ત ગળતું અને પરૂ વહેતું હતું. શરીર પાતળું થઇ ગયું હતું. શરીરમાં હમેશા તાવ રહેતો, વખતો વખત માથું ફરતું, ચકી આવતી અને છાતીમાં ધબકારા થતા હતા. લીમજીથી વેદના ખમાઇ શકાતી નહોતી તોયે પોતાના માનીતા નોકર વિઠ્ઠલ માટે પૂછ પરછ કરી તેની આબરૂને ઝાંખ ન લાગે તેટલા માટે પુષ્કળ પૈસા ખર્ચવાને તે ફરમાવતો હતો -અને જ્યારે લીમજીને ખબર મળી કે વિઠ્ઠલને શિક્ષા થઇ હતી ત્યારે તેની દિલગીરીનો કશો પાર રહ્યો નહીં અને રૂદન સાથ નીચે પ્રમાણે બડબડતો આમ તેમ પલંગ ઉપર પછાડા મારતો પડયો:

" વિઠ્ઠલને સજા થોડ ! મારી તબિયત બરાબર હતે તો હું એને બચાવતે !—મને પણ ખરાબ લાગેછે. કહેછે કે કોર્ટમાં મારૂં નામ પણ બદનામ થયું—હવે શું કરૂં ? વિઠ્ઠલ, તેં તો મને ફસાવ્યો ! જરા હુશિયારી રાખી કામ નહીં કીધું ! ભલો માણસ ઉતાવળિયો,—જબરો ઉતાવળિયો ! અધુરામાં પુરૂં પેલા દુબરાની ખબર ઉપરથી જણાયુંછે કે નાજાં જતી રહી ! કોણ જાણે - કયાં ગઇ હશે, હવે હું કયારે જલદી સારો થઇશ—અરરર—ખુદા !—ચસ:! લાગેછે અરરર નાજાં ગઇ ક્યારે ?—રતનનું શું થશે ?—પણ બધાં માટે કયાં ચિંતા કર્યા કરૂં ? મારૂં દુઃખ ખમી શકાતું નહીં ને કયાં બધાને સેકો તાણું ?—"

લીમજીની સારવાર માટે કોઇ તેની આગળ નહોતું, નજદીકના સગાં વહાલામાં ફક્ત એની બહેન હૈયાત હતી અને દૂરના ખેશીઓ જે તેની બુરી ચાલચલણને લીધે શરમાતા તેઓ તેની જરાએ દરકાર કરતાં નહોતાં, વિઠ્ઠલનો ભાઇ એના પલંગ નજદીક બેસી લીમજીની સારવારમાં મશ્ગુલ બન્યો હતો, એક લાડ્યો નોકર ઘરનું કામ કાજ કરતો અને ફીરંગી બાવરચી પકાવવા માટે રહયો હતો.

વ્યભિચારીઓ ક્ષણિક સુખને ખાતર પોતાના મજબુત તનદુરસ્ત શરીરનો ગેર ઉપયોગ કરી નાતવાન બને છે; પોતાની આબરૂ માટે દરકાર કર્યા વિના પોતાને અને પોતાના કુટુંબને કલંક લગાડે છે અને ઇશ્વરી કાયદાનો ભંગ કરી ન માફ થઇ શકે એવા ગુનાહોની ખાહીમાં ગબડે છે. આવી નીચ પાપી જીંદગી ગુજારનાર પુરૂષો ક્ષય વાન્થવ ખાસીઅતોનો ઉપદ્રવ વધારે છે અને સુખી સંસારનો નાશ કરે છે. સંસારના અને સમાજના આ ગંધાતા કીડાઓ બદફેલીની લાલચમાં લપટાઇ પોતાને માટેજ દુઃખના ડુંગરો પોતે ઉભા કરે છે. એવી લંપટના પાપ-કીચલમાં ફસેલા પુરૂષો કદી સુખી થયા નથી, થતા નથી અને થનાર નથી. ત્યારે આ છકેલ બદચાલનો લીમજી દુઃખ-દર્દોથી પીડાય તેમાં નવાઇ શી ? પોતાનું કર્યું પોતે ભોગવવું એ તો ન્યાયજ છે.

---

## પ્રકરણ ૩૦મું.

# પાપ બોલે નહીં પણ બોળે.

" લીમજી શેઠ, દર્દ ઘણું ભયંકર છે, પણ મારાં ઔષધથી તમને જરા ફાયદો થશે." બીજે દિવસે જમીયતરામ મહારાજ લીમજીના આગળ ઉભા રહી લીમજીને કહેતા હતા. " મારી જ્યોતિષ વિદ્યા જણાવે છે કે આપની મંગળની મહાદશામાં રાહુની અંતર્દશા હાલ ચાલે છે જે ઘણી અશુભ છે."

" જે હોય તે ખરૂં ! જમીયતરામ, તમે કંઇ સારી જેવી દવા આપો તો સારૂં ! આજે તો મારેથી નહીં ખમાતું." લીમજી જેમ તેમ આટલું બોલ્યો અને તેની આંખોમાથી ધડધડાટ આંસુઓ વહેવા લાગ્યાં " મારો વિઠ્ઠલ હોતે તો કંઇ હજારો ઇલાજ કરતે !—ઓ —ઓ—ઓ બાપરે."

" આમ આકુળ વ્યાકુળ ના થાઓ, શેઠજી, દુઃખ મટશે ફીકર કરશો મા."

" પણ હવે શું કરૂં ? આ દાક્તર ! શું કરૂં ?" લીમજી બોલ્યો " જમીયતરામ, મેં ડૉ. પરેરાને પણ આજે બોલાવ્યો છે માટે તમે બન્ને જણ મસલત કરી સારી જેવી દવા આપો કે મારૂં દુઃખ જલદી દૂર થાય !"

" ડૉક્ટર પરેરાની શી જરૂર છે ? અંગ્રેજી વૈદું આ દર્દ ઉપર નકામું છે અને આ ફીરંગી ડાકટરને વૈદાનું કશું એ ભાન નથી."

"નહીં, જમીયતરામ પણ બે જન સાથે વિચાર કરી દવા આપશો તો મને ફાયદો થશે ખરો."

"આપની ઇચ્છા આવી છે તો ઠીક, આપની આજ્ઞા પાળીશું અને—

શેઠજી ડાકટર પરેરા આવ્યા છે." લાલ્યો નોકર ઓરડામાં દાખલ થઇ આટલું કહી પાછો ચાલી ગયો. ડૉ. પરેરા પોતાની ટોપી કાઢી ઓરડામાં દાખલ થયો અને પોતાની મુછ ઉપર તાર દેતો ધીમે પગલે ચાલી લીમજીના બંગલાના નજદીકની ખુરસી ઉપર બપકામાં બેઠો. લીમજીને કુલ્લી હકીકત ડૉકટરે પૂછી અને પછી લીમજીનું આખું શરીર આમતેમ ફેરવીને તેણે તપાસ્યું અને પછી લીમજી બોલ્યો.

"ડૉકટર, હવે દુઃખ ખમાતું નહીં, ગઇ કાલથી મારો જીવ ગભરાયછ કંઇ સુઝ પડતું નહીં, ઓ—અરે—અં—મેં વૈદ્યનેબી આજે બોલાવેલા છે તે તમે બે જન મસલત કરી બરાબર વિચાર કરીને દવા આપો તો સારૂં! અરરરર—ઓ—" આટલું બોલી લીમજીએ રડવા માંડ્યું.

"આઇ સે, મિસ્ટર લીમજી, રોવ મટ; ડેન્ટ વીપ, સર, ડોન્ટ વીપ," ડૉકટર પરેરા દિલાસો આપતાં બોલ્યો.

"રડશો મા, આમ વિલાપ કરશો તો દુઃખનો વધારો થશે. રડશો મા, શેઠજી." જમીયતરામ જરા ગંભીર થઇ બોલ્યો. ફીરંગી સાહેબ, દર્દ ઘણું ખરાબ છે અને દર્દ હવે જોશમાં વધતું જાય છે, આવાં લક્ષણવાળા રોગીને માટે દેશી વૈદું ઠીક થઇ પડશે, આપનો શો વિચાર ?"

"ઓ યસ, મિસ્ટર લીમજી દુઃખ તુમારા બૉટ ખરાબ, મગર કુચ્છ હરકત નહીં કરો મટ." આટલું બોલી ડૉ, પરેરા પોતાની ખુરશી ખસેડી જમીયતરામ બેઠો હતો ત્યાં તે લઇ ગયો અને જમીયતરામ સાથ ગુસ—પુસ વાતો કરવા લાગ્યો, થોડીક પળો વાતો કર્યા પછી જોશી વૈદ્ય જમીયતરામ ખુરસી ઉપરથી ઝડપમાં ઉઠ્યો અને બોલ્યો,

"ફીરંગી સાહેબ, હું મલમ બનાવી આ લીશ એ તો ઠીક. મારા મલમથી એમના શરીરનો રોગ મટી જશે, પણ મારા મલમ સાથ મારૂં ઔષડ શેઠે લેવુંજ જોઇએ,"

"નહીં, નહીં, હમ બોલતા હય સુનો" ડૉ, પરેરાએ જમીયતરામનો હાથ પકડી કહ્યું. "હમ બૉટ અચ્છી દવા દઇગારે

દેખો હમ એ દવા દઇંગેઃ પોંતાસ આયોડાઇડ, ઇડરામેં લીકર હાપરક લોરાઇડ સીરપ ટ્રીફોલી કમ્પાઉન્ડ."

"હા. હશે, તમારી અંગ્રેજી દવા સારી હશે, પણ તમારા અંગ્રેજી ઔષધમાં પારાનો ભાગ આવે છે એ ખોટું !"

"અઇરે, છટ, પારા કયારે? પારા કયા? બ્ક્ડેંસ પારા, કુચ્છ નહીં. તુમ નહીં સમજતારે ! છે !"

"હું આમ કહું છું કે વનસ્પતિની દવા સારી ! પારો મુદ્દલ લેવો નહીં જોઇએ."

"નહીં, નહીં, હમ પારા નહીં દઇંગા, ઇસ્કુ કાતનેકા નહીં માલુમ. આપુન દવામેં જાનવર નહીં મંગવારે !"

"અરે જાનવર શેનું ! ફીરંગી સાહેબ, ઓલી પારા નામની દવા આવે છે એ."

"હં હં ! અચ્છા, તુમ મલમ દેઓ હમ દવા ભેજેંગે." આટલું બોલી તે લીમજી આગળ જઇ કહેવા લાગ્યો. "મિસ્ટર લીમજી, તુંમ અચ્છાહો જાયગે. યસ, યુ વીલ બી ઓલ રાઇટ ઇન વન ડે ઓર ટુ (તમો એક બે દિવસમાં સારા થઈ જશો ) હમારા દવા તીન તીન કલાકે લેઓ તુમ અચ્છા હોયગા. ગુડબાય ! મિસ્ટર લીમજી."

"થેંક યુ ! ડૉકટર." લીમજીએ જવાબ આપ્યો અને કોર મરડીને તે "અરે-અરે-ઓ" બોલતો ફર્યો.

"ઠીક લીમજી શેઠ અમો રજા લઇએ છીએ. હું મલમ મોકલીશ તે ચાંદાં પડયાં છે ત્યાં ચોપડાવીને આખી રાત રહેવા દેશો. શેઠજી દુઃખ બે-ચાર દિવસોમાં નરમ પડશે. ગભરાવાનું કશું એ કારણું નથી અમો જઇએ છીએ. આયુષ્યમાન ભવ ! શેઠજી ! આયુષ્યમાન ભવ !"

લીમજી કશો પણ જવાબ આપ્યા વિના અને જમીયતરામના છેલ્લા શબ્દો સાંભળ્યા વગર આમ તેમ આળોટતો બેચેનીમાં પડયો.

જમીયતરામ તથા પરેરા ત્યાંથી ઉતાવળે પગલે ચાલી ગયા. વૈદ્ય જમીયતરામની વિઠ્ઠલ તરફ પૂર્ણ દિલસોજી હતી અને વિઠ્ઠલ નિર્દોષ છે એમ તે માનતો હતો. અકસ્માતના ચકમાં તે સપડાયો હતો

અને તેથી તે હેરાન થયો હતો એમ જમીયતરામ ખાત્રીથી માનતો હતો. જેલમાં મોકલવા અગાઉ જે પોલીસ ચોકીમાં હાલ વિઠ્ઠલને બંધીવાન કર્યો હતો ત્યાં જઇ તેને દિલાસો આપવાને જમીયતરામે વિચાર કર્યો હતો તેથી ચોકી તરફ જવાનો તેણે રસ્તો લીધો અને ડૉ. પરેરા પોતાને ઘેર ગયો. વિઠ્ઠલ સાથ વાતચિત કરી શકાશે કે નહીં તે માટે પોતાના મન સાથ બડબડતો અને મનમાં શંકાશીળ થતો જમીયતરામ ચોકી નજદીક આવી પહોંચ્યો; ચોકીવાન સિપાઇએ તેને સીડી ઉપર ચઢતાંજ અટકાવ્યો;

"ક્યાં જાઓ છો? મહારાજ." સિપાઇએ પૂછ્યું "વિઠ્ઠલદાસ શેઠને ભેટવા." જમીયતરામે જવાબ આપ્યો.

"તમે કોણ છો?"

"એમનો મિત્ર." જમીયતરામે કહ્યું.

"શો ધંધો કરો છો?" સિપાઇએ સવાલ કર્યો.

"વૈદ્યનો અને વળી જોશી વૈદ્યનો."

"ઠીક, તમારા બાપા શો ધંધો કરે છે?"

"વૈદ્યનો."

"તમારા ભાઇ છે કે?"

"હા, છે, પણ મારા-ભાઇ બાપ સર્વ માટે પૂછવાની શી મતલબ?"

"કાયદા પ્રમાણે પૂછવું જોઇએ. તમારા ભાઇ શો ધંધો કરે છે?"

"એ પણ વૈદ્ય છે."

"હં! બધા વૈદ્યોજ! વહા! બાપ-બેટાઓનો ટોળી વૈદાંમાં હુશિયાર!"

"હા, એમ છે ખરૂં. અંદર જવાની પરવાનગી ફોજદાર પાસે લઇ હું વિઠ્ઠલદાસને ભેટવા માંગું છું."

"પરવાનગી નહીં મળે-તમારૂં કામ અહીં નથી, અત્રેની સીવીલ આસ્પીતાલમાં ગાંડાઓ માટે અલહેદો ઓરડો રાખ્યો છે ત્યાં જઇને પૂછો કે ખાલી જગ્યા હાલ છે કે? ચોકીમાં આપનું કામ નહીં. જાવો, વૈદ્ય મહારાજ! ચુપચુપ જાવો અહીંથી;"

"હેં હેં! શું? મને ઓળખે છે?" જમીયતરામે ગુસ્સામાં પૂછ્યું.

" હા, ઓળખ્યા ઓળખ્યા ! એ શું ને હું બધું ઉડી જશે. જાઓ સીધા પાંસરા અહીંથી નહીં તો ધક્કા ને ધોલ ખાવા પડશે. હેંડો,–એ આવજો હો ! વૈદ્ય મહારાજ, સિપાઇએ મશ્કરી કરી જણાવ્યું, અને જમીયતરામ નાસીપાસ બની ગુસ્સામાં ત્યાંથી કુચ કરી ગયો. જમીયતરામ જેવો ત્યાંથી ચાલી ગયો કે સિપાઇ વિઠ્ઠલની કોટડી આગળ જઇ તેના અને તેના વૈદ્યના ઠઠ્ઠા કરવા મંડયો. આ સિપાઇના મેણાં વિઠ્ઠલના હૃદયમાં તીર સમાન લાગ્યા. તેના મનમાં ખળભળાટ વ્યાપી રહ્યો અને સિપાઇના ગયા પછી તે મન સાથ બડબડવા લાગ્યે ;

"ઓ પ્રભુ, ઇશ ! આ મારી શી દશા ? સુર્વ ચેષ્ટા કરે વથા હાંસી કરે ! ઠીક, ઇશ્વર-ઇચ્છા જે હશે તે થશે–એ જમીયતરામ મહારાજ આવી ગયાજ હશે. એ મારી આગળ અહીં આવ્યાં હતે તો કાંઇ ભવિષ્ય કહી જતે ! પણ–મારી દુષ્ટ પાપી ચાલને માટે મારો જીવ હવે બળે છે. પાપનો ઘડો હવે ફુટયો ખરો ! હા, હું પાપી ! હું અકર્મી ! હું કર્મ બળ્યો ! લીમજી શેઠને ખાતર હવે કેટલીક કન્યાઓનાં શિયળ ખંડયા–અરર ! કેવાં કુકર્મો કર્યાં ! આખરે લામજી શેઠ પણ દર્દોથી પીડાય ! પાપ બોલ્યું નહીં, પણ આખરે શેઠને પણ પાપે બોળી માર્યા ! અરરર ! દુસ્મનોનું કાશળ ! કાહડવાને પાપી યુક્તિઓ રચી, પણ " અંતે ધર્મો જય !" હું તો પહેલે માનતો હતો કે સત્યે ક્ષય અને પાપે જય' પણ ના–હુંજ પાપી ઠર્યો ! આ શો કોપ ! હવે મારો દેવ રૂઠયો છે હો ! મારા ભોગ લાગ્યા કે આવાં પાપી ફાંદામાં પડયો–કાળાં કર્મોથી અપવિત્ર થયેલી દેહ એમ હવે શુદ્ધ થશે ?–ઇશ્વરને શો જવાબ આપીશ ? હા,-નર્મદાશંકરની કવિત હવે યાદ આવે છે:

" બ્રહ્મકો ભજ લેરે પ્રીય પ્રાન,<br>
ખટપટ સગરી દુરહી કીજે, ઝટપટ જાના જાન,<br>
અટઅટ કીની લટપટ અટપટ, ખટપટ અંતે માન,<br>
બ્રહ્મકો ભજલે પ્રીય પ્રાનરે, "

હા,–હવેજ પરમેશ્વર યાદ આવે છે. ઓ ઇશ ! ઓ ઇશ ! મારા છૈયાં–છોકરાનું શું થશે ? લીમજી શેઠ રૂપિયો મોકલી આપે તો ઠીક. હાય ! દિવસો કેમ પસાર થશે ? હવે વધુ દુઃખ નહીં પડે તો ઠીક ! 'વિપદિ ધૈર્યમ્.'

" વિપત્તિમાં ધીરજ રાખવી એ મનુષ્યોનો ધર્મ છે.–માટે વિઠ્ઠલ, ધીરજ ધર બાપુ, ધીરજ ધર. "

## प्रकरण ३१ मुं.

# माठी खबर.

" नाजांबाई, तमे पेलुं वांच्युं के ?" नाजांबाइ जेणी सींगर सोइन्ग मशीन उपर कपडां सीवती बेठी हती त्यां जांहगीरजीए आवी पूछयुं.

" शुं ? जांहगीरभाइ पेलुं शुं ?" नाजांबाइए अजब थइ सवाल कर्यो.

" त्यारे तमे आजनुं आवेलुं न्युसपेपर वांच्युं नहीं हशे ?"

" नहींजी, नथी वांच्युं. आजे सहवारथी तो जराए फुरसद मळीज नथी. केम शुं छे ?"

" खुशी थवा जोग खबर ! आजे 'हींदुस्तान प्रकाश' हमणांज उघाडीने में वांच्युं. के आजे फकरा उपर नजर पडी; जरा वांचो तो सही." आम कही ते वर्त्तमानपत्र जांहगीरजीए नाजांबाइना हाथमां आप्युं, नाजांबाइए ते हाथमां लीधुं अने ते फकरो वांची रह्या पछी खुशी थई तेवणु बोल्याः–" जांहगीर भाइ, ए चंडाळ एने फेजे पहोंच्यो. मुवाने नव महिनाने बदले नव वर्षनुं केदखानुं भोगववुं पडे तोबी एने ओछुं छे,"

" कमबख्त घणोज खराब माणुस होवो जोइए," जांहगीरजीए जणाव्युं, " बेशरम पापीने कंइ लाज ने शरम ? धिक्कार छे एवा चंडाळ उपर !"

" खरेखर ए मुजीने लीधेज मने,–पण नहीं,–ए बाबद विषे हवे हुं बोलवा मांगतीज नथी. मारा लीमजी ए मुजी विषे जाणी दिलगीर थया हशे, जांहगीरभाइ, लीमजी माटे जो के मने घणुं लागेछ पण शुं करूं ? लीमजी अहीं आवीने बावाजीने मळे तो केवुं सारूं के पछी मारा जीवने करार थाय अने हुं एमनी साथे पाछी जाउं,"

" हा, नजाबहेन, तमो ज्यारे एमनी साथ लगनना गांठथी जोडायलांज छो त्यारे तो तमारे एमनी साथे रहेवुंज जोइए. अमे तो एमज जाणतां हतां के तमुने तो फुसलावीने न्हस डीज लइ जवामां आवेलां हतां" " नहीं, नहीं, जांहगीरभाई, एम धारवामां तो तमे भूलज कीधी.–हुं अहीं आवते पण नहीं, पण ज्यारे एकांतमां केदखानाना जेवी जींदगी गुजारतां हुं कंटाळी गइ त्यारेज त्यांथी चाली आवी, लीम मारी साथे रहे तो हुं त्यां रहेवाने हजी खुशी छुं. सुरतमांज एवणु मने साथे राखते तो हुं खुशीथी एवणु साथ रहेत."

"હા, પણ હવે શું વિચાર? બાવાજીને પૂછી લીમજીભાઈ ઉપર કાગજ લખી તમુને સાથે રાખવા માટે બંદોબસ્ત કરીએ?" જાંહગીરજી બોલ્યા, "તમો બંન્ને સાથે રહી સુખી રહો એટલે અમો ખુશી, પણ હું પૂછું, નાજાં બહેન, કે લીમજી તમુને એમ જૂદાં મરોલી ગામમાં કાંય રાખતા હતા? કંઇબી કારણ હોવું જોઇએ"

"કારણ તો કોણ જાણે!" નાજાંબાઇએ કહ્યું, "જ્યારે હું એવનને સુરતમાં સાથે રાખવા અરજ કરતી ત્યારે મને ઉડાવ્યા કરતા હતા. આજે નહીં કાલે, કાલે નહીં થોડા દહાડા પછી એમ જ્યારે ત્યાં આવતા ત્યારે કહેતા'તા અને એમ કરીને મને સાથે રાખીજ નહીં."

"કંઇપણ કારણ તો હોવું જોઇએ. છુપી રીતે લગ્ન કીધાં તેથી બ્હીતા હશે અને તે લોકોને જણાવવા નહીં માંગતા હશે." જાંહગીરજીએ અટકળ કરી જણાવ્યું.

"તે તો સાહેબ જાણે! પણ એવનને એમ બ્હીવાની શું જરૂર હતી તેની મને પણ સમજ પડતી નથી." આટલું બોલી નાજાંબાઇએ ન્યુસપેપરનાં પાનાં ફેરવ્યાં; આમ તેમ ઉપર ટપકે જોતાં જોતાં તેવણ બોલવા લાગ્યાં "કોણ જાણે મને શા સારૂ કેદીની માફક ત્યાં રાખી હોશે? હું તો એ જીંદગીથી ઘણી કંટાળી ગયેલી. અરે!–પણ–ઓ! આએ શું ખબર? અરે ઓ ખુદા! એવન ઘણાજ સીક!" નાજાંબાઈની નજર એક ફકરાના મથાળાં ઉપર પડતાં તેણી ઉદાસી બની ગઈ. જાંહગીરજીએ તુરત પૂછ્યું "નાજાં બહેન, શું બોલોછ?"

"જોવની, આએ વાચો તો ખરા." નાજાંબાઇએ વર્તમાન પત્ર જાંહગીરજીનાં હાથમાં આપતાં કહ્યું અને સાંચા ઉપર પોતાનું માથું મૂકી તેણીએ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો તથા જાંહગીરજીએ તે ફકરો નીચે પ્રમાણે વાંચ્યો:

### સુરત શહેરના જાણીતા વેપારી.

**ખાન બહાદુર લીમજીભાઈ કુંવરજી પટેલની બયલીન માંદગી.**

અમો જણાવવાને દિલગીર છીયે કે સુરત શહેરના પ્રખ્યાત મોતીના વેપારી મર્હુમ કુંવરજી પટેલના એક પુરા બેટા મી લીમજી. ભાઇ આજ કેટલા દિવસો થયા સખ્ત માદગીને બિછાને પડયા છે. એવું કહેવામાં આવે છે કે એમના વિશ્વાસુ નોકર વિઠ્ઠલદાસ કે જેને નવ મહિનાની સજા થઈ છે તેને માટે તેવણ વધુ દિલગીર બની ગયા છે અને તે કારણને લીધે એમના દુઃખમાં વધારો થયો છે. અમો ઇચ્છીશું કે શેઠ લીમજીભાઇ પાછા તનદરૂસ્ત થઈ પોતાના પિતાજીનો વેપાર ચાલુ રાખે.

અસુરેથી મળેલી ખબર

અમો પ્રેસમાં જઇએ છીએ તેટલાં ખબર મળી છે કે મિ. લીમજીભાઇની માંદગી એ ઘણું ગંભીર રૂપ પકડયું છે. "

"ઘણુંજ અફસોસ કારક" જાંહગીરજી આ ફકરો વાંચી રહ્યા પછી બોલ્યા.

"હું એવન આગળ હતે તો કેવું સારૂં!" નાજાંબાઇએ રડતે ચહેરે જણાવ્યું.

"તમો શું કરવાનાં હતાં? ખુદાની મહેરબાની હશે તો એવન જલદી સારા થશે અને તમો ખુશ ખબર સાંભળશો? જાંહગીરજી બોલ્યા.

"ઓ! હું તો એવનની આગળ જવા માંગુછ મને કોઇ લઈ જાય તો કેવું સારૂં!" નાજાંબાઇ બોલ્યાં.

"તમો જઇને શું કરશો? તે છતાં તમારી મરજીજ હોય તો બાવાજીને પૂછીને આપણે બેઉ જઇએ."

"બાવાજી પરવાનગી આપે તો સારૂં! અને તમે મારી સાથે આવશો તો વળી ઘણુંજ સારૂં!"

"હા, હું ખુશીથી આવશ. નાજાં બહેન, લેઓ, બાવાજીજ અહીં આવેછ."

"કેમ, દીકરા જાહંગીર, પેઢી ઉપર હજી નથી ગયો કે?" પેસ્તનજીએ આવતાંને સાથ પુછ્યું.

"હમણા જાઉંછજી, પણ બાવાજી બેહન નાજાંને—

"શું છે? નાજાં દીકરીને શું છે?" નાજાંબાઈનું માથું સીવવાના સંચા ઉપર વાંકુ પડેલું જોઇ પેસ્તનજીએ આતુરતાથી પુછ્યું "દીકરી, કેમ શું છે?"

"બાવાજી, મ ઠી ખબર વાંચ્યાથી એવણુ બેચેન બન્યાછ." જાંહગીરજી બોલ્યા.

"માઠી ખબર શાની? અને એવી તે કઇ માઠી ખબર છે?"

"એવનના લીમજી સુરત ખાતે ઘણા સીક છે જે વિષે આજે ન્યુસમાં ખબર આવેલી છે."

"સીક છે તે શું થયું? માણસ છે, સીક બી પડે. કદાચ ઢોંગ કરી ખોટી જાહેર ખબર નહીં છપાવી હોય!"

"બાવાજી, પણ એવનની હાલત ઘણી ખરાબ છે એમ છેલ્લે જણાવેલું છે." નાજાંએ દિલગીરી સાથ કહ્યું.

"કોણ કહેછ કે એવનની હાલત ખરાબ છે. એમને છે શું? આપની દોલત લઇ બેઠાછ ને એ લીમજી લંપટ શેઠજી તો લહેર કરેછ લહેર!"

"બાવાજી, તમો આવી રીતે બોલોછો તેથી મને ઘણું દુઃખ થાયછે. મને ભાઇ જાંહગીર સાથ એક દિવસ એમની આગળ જઈ આવવા માટે રજા આપો તો હું ઘણી ઉપકારી થઇશ." નાજાંએ આજીજી કીધી.

"શું? એની આગળ જવા માટે રજા? કંઇ કારણ?"

"બાવાજી, કારણ તો તમો મુરબ્બી જાણોછો અને એમ કાંય કરોછો?"

"ત્યારે શું કરૂં? દીકરી; તું તો હજી નાદાન છે, મને મળેલી ખબર પરથી લીમજી માટે મને તો ઘણો ધિક્કાર છૂટેછે."

"બાવાજી, તમો એવનને ગેરઇનસાફ કરોછો"

"નહીં, નહીં, દીકરી, તું ભૂલેછે. એ કાંઈ સારો આદમી નથી. એ તો એનું કર્યું એજ ભોગવેછે; તું નહીં જાણે

"શું હું નહીં જાણું? શું બાવાજી, શું વાત કરોછો? જેવ મુરબ્બીજી, મને ભાઇ જાંહગીર સાથ એક-બે દિવસો જઈ આવવા દેઓ તો તમારો હમેંશનો ઉપકાર થશે."

"નહીં, દીકરી, નહીં, તારેથી ત્યાં નહીં જવાય."

"મુરબ્બીજી હું બેહન નાજાં સાથ જાઉં? જો આપની રજા હોય તો હું સાથે જાઉં અને જો લીમજીભાઈ સારી તનદરૂસ્તીમાં હશે તો અમો જલદી પાછાં ફરીશું," જાંહગીરજી વચમાં બોલ્યા.

"નહીં, દીકરા જાંહગીર, નહીં. તમો એવું પગલું ભરતાજ ના. એ લીમજી માટે તમુને કંઇ ખબર હશેજ નહીં. કાલે મને હોરમજદાર પંથકી તથા મારા દોસ્ત શાપુર શેઠના તરફથી એને માટે પક્કી ખબર મળીછે. એ કંઇ સારો માણસ નથી."

"બાવાજી, તમો આવી રીતે બોલી મારૂં દીલ રંજીદા કરોછો. તમો મુરબ્બીએ કોઇ દિવસ મને દિલગીર કીધી નથી અને—"

"હા, મેં દિલગીર નથી કીધી, પણ આજે તો હું તને દિલગીર કરવાનોજ. તારેથી ત્યાં નહીં જવાય. પાપ અને બદીમાં ફસેલા એક આદમીને ત્યાં હું તને કેમ મોકલું?-એ તો તે તારી મુર્ખાઇ અને ઉછાછલાં પણાથી એવું ખોટું પગલું ભર્યું હતું, પણ જ્યારે મારી નજર ખુલી છે ત્યારે શા સારૂ, દીકરી નાજાં, તને, મને ઓ આપણા કુટુંબને ખરાબ લગડાઉ? બસ, દીકરી, નહીં, તમારેથી હવે ત્યાં જવાયજ નહીં." પેસ્તનજીએ કંઇક જુસ્સા સાથ જણાવ્યું.

"ત્યારે શું હું મારો ભવ એમજ ગુજારૂં? બાવાજી, તમો આવી વખત એમ કરશો તો મને કોઇબી દિવસે સુખ મળવાનું નથી."

"દીકરી નાજાં, કંઇ નહીં ધીરજ રાખો, હમણા તો હું તુંને એની આગળ મોકલશ નહીંજ, પછી જો તારી મરજીજ હોય તો જા અને એ કમબખ્તને મળ અને તારા બુઢ્ઢા બાપનું મ્હોં કોઇ દિવસ પણ જોતી ના. યાદ રાખજે, નાજાં દીકરી, કે એકવાર ફરીથી તું પસ્તાશે."

"બાવાજી તમો આજે એટલા બધા ગુસ્સે કાંય થાવોછ ?"

"મને ગુસ્સે થવાનું કારણ છે. દીકરી, તુંને એક વખત મેં ના કહ્યું. બસ, તારેથી એની આગળ હમણા નહીંજ જવાય તારા કહેવાતા ભલા ભરથાર માટે તુંને કશી વધુ ખબર મળી નથી.— તું દીકરી ભોળી છે ને નાદાન છે."

"નાજાં બહેન, બાવાજી કહેછ તેમજ કરવું ડહાપણ ભર્યું છે, માટે તમારો વિચાર હાલ માંડીવાળો. પરવર દેગારની મહેરબાનીથી એમણે ફાયદોજ થશે. ચંદ રોજમાં એવણ સારા થશે." જાંહગીરજી નાજાંને દિલાસો આપી કહેવા લાગ્યા. "બાવાજી જે કંઇ કહેછ તે ખોટું કહેતા નથી. એવણ મુરબ્બીજીના હુકમને માન આપવામાંજ શોભા છે. ચાલો પરવરદેગાર કંઈ સારૂંજ કરશે. નાજાં બહેન મ્હોનું ધોઇ નાંખી પાછાં તમારે કામે વળગી જાઓ કે સઘળું વિસરી જશો."

"ચાલ ઉઠો, દીકરી નાજાં, ડાહી થાઓ અને મારૂં કહ્યું માનો." આમ કહી પેસ્તનજી તથા જાંહગીરજી તે ઓરડામાંથી ચાલી ગયા અને નાજાંબાઈ વિલાપ કરતાં તેજ ખુરસી ઉપર બેસી રહ્યાં. આ પછી તેણી અનેક વિચારોના વમળમાં અટવાયા કીધી અને તેણીએ દિલગીરીમાં ને દીલગીરીમાંજ બાકીનો દિવસ પસાર કર્યો.



## પ્રકરણ ૩૨મું.

## અસ્થિર મન.

"શું ? શું કહ્યું ?" પેસ્તનજી શેઠના બંગલાના કમ્પાઉન્ડમાં રાત્રે આશરે નવ વાગ્યા પછી મહોબત ઝોહરા સાથ ખુશ ગુફ્તેગોમાં બેઠો હતો ત્યારે કાવસ કારભારી પછવાડેનાં ઝાડનાં કુંડા આગળથી એકાએક બહાર નીકળી આવ્યો અને તેણે મહોબતને પૂછ્યું, "શું વિકૂલ કેદમાં ?"

"હા, આજના છાપામાં આવેલું છે. એ તો કેદમાં પડયોછ, પણ તું ભુત માફક વળી કયાંથી ફુટી નીકળ્યો ?" મહોબત બોલ્યો.

" લે, કેમ કંઇ છાંટા–પાણીના બહારમાં છે શું ? એ બકેછ શું ? વિઠ્ઠલ કેદી ને હું ભુત !"

" હા વિઠ્ઠલને શિક્ષા થઇછ. આજેજ જાહગીરજીએ બપોરના મને કહ્યું, અંતે એ સપડાયો ખરો ! અલ્લાનો ઇનસાફ અહીંનો અહીંજ છે."

" ઠીક થયું ! મુવા મુજીને ફાંસીને લાકડે ચઢાવતે તો સારૂં !" ઝોહરા વચમાં બોલી, " બે શરમ હૈયા—ફુટો મુવો તદન ખરાબ હતો."

" અરે ઝોહરાબાઇ, એ ખરાબ હતો તે જરા ધોઈ નાંખતે કેની ? સાબુ લઇને બરાબર ધોઇ નાંખતે કે પછી દુધ જેવો સફેદ–સફેદ થઈ જતે." કાવસે જણાવ્યું.

"નહીં, નહીં, કાવસજી તું મસ્કેરી ના સમજ. ખરૂં કહુંછ કે એ કેદમા પડયો પડયો હાલ ચાંચડા મારતો હશે."

"અરે એ ચાંચડા મારે, બાંચડા મારે તેનું મને શું ? એ તો કરણી તેવી પાર ઉતરણી ! નાંખ એના નામ ઉપર ખોબો ભરીને ધૂળ ! પણ હું આવતી કાલે સહવારમાં સુરત જવાનો છું એટલે બધી ખબર મેળવશ ખરો ! "

" એ વિઠ્ઠલ એના પાપે મુવો ! પણ લીમજી શેઠ બિચારા ઘણી ધાસ્તી ભરેલી હાલતમાં છે તેનું કેમ ?" ઝોહરા બોલી.

"પણ આપુને શું હવે લાગે વળગે જો ! અરે એઓનું ગમે તે થાય એમાં આપુને બા શું ? " કાવસે લાંબા હાથો કરી જણાવ્યું.

"હા, આપુને બા શું ? હા, આપુને બા શું ? વાહરે વાહ ! હાંકો શુ !" હીરો હરામી જેણે કાવસના છેલ્લા બોલો સાંભળ્યા હતા તેણે આવતાંને સાથ ચાળા કરી બોલવા માંડયું. " કંઇ એ લોકોને કામને ધંધો ! રાતના સાડા નવ વાગાછ અને અહીં બેઠાં બેઠાં જે હંકાયછ તે હાંકેછ ! "

" એ વળી કબાબમાં હાડકું ક્યાંથી આવી લાગ્યું ? " ઝોહરા તુરત બોલી, "બડો મસ્તીખોર છોકરો ! "

"એ મહોબત, તારી માહબુબને કહે કે જરા જોઈ જાઇને બોલે નહીં તો—"

" હં હં ! નહીં તો ? " કાવસે પૂછ્યું.

" અરે મેં કંઇ એનું ખાધુંછ બાધુંછ શું જે એવા એવા બોલો એ બોલેછ ?" હીરાએ રોફમાંજ સવાલ કર્યો.

" અરે હીરાજી શેઠ, માફ કરો. મારેથી બોલાઈ જવાયું." ઝોહરાએ ટોરમાં જણાવ્યું.

" હું ! તમાચો મારીને માફ માંગો એવી ઠીક ! "

" બસ, બસ, હીરા, તારો લવલવારો નહીં જોઇએ." કાવસે હીરાને ધમકાવીને કહ્યું.

" ત્યારે પતપતારો જોઇએછ શું ?"

" બસ ના કહ્યું કેની કે ગડબડ ના કર; ધીમેથી બોલ, શું સમજ્યો કે ?" કાવસે એકવાર ફરીથી દમામમાં કહ્યું.

" અરે પણ એ નહીં મુંગો રહેવાનો." મહોબત બોલ્યો, " એને અકકલજ કયાં છે ? જરા રોજ અકલગરો સવારના પહોરમાં ખાયા કરેની તો જરૂર એ અક્કલનો ઉકરડો બને. કાવસજી તે દહાડે એણે અક્કલ ખર્ચીને એની રેવડી કીધી તે માલુમ કે ?"

" નહીં. શું કીધું ?" કાવસે પૂછ્યું.

" એ ખબરદાર, મહોબત; ખાલી બધાં આગળ શું ખોટી શું હાંકયા કરેછ ?

" વળી શું શાની જો ! જે ખરૂં છે તે હું તો કહુંછ." મહોબત બોલ્યો. "કાવસ તે દહાડે કેની તે એ મારી સાથે મારા દોસ્ત મોલવી મહમદઅલીને ત્યાં આવેલો ત્યારે મોલવી સાહેબના નોકરે હાથ ઉપર. અત્તર લગાડ્યું તે એ ગાંડો ત્યાંજ ચાટવા મંડી ગયો ! હવે એ અક્કલ વગરનો નહીં તો શું ? "

" હા, તદન બેવકુફ ઉલ્લુ ! જરાએ અક્કલ નહીં મળે ! " કાવસે જણાવ્યું. "હું જો તારી સાથે હોતે કેની તો તે અત્તર ઘેર લઇ આવતે ને–રોટલી સાથે ખાતે ! " આ સાંભળી સર્વ ખડખડ હસી પડયાં અને ઝોરા બોલી:

" અરે અત્તર કંઇ ઘી–બી છે શું ?

" ઘી નહીં તો તેલ-તેલ તો ખરૂં કેની ?" કાવસે પુછ્યું.

" કાવસ તું કહેતો આવ્યો કે હું છાટાં પાણીના બકારમાં છું, પણ શરાબની નિશા તો તને ચહડેલી લાગેછ !" મહોબતે જણાવ્યું.

" એમ જરા છે ખરૂં! અશોફરોહરની યાદમાં જરા બબ્બો લીધાછ ખરો." કાવસે કબુલ્યું.

" વળી એ શું ? અશોફરોહની યાદ તે શું ?" મહોબતે પુછ્યું.

"એ તું નહીં સમજે!'

"ખરેખર એ લોકો શું સમજે?" હીરાએ ટાપશી પુરી.

'લેઓ, વળી સમજનું પુછડું બોલ્યું તે સાંભળો, મહોબતે કહ્યું. "હીરા તારામાં તો એ કોડી જેટલી બી અક્કલ નથી ને કાંય ખાલી વચમાં માથું મારેછ?"

"મહોબત, કેમ કંઇ કમબખ્તી આવીછ શું? અહીં આવીને માન ખાટયું. તે કોણના પ્રતાપથી? વિસરી કેમ જાયછ? જરા શરમ તો રાખ." હીરો ડોળા ધુરકી કહેવા લાગ્યો "હું નહીં હોત તો અહીં તું આવવાબી નહીં પામતે. ને આએ તારી દિલબરબી તુંને નહીં મળતે. મુંગો બેસ નહીં તો અહીંજ પોહતો કરી નાંખશ તો તારી માહબુબ બિચારી વગર ફ્રોકટની રાંડી રાંડ થઇ જશે."

"એ આજે એને થયુંછ શું? વગર ફ્રોકટનું કાંય અકણુ લેછ." મહોબત બોલ્યો. "મરવા બરવાનો થયોછ શું? અરે એક સોલટમ પડશે કેની તો ડોકીજ મરડઇ જશે."

'જા, જા, માર્યા, માર્યા! ઘાઘરો ને કાંચળી પહેર ને આએ એની સોડમાં બેસી રહે. વાંસો જરા ભારી થયો હોય તો એના હાથનાં ખાસડાં ખાઇને જરા હલકો કર–કોણ જાણે એ તારે નામના કેવાં છાજીઆં લેશે ને બાપડી માથે હાથ દઇને તારે નામનું કેટકું રડશે?"

"હીરાજી, તમારી જબાં જરા ટૂંકી કરો" ઝોહરા કે જેણીનું ઘણું પાકી આવ્યું હતું તે હવે વચમાં બોલી. "આજે શા સારૂ એમ ખોટી પંચાતી કરોછ?–પણ મહોબત જોની એ સામેથી કોણ આવેછ?'

"હા, કોઇ આવેછ ખરૂં!" કાવસ બોલ્યો.'

"એ તો નાજાંબાઇ લાગેછ." ઝોહરાએ જણાવ્યું.

"હા, હા, એવણુજ છે. ચાલો મુંગાં રહો." મહોબતે કહ્યું.

ખરેખર નાજાંબાઇ સામેથી આવતાં હતા; અંધારી રાત્રે નવ વાગ્યા પછી નાજાંબાઈ કમ્પાઉન્ડમાં શા સારૂ ફરવા નીકળ્યાં હશે એ ઝોહરાને મનથી એક ઉખ્યાણું હતું. નાજાંબાઈ નજદીક આવ્યાં કે ઝોહરાએ સવાલ કર્યો:

"કોણ?–બાઇજી, તમો કાંય અહીં પધાર્યાં?"

"કોણ ઝોહરા કે?–મરેરે, નવ વાગી ગીયા તોપણ અહીં કમ્પાઉન્ડમાં બેસીને શું કરેછ?"

"કંઇ નહીંજી, એ લોકો સાથ જરા ગપ્પાં મારતી બેઠીછ."

"કોણુ સાથ! હો! તારા મહોબત ને કાવસજી સાથ? એ આએ બીજું કોણુ?"

"એ તો આપણા નામદાર હીરાજી છે."

"હં! તે જાવેની, હવે સુઇ જાવેની દશ વાગવા આવ્યાજ ને?"

"નહીંજી. હજી તો સાડા નવ થયા હશે; હવે જઇએછ જી, પણુ બાઇજી તમો અહીં કેમ આવી લાગ્યાં?" ઝોહરાએ પૂછ્યું. "અમસ્થી; જરા ઉંઘ નહીં આવી તે ફરવા નીકળી." નાજાંબાઇએ રૂંધાયલે સ્વરે કહ્યું.

"તે આએ નવી સાડી પહેરીને? બાઇજી, સાડી ખરાબ થઇ જશેની!" ઝોહરાએ જણાવ્યું.

થોડીક પળ સુધી નાજાંબાઇ જવાબ આપી શકયાં નહીં અને ઝોહરા નાજાંબાઇનાં મ્હોં તરફ ટીકતી ઉભી રહી.

"ઝોહરા, જરા અહીં આવ; તારી સાથ વાત કરવીછ." આમ કહી ઝોહરાનો હાથ પકડી નાજાંબાઇ તેણીને દૂર લઇ જઇ રડમસ ચહેરે કહેવા લાગ્યાં: "ઝોહરા, મારા લીમ ઘણા સીક છે તે તું જાણેછ કે?"

"હાજી, મહોબત હમણા મારી આગળ એજ વાત કરતો હતો."

"હવે હું શું કરૂં? કોણુ જાણે એવણુ કેમ હોશે? મારા બાવાજી મને એમની આગળ મોકલવા ના કહેછ ને મારો જીવ તો બળીને ખાખ થાયછ."

"કાંય? બાઇજી, બાવાજી ના કાંય કહેછ?" ઝોહરાએ પુછ્યું.

"કોણુ જાણે! એવણુ તો કહેછ કે બસ હવે નહીં જવાય. લીમજી તો ઘણો ખરાબ માણસ છે. જોની, મારા બાવાજી આવી રીતે કહેછ ત્યારે મને ઘણું દુ:ખ થાયછ."

"બાઇજી, બાવાજી જવા માટે ના કહેછ ત્યારે આપ નહીં જાઓ તો સારૂં!"

"શું સારૂં જો? આજે સહવારની ખબર મેં સાંભળીછ ત્યારથી મને કંઇ ગમતું નહીં. મારૂં મન તો ચકભમ થઇ ગયુછ. હું તો હું તો"—નાજાંબાઇ વધુ બોલી શકયાં નહીં,

"બાઇજી. તમો શું કહોછ?—એ એમ કાંય કરોછ?"

"ઝોહરા, રાતનાં ફ્રાસ્ટ પેસેનજર કેટલે વાગે આવેછ તે તું જાણેછ કે?"

"નહીં, બાઇજી, કાંય શું કામ છે?"

.. "તે હું-હું, આજે રાતના અહીંથી ગુપચુપ સુરત ઉપડી જવા માંગુંછ."

'નહીં, બાઇજી, નહીં, એવું પગલું ના ભરતાં. આપના બાવાજીનો હુકમ મળે તોજ જાવો. એમ ચાલી જશો તો ઠીક લાગશે નહીં. મારૂં માનો, બાઇજી, એમ ના કરો.'

"પણ મને ઉંઘ નહીં આવતી-કંઇ ચેન નહીં પડતું અને દિલગીરી ને ફીકરથી જાણે હું ગાંડી-ઘેલી થઇ ગઇછ. કોણ જાણે મારા લીમ કેમ હોશે? હું એવન આગળ જાઉં તોજ સારૂં!"

'બાઇજી, આપના બાવાજીને સમજાવીને એવનની રજા લઇને પછી જાવો તો સારૂં! મહોબત, મહોબત, જરા અહીં આવજે." ઝોહરાએ નાજાંબાઇને કહ્યા પછી મહોબતને બોલાવ્યો.

"નહીં, ઝોહરા એને કાંય અહીં બોલાવેછ?" નાજાંબાઇએ પ્રશ્ન કર્યો.

"કેમ શું છે? ઝોહરા.' મહોબતે ઝોહરા આગળ આવીને પુછ્યું.

"હમણાજ તમે લીમજી શેઠ વિષેની ખબર આપી અને બાઇજી લીમજી શેઠ આગલ જવા માટે અહીં આવેલાં છે. રાતની ગાડીમાં એવણ અહીંથી જવા માંગેછ. એવનના બાવાજી ના કહેછ ને એવણ તો અહીંથી ગુપ-ચુપ ચાલી જવાનો વિચાર કરેછ"

"બાઇજી, તમારા પેદર ના કહેછ ત્યારે શા સારૂ જીદી થઇને જવા માંગો છો? લીમજી શેઠની તબીયતના રૂડા સમાચાર એક-બે દિવસોમાં સાંભળશો. કાલે દાદીબા શેઠ પણ અહીં આવવાના છે અને આપ આજે જશો તો ઠીક નહીં લાગશે. હમણા તો પોઢી જાવો ઝોહરા તમારી આગળ જ સુશે અને તમને ઉંઘ નહીંજ આવશે તો વાતો કરીને તમારો વખત પસાર કરાવશે."

'હા, બાઇજી, ચાલો હું સાથે આવુંછ. મારૂં માનીને અંદર પાછાં ચાલો. અલ્લા કંઇ સારૂંજ કરશે."

નાજાંબાઇનું મન ડગમગ્યું અને થોડીક પળો ચૂપ ઉભાં રહ્યા પછી નાજાંબાઇએ પોતાનો વિચાર ફેરવ્યો અને ઝોહરા સાથ બંગલા તરફ જવા માંડયું કે હીરો કાવસજીને કહેવા લાગ્યો.

"એ કોણ જાણે શું ગોળો પિંડાળો છે? એ બેઉ જનાએ શું ધુસ-ધુસ વાત કીધી હોશે? લેઓ, બાઇજી તો ઠણુકા કરીને ચાલ્યાં."

"તેની તુંને શાની:પંચાત? ચાલ, ચાલ, વખત થઇ ગયોછ. હવે સુઈ જઇએ. એ લોકો ગમે તે કરે તેની આપુને શું પિડા?

ફોડે માથું ને કાઢે રાતું! ચલ દીકરી, ચલ, મને સહવારના પહોરમાં સુરત જવા ઉપડવું છ, માટે જીઓ કરી .જઇએ. ચલ હીરા, હવે તો સુરજ ને તારાને આસમાન ને જમીન બધું ભેળઇ ગયેલું લાગેછ. દારૂ આજે જરા વધારે લેવાયો જો!"

"હા, હા, કાવસજી ચાલો" હીરાએ કહ્યું. "નહીં તો કેડે ભૂલા પડી જશો હા, ચાલો હવે ઘોંટકો લઇએ."

---

## પ્રકરણ ૩૩મું.

## સદાનો વિયોગ.

પ્યારાં વહાલાંઓ માટેની દુઃખદાયક ખબર સાંભળવા પછી મનુષ્યનું મન ઉદાસી અને બેચેનીના ઉંડા ખાડામાં પડે છે કે જે ખાડાની ઉંડાઈ કોઇ પણ માપ અથવા યંત્રથી મપાઇ શકાતી નથી. નાજાંબાઇનું મન એવાજ પ્રકારના ઉંડા ખાડામાં પડ્યું હતું. રાતનાં તેણીને ઉંઘ આવીજ નહીં, પલંગ ઉપર આમ તેમ પછાડા મારતી તેણી પડી રહી. વિચારોની અનેક હારમાળા એકેક પછી તેણીના મન ઉપર વિંટલાતી રહી. આંખ્યોમાંથી અનેક વેળા આંસુઓની ધાર વહેતી રહી અને જ્યારે થોડીક મિનિટ સુધી નિંદ્રા તેણીની ઉપર પ્રસન્ન થતી ત્યારે ભયંકર વિચિત્ર સ્વપ્ના દેખી તેણી ચમકી ઉઠતી હતી, ઝોહરા તેણીના પલંગ નજદીક ભોંય ઉપર બિછાનું કરી સુતી હતી અને તેણી તો નિરાંતે મીઠી ઉંઘની મઝા ચાખતી પડી હતી. પાછલી રાત પછી નાજાંબાઇને ઉંઘ આવવા લાગી, પણ મી. દાદીબા લશ્કરી ભરૂચથી આવનાર હતા એમ યાદ આવવાથી તેણી પલંગ ઉપરથી છલંગ મારી એકદમ ઉઠી અને જલદીથી નાહી ધોઇને બંદગી કરવા બેઠી. નવ વાગ્યા હતા તોયે તેણી પોતાના ઓરડામાંજ બેસી રહી હતી આથી તેણીના બાવા પેસ્તનજી તેણીના ઓરડા તરફ આવી લાગ્યા અને નાજાં ખુરસી ઉપરથી ઉઠી ઉભી થઈ, અને પેસ્તનજીએ તેણીને પૂછ્યું.

"દીકરી, કેમ હજુ ઓરડામાં શું કર્યા કરેછ?"

"બાવાજી, હું જરા વાર ભણવા બેઠી'તી.'

"ઘણુંજ સારૂં. મારી ડાહી દીકરી, ચાલો આગળા ઓરડામાં આવો. હમણા દાદીબા પણ આવી લાગશે. જાંહગીરજી એવનને સ્ટેશન ઉપર લેવા ગયાછ."

"હાજી, આવુંછજી. જરા કપડાં બદલીને આવીજી."

"હા, આવ દીકરી—પણ લેઓ, જાંહગીરજી અને દાદીબા આવી લાગ્યા! કંઇ નહીં ધીરે રહીને આવજો." આટલું કહી પેસ્તનજી બંગલાના ઓટલા ઉપર ગયા.

"સાહેબજી. પેસ્તનજી બાવા." મી. દાદીબા સીડી ઉપર ચઢતાંજ બોલ્યા અને પુછ્યું. "કેમ છેઓજી"

"તમારી નેક દુવાથી સારી પખે. બેસોજી બેજન, દાદીબા શેઠને પંખો આપ. કેમ દાદીબા કંઇ નવા જુના સમાચાર ?"

"નવા જુના સમાચાર કંઇજ નથી એટલી ખુશ ખબર કે મારૂં કામ પુરૂં થયું છ અને પરમ દિવસથી મને ડિસ્ટ્રિકટમાં જવાનું છે."

"ત્યારે તો ઘણું સારૂં ! તમને ડિસ્ટ્રિકટમાં ફરવા તો ઘણું ગમેછ."

"હાજી, એમ છે ખરૂ." દાદીબાએ જવાબ આપ્યો.

"ભાઇ દાદીબા, જંગલમાં એકાંત ફરવાનું તમને કેમ ગમેછ ?" જાંહગીરજીએ પુછ્યું.

"જાંહગીરજી, તમો જો મારી સાથે થોડા દિવસો ડિસ્ટ્રિકટમાં ફરો તો પછી એમજ કહો કે ભરૂચ, સુરત યા મુંબઇ જેવાં 'સિટિમાં' જઈ વસવું એચેની ભર્યું છે. જંગલનો દેખાવ, ઝાડપાનની લીલોતરી, પક્ષીઓના સુંદર-મધુર સરોદો અને અનેક કુદરતની ખુબસુરતીઓ ઘણી અચ્છી રીતે આપણુને રીઝવે છે. જો કોઈ પવિત્ર ભક્ત એક છાયાવાળા ઝાડ નીચે એકાંતમાં બેસી બંદગીમાં મશ્ગુલ રહેવા માંગે તો આવી એકાંત જગ્યામાંજ તે ઘણી સહેલાઈથી અને ઘણીજ શાંતિથી તે બંદગી કરી શકે."

"હાજી,-તમો કહો છો એ ખરૂં છે, દાદીબા" પેસ્તનજી બોલ્યા "પણ આ જમાનામાં એવા ભક્તો થોડાજ મળે કે જેઓ હમેશા ખુદાની બંદગી કરવામાંજ મશ્ગુલ રહે !"

"આ જમાનામાં ઢોંગી ભક્તો તો ઘણા મળેછ પણ સાચ્ચા સેવકો મળવા મુશ્કેલ છે" દાદીબાએ જણાવ્યું અને નાજાંબાઈ તે ઓરડામાં દાખલ થયાં. ઓરડામાં દાખલ થતાં નાજાંબાઇએ દાદીબા તરફ જોઇ પોતાનું ડોકું નમાવ્યું અને દાદીબાએ પુછ્યુંઃ

"કેમજી કેમ છો ? તબિયત કંઇ નરમ છે શું ?" "નહીંજી. હું તો સારી કની છું," નાજાંએ ટુંકમાં કહ્યું.

"બાઇ દાદીબા, બેટી નાજાં ગઇકાલથી દિલગીરીમાં છે, કારણકે એના કહેવાતા ભરથાર સુરત મધે ઘણા સીક છે." પેસ્તનજી વચમાં બોલી ઉઠયા.

"હું જાણી દિલગીર છું. પરવરદેગાર એવનને જલદી વેલ કરે એવી મારી દુવા છે."

" દાદીબા, મેં પેલા હાથ-ચાલાકીના ખેલ કરનાર વિષે તમને કહ્યું હતું તે અહીંજ છે માટે હમણા બોલાવું ?" જાંહગીરજીએ પુછ્યું " એના બે-ચાર ખેલો હમણા જોશો ?"

"હાજી, મોટી ખુશીથી" દાદીબાએ જવાબ આપ્યો અને જાંહગીરજી ત્યાંથી ઉઠયા અને મહોબતખાંને બોલાવી લાવ્યા.

" શું ? જાંહગીર દીકરા, હકીમ સાહેબ જાદુના ખેલો પણ જાણેછ શું ?" મહોબતખાંને જોઇ પેસ્તનજીએ સવાલ કર્યો.

" હાજી." જાંહગીરજીએ કહ્યું અને મહોબતખાંએ પોતાના ખેલો દેખાડવાને શરૂ કર્યું. તેણે રમવાના પાનાની મદદથી હાથ-ચાલાકીના કેટલાક ખેલો કરી દેખાડયા, પછી એક સિગારેટને બરફના ટુકડાથી સળગાવી. ત્યારપછી તેણે દારૂનું પાણી બનાવ્યું અને પાણીને પાછું દારૂમાં ફેરવી નાખ્યું. છેલ્લે એક કાચના 'ટમ્બ્લર'માં પાણી નાંખી તેને રૂમાલથી ઢાંકયું અને એક બે સેકન્ડમાં તે પાછું ઉઘાડી તે ટમ્બ્લરમાંથી પાણીને બદલે દરાખ, આલુ, બદામ વિગેરે મેવો કાઢી દેખાડયો.

છેલ્લો ખેલ જોઇ દાદીબા બોલી ઉઠયાઃ-

"શાબાશ ! મિયા શાબાશ !"

"બાવાજી તમુને યાદ છે કે આપણે ત્યાં એક વેળા અગાઉ પાર્ટી હતી." નાજાં બોલી, " ત્યારે પણ એવાજ ખેલો એક દાઢીવાલા જાદુગરે દેખાડેલા."

"હા, દીકરી યાદ છે ખરૂં !" પેસ્તનજીએ કહ્યું.

"હાજી, એ દાઢીવાલો જાદુગર તે આપણા આએ મહોબતખાં હકીમ સાહેબજ હતા." જાંહગીરજીએ તુરત જણાવ્યું.

" શું ? ખરેખર ?" પેસ્તનજીએ અજબ થઇ પુછ્યું અને જાંહગીરજીએ મહોબતખાં વિષેનો સઘળો ખુલાસો કર્યો એને ત્યાર પછી મહોબતખાં સર્વને સલામ કરી ત્યાંથી ચાલી ગયો.

બપોર પડી હતી અને જમવાનો વખતથયો હતો. સર્વ જમવા બેઠાં અને જમી રહ્યા પછી મહોબતખાંના હાથ ચાલાકીના ખેલો વિષે પાછી વાત શરૂ થઈ.

" જાંહગીરજી, પાનાની ટ્રીક તો સાધારણ છે, પણ સિગારેટવાલી ટ્રીક, દારૂને પાણીવાલી ટ્રીક અને છેલ્લી ટ્રીક ઘણી સારી છે," દાદીબા બોલ્યા.

"દાદીબા, સિગારેટવાલી ટ્રીક પણ-પાના જેવીજ સાધારણ છે. એની બે ટ્રીકો તો હું તમને સહેલાઇથી સમજાવીશ." જાંહગીરજીએ કહ્યું. "સિગારેટને છેડે પેટાસીઅમના તારનો આશરે પા ઈંચ જેટલો ટુકડો ઘુસાડેલો હોય છે, અને આ આ પેટાસીઅમ ધાતુ એવી છે કે પાણી સાથ લાગે તો તુરત તે સળગી ઉઠેછે."

"હો હો! ત્યારે આએ તો કેમીકલ ટ્રીક છે," દાદીબા બોલ્યા.

"હાજી, દારૂ ને પાણી વાળી ટ્રીક પણ કેમીકલથીજ થાય છે. ત્રણ જાતનાં 'કેમીકલો' ફેનોલથેલીન, (Phenolthalein) કારબોનેટ ઓફ સોડા, (Carbonate of Soda) અને ટાર્ટરીક એસીડ (Tartaric acid) વાપરવામાં આવેછ. પેલાં એક ટમ્બ્લરમાં કારબોનેટ ઓફ સાડાનું સોલ્યુશન હતું. બીજામાં ટાર્ટરીક એસીડનું સોલ્યુશન હતું. ફેનોલથેલીન એવો કેમીકલ પદાર્થ છે કે જે કારબોનેટ ઓફ સોડામાં પીગળે તો 'કલેરેટ' દારૂ જેવો લાલ રંગ બને. પછી એને એસીડવાલાં સોલ્યુશનમાં નાંખે તો રંગ ઉડી જાય અને ચોખ્ખું પાણી રહે; કારણકે ફેનોલથેલીન જો એસીડમાં પીગળે તો તે સાફ રંગ વગરનું બને."

"વારૂં, પણ ટમ્બ્લર ને મેવા વાલી ટ્રીક વિષે શું ધાર્યું?" દાદીબાએ પૂછ્યું.

"એ વિષે તો હું કશું કહી શકતો નથી અને આ 'ટ્રીક' તો પહેલ વહેલી મે જોઇછે" જાંહગીરજીએ જણાવ્યું.

"ભાઇ દાદીબા, આએ હકીમ સાહેબના ખેલો પેલા મહમદ છેલના ખેલો આગળ તો કુચ્છ બિસાદમાં નથી. તમો સાહેબે મહમદ છેલના ખેલો તો જોયા હશે?" પેસ્તનજીએ કહ્યું. મહમદ છેલ તો એના ખેલોમાં કમાલજ કરેછ. "મુરબ્બી, મેં મહમદ છેલ વિષે સાંભળ્યું છે ખરૂં, પણ એના ખેલો જોયા નથી અને એવી બાબદ ઉપર હું કશું ધ્યાન આપતોજ નથી." દાદીબા બોલ્યા "મને તો મારૂં કામ ભલું કે મારી ચોપડીઓ ભલી.'

"તમારા જેવા ભણેલા-શિખેલા ગ્રહસ્થે એવી બાબદો પણ જાણવી જોઇએ." પેસ્તનજીએ જણાવ્યું.

"હાજી. એમ છે ખરૂં, પણ એ તો જેનો જેનો શોખ." દાદીબાએ કહ્યું અને પછી ઉમેર્યું. "આપણે વાતો કર્યા કરીએછ અને બહેન નાંજાબાઇ તો એક બોલ પણ બોલતાં નથી."

"જી, હું શું બોલું? મારો જીવ અંદરથી ધુજેજ અને મને કંઇ ચેન પડતું નથી એટલે વાતોબી શું કરૂં?" નાંજાબાઇ બોલ્યાં.

" દીકરી, તું વગર ફોકટની કાંય બળાપો કરેછ ? " પેસ્તનજીએ પૂછ્યું.

" બાવાજી, મને ગઈ કાલે સુરત મોકલી હતે તો કેવું સારૂ ! હું એવનને જોઇને ખુશી થતે અને કંઈક માવજત કરવામાં મદદગાર થતે !"

" બહેન નાજાંબાઇ, ખુદા કરશે તો ચંદરોજમાં એવનની માંદગી દૂર થશે, " દાદીબાએ કહ્યું, " પણ હું પૂછું, નાજાં બહેન કે તમો એવન માટે આટલાં બધાં દિલગીર થાઓ છો ત્યારે ગાંડું ને ઉછાછલું પગલું ભરી તમારા વહાલા બાવાજીથી તમો જુદાં પડયાં હતાં તે વેળા તમારા પેદરની દિલગીરી ને ચિંતા કેટલી હશે તેનો કંઈ ખ્યાલ તમને આવ્યો હતો ?-બહેન નાજાંબાઇ, તમારે આ મારા બોલવાથી ગુસ્સે થવું નહીં, મારામાં રોકડું પરખાવાની ખરાબ ટેવ પડીછ-દુઃખમાં ગીરફતાર બનેલા તમારા બાવાજી માટે તમને તે વખતે કંઈ પ્યાર નહીં છૂટયો યા કશી દયા નહીં આવી ! તમો જેવાં——"

" જાંહગીરજી શેઠ, આ એ તારવાલો તાર લઇ આવ્યોછ, " હીરો હરામી તારવાલા સિપાઇ સાથ ઓટલા ઉપર આવી કહેવા લાગ્યો અને નાજાંબાઇની છાતીમાં કંઇ દુઃખ થઈ આવ્યું.

"નાજાંબાઇના નામનો છે" તે તાર જોતાં સાથ દાદીબા ધીમેથી બોલ્યા અને તે ઉખેડી દાદીબાએ નીચે પ્રમાણે વાંચ્યો.

'લીમજીભાઈ ગઈ રાત્રે ત્રણ વાગે ગુજર્યા છે." 'કોણે તાર મોકલ્યો છે ? " જાંહગીરજીએ અધીરાઇથી પૂછ્યું.

"કોઇ કાવસજીએ મોકલ્યોછ "

"હં હં, આપણા કાવસજી કારભારી ! "

દાદીબા તાર વાંચી દિલગીર દેખાયા અને નાજાંબાઇએ હરણ ફાર તેમની તરફ જોયા કીધું. જાંહગીરજીએ તે તાર લઇ પોતે વાંચ્યો અને "અષેમ વોહૂ" ના શ્રેષ્ટ કલામો મનમાં પઢવા માંડયા.

"દીકરી નાજાં, અમો દિલગીર છીએ, " પેસ્તનજીએ પોતાની દીકરીના માથા ઉપર હાથ મૂકી કહ્યું. "જેવી તે દાદારની મરજી ! તે સાહેબના હુકમને તાબે થવું જોઇએ." નાજાંબાઇએ રડવાનું શરૂ કર્યું અને પોતાનું મ્હોં રૂમાલથી ઢાંકયું.

"નાજાંબહેન, રડો ના. જે બનવાનું હશે તે બન્યું," દાદીબાએ જણાવ્યું "પરવરદેગાર તમારો પાસબાન રહે. " "નાજાંબેહન, બસ.

રડો ના. ઉઠો, હવે રડીને વિલાપ કરવામાં કંઇ સાર નથી." જાંહગીરજીએ નાજાંબાઇનો હાથ પકડી વહાલથી ચાંપ્યો અને કહ્યું, "તે સાહેબની જેવી મરજી !"

"ઓ ખુદા ! કેવો જુલમ ! મને સ્વપ્ને પણ ખબર નહીં હતી!" નાજાંબાઇ ગળગળિત થઈ હૈયાં ફાટ રડવા લાગી અને તેણીને સર્વ દિલાસો આપતાં ઉભાં. તેણીએ સુરત જવાને અને પોતાના વહાલા લીમના ઘરે જવાને ઇચ્છયું, પણ પેસ્તનજી હઠીલા થયાં અને નાજાંને સુરત નહીંજ મોકલવાને તેમણે દુરસ્ત ધાર્યું.

નાજાંબાઈના કેટલાક દિવસો વિલાપમાંજ પસાર થયા. કોઇની સાથ વાત કરવાને તેણીને ગમ્યું નહીં. તેણીની ભુખ ઓછી થઇ અને ઉંઘ ઉડી ગઇ. કેટલાક દિવસો સુધી તેણીની આંખોમાંથી વારંવાર આંસુઓ ટપક ટપક પડતાં રહ્યાં. કવિના બોલોમાં કહીએ તો તેણીથી હવે

"વિયોગ ના સ્હેવાય, પ્યારાનો વિયોગ ના સ્હેવાય
અંતરના પડદાઓ તૂટી, આંસુઓ ઉભરાય."

---

## પ્રકરણ ૩૪મું.

## ભેદનો પડદો

લીમજીના મરણ પામ્યાને બે અડવાડિયાં થઈ ગયાં અને લીમજીની મિલકત અને તેમાં વીલ માટે અનેક અટકળો ચાલી રહી. સુરત શહેરમાં સઘળે ગપ ફેલાઇ ચુકી કે ખાનબહાદુર લીમજી પટેલ વીલ કર્યા વગર ગુજરી ગયા છે. લીમજીની મિલકતો અને લીમજીનો પૈસો કોણને હાથ જશે તે માટે લોક ચર્ચા ચાલી રહી. ગામ-ગપાટો ઉડી રહ્યો કે લીમજીના વિશ્વાસુ કારભારી વિઠ્ઠલને હસ્તક સઘળું જશે, વળી અફવા ચાલુ રહી કે લીમજીની બહેન કોર્ટમાં પોતાનો દાવો રજુ કરશે અને પોતાના હકો માટે લડશે.

લીમજીનાં બહેન પીરોજબાઇ પોતાના એક પૂરા ભાઇ માટે રૂશતમપુરે મધેનાં પોતાનાં ઘેરમાં શોક કરતાં રહ્યાં હતાં. એક શનિવારની બપોરે પોતાનાં સ્નેહી શીરીનબાઈ આગળ પોતાના બાપદાદાની આગલી કીર્તિવંત આબાદી માટે અને સદ્‌ગુણી ચાલચલગત માટે તેવણુ વખાણ કરતાં હતાં તેટલામાં એક હિંદુ સ્ત્રી

એક આઠ વર્ષના છોકરા સાથ તેમના ઘરના ઓટલા ઉપર દાખલ થઇ.

"શેઠાણી પીરોજબાઇ છે કે ?" આ હિંદુ બાઇએ ઘરના ઉંબરા આગળ ઉભા રહી પૂછયું.

"કેમ, શું કહેછ રે ?' પીરોજબાઇના સહી શીરીનબાઇએ સવાલ કર્યો.

"મારે બાઈ પીરોજબાઇ સાથ ખાનગી વાત કરવી છે " તે હિંદુ બાઇએ ધીમે સાદે કહ્યું. "મારે એમને મળવું છે, " " તમે કોણ છેઓ ?" આ હિંદુ બાઈ અને તેણીના છોકરા તરફ ટગર ટગર ટીક્યા પછી પીરોજબાઇએ પૂછયું, " હું જાતની હિંદુ છું—પણ ખરી રીતે તો આપની સગી છું.

"મરેરે મુઇ એ શું બકેછ ?' શીરીનબાઇ વચમાં બોલી ઉઠયાં " રાંડ ! સગી શાની થઈ મુઇ જો ! રાંડ તો કોઇ ઘેલા ઘાંચીના કુટુમ્બની લાગેછ ખરી ! "

" શેઠાણી, આમ શીદને ગરીબની ઠઠ્ઠા કરો છો !" તે હિંદુબાઇ દિલગીર ચહેરે બોલી " દુઃખ ઉપર ડામ દેવા એના જેવું ઘાતકીપણું કશું નથી. હું હવે તદન નિરાધાર છું. બાઇ, હું ઉંચ કુળની છું, પણ હાલ ન્યાત બહાર પડી છું. હવે જીવવામાં કશો સાર નથી, આવી મારી દશા છે ત્યારે શીદને મને ગાળો ભાંડો છો ? "

" અરે એવી ધુતારીઓ ઘણી આવેછ ! ચાલ, નીકળ અહીંથી. રાંડ ડાકણ જેવી કાંહથી આવી જો !" શીરીનબાઇ છછણી પડયાં અને ડોળા કકડાવી તેણીની તરફ જોતાં ઉભાં.

" પણ તું કહેછ શું જો ? " પીરોજબાઇએ અંતે પૂછયું. " હું પોતે પીરોજબાઈ છું. "

" તમારા ભાઇના અકાળ મરણથી સઘળે દિલગીરી ફેલાઈ છે અને હું તો બાપડી, તદન નિરાધાર થઇ છું. લીમજી શેઠ આપનાજ ભાઈ થાયને ? "

" શું ? મારા ભઇના ગુજરવાથી તુંને શાની પિડા થઇ ? તું શાની ખોટા ઢોંગ કરતી અહીં આવીછ જો ? "

" નહીં, બાઇજી પીરોજબાઇ, ખોટા ઢોંગ નથી. પરમેશ્વરના સમ ખાઇને કહું છું કે હું કશી રીતે ઢોંગ કરતી નથી—મેં સઘળું ખોયું. મેં મારાં માત-પિતા ગુમાવ્યાં. મારાં સગાં-સ્નેહીઓ ત્યાગ કર્યાં; મારી ન્યાતને પડતી મેલી અને છેલ્લે મેં મારા ધણીને ખોયો ! "

"તારા ધણીને ખોળ્યોછ તે જા દીવો લઇને શોધવા જા" શીરીન-બાઇએ ટાહુકો મૂકયો.

"બહેન તમો શીદને મારી મશ્કેરી કરો છો? એ મારો ધણી હવે મને મળનાર નથી તે તો સ્વર્ગમાં સીધો ગયો છે. મને અને આ છોકરાને એકલાં મેલી તે ચાલી ગયો છે." તે હિંદુબાઇ આ પ્રમાણે દિલગીરી સાથ બોલી અને પીરોજબાઇએ તેણીની તરફ દયાથી જોવા માંડયું અને પછી પૂછયું:

"અમે દલગીર છીએ કે તું આવી કમનસીબ છે, પણ તું કહેવા શું માગેછ?"

"કાંઇજ નહીં-આપની મદદ મને જોઇએ છે.'

"હું એવી કાં લક્ષાપતિની ધણીયાણી છું કે તુને મદદ કરૂં. જા, બહેન તું ભુલી પડેલી છે. કોઇ શેઠિયાને ત્યાં જા કે તે તારી કંઇ દાદ લે." પીરોજબાઇએ જણાવ્યું.

"મને તો તમારી પાસેજ મદદ માંગવી છે, કારણ કા-કા-કારણ—"

"કા-કા-કા શું કર્યા કરેછ? મુંઇ ધૂતારી કાંથી આવીછ જો?" શીરીનબાઇ ફરકડી-ચટકીને બોલ્યાં.

"બાઇ, તમો જરા મુંગા રહો અને મને એમની સાથ વાત કરવા દો—હું તમારે ચરણે પડું છું. બાઇ, તમો મને ના સતાવો." કાકલુદી કરી પેલી હિંદુબાઇ બોલી. "બાઇજી કારણ એ છે કે ખરી રીતે તો હું આપના ભાઇ લીમજીની બેરી છું અને આ છોકરો લીમજીનો પોતાનો છે.'

"શું? નીકળ અહીંથી રાંડ લુચ્ચી! બે શરમ નકટી! તુંને બોલતાં કંઇ શરમ આવેછ?" પીરોજબાઇ ગુસ્સાથી બોલ્યા અને શીરીનબાઇએ તેમને ટેકો આપ્યો: "મરેરે! એ રાંડ અહીં કાં ધડો પખોડવા આવીછ જો! રે-એ કમજાત, બહાર જા અહીંથી નહીંતો સીપાઇને બોલાવુંછ.'

"મારૂં કહેવું સાંભળો. બાઇજી હું કહું છું તે ધ્યાનથી સાંભળો. ઇશ્વર ખાતર, દયા ખાતર તમો મારૂં સાંભળો. આપના મરનાર ભાઇનો આ છોકરો છે, અને આ છોકરાનો મે જન્મ આપ્યો હતો."

"એ બેશરમ નષ્ટ ઓરતને બોલતાં શરમ પણ નહીં આવતી." શીરીનબાઇ બોલ્યા અને પીરોજબાઇ તે હિંદુ બાઇ સાથ આવેલા

છોકરા તરફ એકી નજરે જોતાં બેઠાં. ખરેખર આ છોકરાનો ચહેરો લીમજી પટેલના ચહેરાને મળતો આવતો હતો; તેની આંખ્યો લીમજીની આંખ્યો જેવીજ માંજરી હતી; તેનું નાક લીમજીના નાક જેવુંજ અણિયાળું હતું અને તેનો ખુદ દેખાવ લીમજીના જેવોજ દીસતો હતો.

"શું ? તું એ બધું ખરૂં કહેછ ?" પીરોજબાઇએ પૂછયું. "બાઈ, સત્ય માનજો કે આ છોકરો મારો છે અને તમારા ભાઇનો છે. તમને આ છોકરાના રૂપ-રંગ ઉપરથી નથી માલુમ પડતું ?"

"મારી ખાત્રી કેમ થાય ? કોઈ તારા સાક્ષી છે ? શું એ મારા ભાઇનો છોકરો ?"

"અરે એવી ધૂતારીઓ ઘણી આવીછ જો ! પીરોજા" શીરીનબાઈ બોલ્યાં.

"બાઇ, હું ધુતારી નથી. મારો સાક્ષી પેલો બંદીખાને પડેલો વિઠ્ઠલ છે. એ મુવાએજ મને ફસાવી-લલચાવી ફાંસામાં નાંખી હતી ! જો કે મને મારાં માત-પિતા તથા સગાં સ્નેહી તરફથી ઘણું સહન કરવું પડયું છે, પણ મારા પ્યારા લીમજી તરફથી મને ઘણું સુખ મળ્યું છે."

"અરે રાંડ ચકાસી ગઇછિ રે-જરા ચકાસી ગઇછ." શીરીનબાઇએ વચમાં ટાહુકો પૂર્યો 'મુંઇ પ્યારાને ફયારા કરી પીરોજ પાસ કંઈ ઓકાવા આવીછ શું ?"

"હું જો જુઠું બોલતી હોઉં અને તમને ઠગવા આવી હોઉં તો આ નિર્દોષ બાળકને પૂછી જુવો કે મારા લીમજીને એ ઓળખતો હતો કે ? લીમજી મારે ઘરે રોજ આવતા હતા કે ? બાઇજી, તમારે ગમે એવા સવાલો એને પૂછો અને તમને સંતોષકારક રીતે એ જવાબ આપી મારાં કહેવાને ટેકો આપશેજ."

"અરે એ લુચ્ચાંઓ તો અગાઉથી ટાગડો ઘડીને આવી મુવેલાં રે ! પીરોજા. તમે ભોળાં એ નહીં સમજો !" શીરીનબાઇએ જણાવ્યું. "અરે એને તો મુવાંઓએ પોપટ માફક હુશિયાર કીધો હોશે ને ! એમ કદી બને કે ? ઓ વાય!-તમારા બહેરતી બઇ કઇ એવી રાંડ સાથ ફરે કે ?-મરેરે એ તો મુવો જમાનોજ એવો આયોછ. લુચ્ચાઇ, જુઠ્ઠાઇ ને દગલબાજીને લીધેજ આએ ધરતી ઉપર ધ્રુજારો ચાલુ રહ્યોછ જો !-ચાલ, તું બહાર જારે ! લાવની, હું એ છોકરાને પહેલે બે ચાર સવાલ પૂછું કે પાપનો ઘડોજ બધો ફુટી જશે." આટલું બોલી શીરીનબાઇએ તે છોકરાને પોતાની આગળ બોલાવ્યો અને પછી કહ્યું. "એ છોકરા, તારી માએ તુંને બધું શીખવીને બોલવા કહ્યુંછ

કેની ? જો ખરૂં કહેજે નહીં તો આય ડોળાજ કાઢી નાંખીશ !"

છોકરો રડમસ ચહેરે ઉભો રહ્યો અને પીરોજબાઇએ જણાવ્યું "શીરીન, તમો એને એમ ગભરાવો ના ની !"

"હા, બાએ શીખવ્યું છે ખરૂં." તે છોકરો બોલ્યો.

"સેઓજી, જોયું ? મેં કહ્યું તે ખોટું ?" શીરીનબાઇ બોલી ઉઠયાં "શું શીખવ્યુંછ તે કહી દે, ચાલ, બોલ જલદી."

"બાએ કહેલું કે તારાં કોઇને ઘરે જવું છે, માટે કોઈ જે સવાલ પૂછે તેના બરાબર જવાબ આલજે અને ડાહ્યો થઇને વાત કરજે ને સઘળું કહેજે."

" સઘળું એટલે ?' શીરીનબાઇએ બુમ પાડી સવાલ કર્યો "તુંને જે શીખવ્યું હોય તે બધું કેની ?"

" મને બાએ બીજું કાંઇએ શીખવ્યું નથી." તે છોકરાએ હીંમતથી જવાબ આપ્યો.

"છોકરા, તેં લીમજી શેઠને જોયલા કે ?" પીરોજબાઇએ નરમાશથી પૂછ્યું "તે તારા કોણુ થાય ?"

"હાજી, ઘણીએ વેળા. લીમજી તો મારા બાપા થાય." "એવણુ કેવા હતા ?" શીરીનબાઇએ બીજો સવાલ કર્યો.

"મારા જેવા."

"તે તું કેમ જાણે કે લીમજી શેઠ તારા જેવા હતા ? "

" તે કોઇ કોઈ દી બાપા તખ્તા તરફ મને લઇને ઉભા રહેતા અને કહેતા કે તું તદન મારા જેવોજ છે. એમની છબી મારે ઘરે છે; બાપાએ તે દિવસે મને એમની ઘડિયાલ આલી હતી "—તે છોકરો બોલ્યો.

" બસ, બસ, જે પૂછીએ તેનો જવાબ આપ. ખોટો લવારો ના કર. " શીરીનબાઇએ દમ ભરાવ્યો અને પછી પૂછ્યું, " લીમજી શેઠ તારે ઘેર રોજ આવતા'તા કે ? "

" હા, રોજ આવતા. કોઈ દી નહોતા આવતા. ઘરે આવતા ત્યારે મારે માટે બીસ્કીટ લાવતા, રમકડાં લાવતા, કોટ લાવતા, બુટ લાવતા ને મને—"

" વારૂં, બસ મુંગો રહે. તું રહેછ કયાં ?" પીરોજબાઇએ પ્રશ્ન કર્યો.

" મારે ઘેર. મારી બા સાથ. "

" પણ તારૂં ઘેર કાં છે ?" શીરીનબાઇએ પૂછ્યું.

" હું નહીં જાણુતો. "

" જા, તેરે તારી માયને બોલાવ હું પૂછી જોઉં." પીરોજબાઇએ કહ્યું અને તે છોકરો પોતાની માને બોલાવી લાવ્યો.

" તારૂં નામ શું ? બહેન, અને તું કાં રહેછ ? "

" મારૂં નામ રતનબાઇ અને હું આ મારા છોકરા સાથ વાંકી બોરડી આગળ રહુછું, મારી જાત નાગર બ્રાહ્મણની છે, પણ આજ નવ વર્ષ થયાં હું તો પારસણ થઇને રહીશું. સુરતની હું રહીશ નથી. મારૂં વતન અમદાવાદ છે. હવે મારૂં કોઈ અત્રે રહ્યું નથી. મારા લીમજીના મરણ પછી હું તદન નિરાધાર બનીછું. અને તમારો આશરો શોધવા આવીછું."

" વારૂ, હમણા તું જા, હું આવતી કાલે તુને જવાબ આપીશ." પીરોજબાઇ બોલ્યાં અને રતનબાઇ હિંદુ સ્ત્રી પેતાના છોકરા સાથ નમન કરી ત્યાંથી ચાલી ગઇ.

" અરેરે ! પીરોજા, તમારૂં દિલ કંઈ અજબ જેવું છે. કોઇ મુઇ ધૂતારી જેવી છે તેને બી જાણ્યા-જોયા વગર, કાલે આવજે' કરીને કહીને તમે તો મદદ આપોછ. અરે સુરત શહેરમાં એવાં ધૂતારાં દગાખોર ઘણું છે જો ! તે તમે કેમ વિસરી ગયાં ?"

" હા, શીરીન. તમે કહોછ તે બરાબર છે, પણ પેલા છોકરાનું મોંહનું જોયું કે ? છોકરો જાણે મારા બહેસ્તી ભઇનો હોય કેની તેવોજ લાગતો'તો. કંઇ મને તો લાગેજ કે મારા ભઇ લીમ ફંદામાં ફસ્યાબી હોય હું કાલે બધી ખબર મેળવુંછ અને હમણાંજ એને માટે બધી બાતમી મેળવવા જાઉંછ."

" જો જો, પીરોજા, યાદ રાખજો કે એ રાંડ નષ્ટ કોઇ ધૂતારીજ નીકળશે હં ! " શીરીનબાઇએ આ પ્રમાણે ભાર મૂકી જણાવ્યું અને ત્યાંથી પોતાને ઘેર જવા માંડયું.

## પ્રકરણ ૩૫ મું.

## જુદ્દીન સવાલ.

" અરે ખોદા ! શું મારા ભાઇને ત્યાં છોકરો ! મુવાં એ ઠગારાં તો નહીં હોય ? —પણ નહીં. બહેસ્તીના જીગ્રજાન દોસ્ત કેખશરૂ કાપડીઆએ આજે બપોરે કહ્યું તે ખરૂંજ હશે. બેહસ્તીતે કોઈ પારસીમાં ગ્જ્યુંજ નહી ? કેખશરૂ તો કહેતો' તો કે બેહસ્તીને તો ત્રણ રાખેલી ! મને બી એક બેવખત જરા વહેમ આવેલો ખરો-

મેરેરે, શું જમાનો આયોછ ?— પણ એ લોક મુવાં વચમાં આવીને મારા રૂપીયા ડુબાડશે તો! કહેછ કે બેહસ્તીનું વીલજ નહી મળે તો પછી કોણ જાણે કેમ થશે? રાતના મારા પાહલી આવે ને એવન સાથે વાત તો કરી જોઉ—ખરેખર એ મારા ભઈનાજ જેવો છોકરો લાગતો' તો; હોશે. હોશે.——ખરૂ હોશે! છોકરો કેવો મજાનો છે જો! જાણે બે ઘડી જોયાછ કરૂં ને જરા પેટમાં દાબું ! લે, મારા પાહલી આવી લાગા." ઉપર પ્રમાણે પીરોજબાઇ સાંજ પડતાં વિચારોના વમળમાં વિંટળાઇ પોતાનાં ભેજાને તકલીફ આપતાં હતાં. તેટલાંમાં એમના પતિ મિ. પાહલનજી પાઠક આવી પહોંચ્યા અને બોલ્યા;

"કેમ પીલાં, હલો, યુ યંગ ફ્રેંન્ક ગર્લ !"

" મરેરે એ ચિનાની માફક 'યંગ-ફ્રેંગ' શું કરતા આયાજો !"

" એ તો આજે મારા સાહેબ ઓફીસમાંથી નીકળી પોતાની હાથની ધરતી સાથ ફરવા ગયા ત્યારે ગાડીમાં બેસતાં લાડે લાડે બોલ્યા તે તું લાડકાંને બી લાડ કરીને હું બોલાઉછ શું સમજી કે ? યુ માઈ ડાર્લિંગ ! આટલું કહી પાહલનજીએ પીરોજબાઇના ગાલ ઉપર વહાલથી તમાચો માર્યો.

" બુઢ્ઢા થવા આયા તો બી એ તમારા ઢોંગ નહીં છોડતા કે ? હવે બાલ પાકીને સફેદ થવાબી આયા પણ જેવાને તેવાજ રહી ગયા જો ! પણ કયાં ચાલ્યા જો ? જરા અહીં બેસો, તમારી સાથ વાત કરવાની છે. "

" હો હો ! કંઇ 'પોલિટિકલ સબજેકટ' પર તકરાર ચલાવવાની છે શું ? કે તારાં ' કરટન લેકચર ' માટે અગાઉથી દિબાચો સંભળાવવાની છે શું ? "

" મરેરે ! તમો જયારે એવું ગોટપીટ- સોટપીટ જેવું બોલોછ ત્યારે મને તો એવી ચીડ લાગે છે કે —"

' કે કાચ્ચો ને કાચ્ચો તું મને ખાઈ જાય ! અરે, વાહરે ! માઇ મરઘીના પીલાં!" એમ કહી પીરોજબાઇના બરડા ઉપર પાહલનજીએ લાડથી ફટકો લગાવ્યો.

" એ એમ શું ગાંડાં-ઘેલાં કાઢોછ જો ? સમજોની, હું જે બોલું તે જરા સમજોની."

" ચલ, બોલ, શું કહેછ ? દીકરા."

"મારા બેહસ્તી ભઈ લીમજી—"

"વળી તું તારા ભાઇની વાત લાવી કે? બસ, તું જબરી પૈસાની ભૂખી છે. એના પૈસાની આપણને શું જરૂર છે? ખુદાએ આપણને હાથ-પગ આપ્યા છે તે મહેનત કરી કમાઇ ખાઇશું ને સંતોષી રહીશું તો ઘણું છે. પૈસાને કયાં સેકો તાણ્યા કરેછ? જોની, તારો ભાઇ કંઈ પોતાની સાથે ધનનો ઢગલો લઇ ગયો કે? પૈસો એકઠો કીધો તે હવે શું કામનો? એ પૈસો કોણ ખાશે? કોઈ છે એનાં છોકરાં બોકરાં? એ તો દાળવાટલો થઇ જવાનો ને—"

"હં! પણ હું એનાં છોકરાં સારૂજ વાત કહેવા માંગુંછ. આપણે બધાં તો એમજ જાણતા'તાં કે લીમજી પરણ્યો નથી એટલે કંઈ છોકરાં હોયજ કયાંથી? પણ એ બહેસ્તીનો એક છોકરો છે તે આજે મને—"

"શું? કંઇ બબ્બો લીધો છ શું? એ વળી શું વાત લાવીછ? ચુલામાંથી એ છોકરો લાવી મુવો! એ બકેછ શું તું?"

"હારે હા! પાહલી, એને તો કહે જે બે-ત્રણ બૈરીઓ રાખેલી, તે એક હિંદુ બૈરીને પેટનો એ છોકરો છે. કેવો મજેનો છોકરો છે જો! તે બૈરી ને છોકરો આજે મને મળવા આયા'તાં ને કંઈ મદદ માંગતા'તા તે મેં તો આજે પાછાં મોકલ્યાં ને કહ્યું કે આવતી કાલે આવજો."

"હં! ડાહી દીકરી! નહીં તો વળી જબરી ફસી મરતે. એ તો તુને સીસામાં ઉતારવા કોઈ આવી હશે. ઠીક થયું કે ટાઢાં પાણીએજ તેં બી કાસળ કાઢી!" પાહલનજીએ હસીને જણાવ્યું.

"નહીંરે! કોઈ ધૂતારી નહીં હતી રે!" પીરોજબાઈ બોલ્યાં, "હું લીમજીના દોસ્ત કેખશરૂ કાપડીઆને ત્રણ વાગે મળી આવીને બધી બાતમી મેળવી આવી તે બધું ભોપાળું માલુમ પડયું. કમબખ્ત કેખશરૂએ બી છેક હમણા કબુલ કરીને લીમજી માટે જણાવ્યું. એ બધી વાત લાંબો વખતથી જાણતો હોવો જોઇએરે!"

"અરે, તુંને એ કેખશરૂએ બનાવી હશે બનાવી!" પાહલનજી મુછના આંકડા મરડતા બોલ્યા.

"નહીં રે નહીં! સાચ્ચી વાત છે રે? મારો તો એવો જીવ થાયછ કે એ છોકરાને સદરો-કસ્તી પહેરાવી આપણા ધર્મમાં લેઉં!"

"ચલ, ચલ, સીલી ગર્લ, એ શું કોફ્સ્તાન લઈ આવી. મુંગી મર. એવી ગડબડ નહીં જોઇએ. લે, તું વળી જુનો કુથલો જગાડી નવી ગડબડ મચાવવા આવી કે? ચલ, નીકળ, મને એવો પતપતારો નહીં જોઇએ."

"નહીં સમજતા તો પિડા ઓછી! જરા સમજો તો બરાબર કહું બી. આપુને કયાં છોકરાં છે જે ? વળી એને આપણો દીકરો કરીને રાખશું તો નામનું નામ ને શોભાની શોભા!"

"અરે! બેસ મુંગી મુંગી નહીં જોઇએ મને એવાં દીકરાં-દીકરી અને એવી નામના ને શોભા! જો વાત લાવીછ તે!" પાહલનજીએ ગુસ્સામાં કહ્યું.

"તમે ગમે તેમ ધારોની, પણ હું તો કાલે કાવસદારૂને બોલાવીને એ વિષે બધી વાત કરીને તેવનના હાથેજ સદરો પહેરાવવાની!"

"એ કેમ કંઇ મગજનાં મિજાંગરાં ઢીલાં થયાછ શું ? હં! કાતર્યું ધસી પડયુંછ કે? જોની ભેજાંમા તડેલ-બડેલ પડી હોય તો સીમેન્ટ લગાડી ફાટ પૂરી નાંખું; હં!-જો વાત લાવીછ તે! ચલ, જા. ભાણું કાઢ અને જમીને મુંગી મુંગી ગોટઇ મર ને હવે હવાઇ કિલ્લા બાંધવાના છોડી મૂક." પાહલનજી આટલું કહી ત્યાંથી ચાલી ગયા અને પીરોજબાઇ 'ઉંઉંઉંઉં' કરી રડવા બેઠાં. આ ધણી-ધણીયાણીની તકરાર ભારી પડી ગઇ. બન્ને ભૂખ્યા સુઇ ગયાં અને સવારમાં વહેલાં ઉઠયાં. પીરોજબાઇનાં મનમાં અનેક તુરંગો ઉડી રહ્યા હતા. રાતનાં સુતી વેળા તેમણે નકકી ઠરાવ કર્યો હતો કે લીમજીભઇના કહેવાતા છોકરાને કંઇએ કરી સદરો-કુસ્તી પહેરાવીને પોતાના દીકરા તરીકે રાખવો.

પીરોજબાઇએ સહવારના આઠ વાગતામાં પોતાના પંથકી મોબેદ કાવસદારૂને બોલાવવા એક માણસને મોકલ્યો, પણ કાવસદારૂની નાદ-રૂસ્ત તબીયતને લીધે તેવણ આવી શકયા નહીં અને તેમનો બાહોશ ભણેલો બેટો બહમન પીરોજબાઇને મળવા આવ્યો. મિ. બહમન મોબેદીનો ધંધો કરતો નહોતો. પણ મુંબઇની જાણીતી સરની મદ્રેસામાં અવસ્તા પેહેલવીનો સારો અભ્યાસ કીધેલો હોવાથી તે એક શુદ્ધ મોબેદને છાજતાં ધર્મ સંબંધી જ્ઞાનથી ભરપૂર હતો. અંગ્રેજી ભાષાનું જ્ઞાન તેણે અચ્છી રીતે સંપાદન કર્યું હતું. પશ્ચિમ તરફના આગલા અને હાલના જમાનાના ફિલસુફોની ચોપડીઓ વાંચી પોતાના

જ્ઞાનમાં તેણે સારો વધારો કર્યો હતો. તે સુરત શહેરનાં 'પબ્લિક વર્કસ ડીપાર્ટમેન્ટ'માં એસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ તરીકે કામ કરતો હતો અને પોતાનો ફુરસદનો વખત ધર્મ સંબંધી ચોપડીઓ વાંચવામાં અને ટૂંકા રેસાલા લખવામાં તે પસાર કરતો હતો. ટૂંકમાં, તેના બુઢ્ઢા બાપની જૈફીના વખતમાં તે એક સારા ટેકા સમાન હતો.

•

મિ. બહમન પીરોજબાઇને ત્યાં આવી પહેંચતાં પીરોજબાઇએ આવકાર દઇ ખબર અંતર પૂછી અને થોડીક પળ પછી કહ્યું: "

જોની. દીકરા જીવે તારા, બહમન, તારા બાવાજી સાથ ખાનગી વાત કરવાની છે. પણ મરૂં તુંબી કાબેલ દસ્તુર જાદો છે તે તુનેબી હું પુંછી જોઇ વાત કરી લઉં તો સારૂં.

હાજી, કેહો જે પૂછવું હોય તે પૂછો. હું મારી અક્કલ પ્રમાણે જવાબ આપવાને તમારી ખીદમતમાં હાજર છું." મિ. બહમને સભ્યતાથી જણાવ્યું.

જોની. દીકરા. મારા બેહસ્તી ભઇ લીમજીભઇ તો બિચારા ગુજરી ગયા ને તેવણે એક હિંદુ ઐરી રાખેલી તેનો સાત એક વર્ષનો છોકરો છે તેને હું સદરો પહેરાવવા માંગું છ તે તારા બાવાજીના હાથે એ બચ્ચાં ને સદરો પહેરાવવામાં આવે તો હું ખુશી ને મારો ખોદા ખુશી; માટે બાવાજીને પૂછી જોઇ મારા બેહસ્તી લીમજીની છમસી ઉપર સદરો પહેરાવો તો ઘણું મજેનું; એટલામાં એને ભણવાનું તું શીખવી દેશે તો દીકરા, તુંબી સવાબનો હંમેરો હાંસલ કરશે."

"પણ પીરોજમાય હું પૂછું કે આએ છોકરો તમારા બહેસ્તી બાઈ લીમજીબાઇનોજ છે એમ તમો કેમ ખાત્રીથી કહો છો?" મિ. બહમને સવાલ કર્યો.

"હા, હુંબી એમજ પૂછું છું. કોઈ પરજાતના રખડતા બોયને પોતાના ભઇનો છોકરો ગણવો એ કંઈ વાજબી કહેવાય નહીં. કેમ, દસ્તુરજી બોલ્યા નહીં?" પીરોજબાઇના ધણી પાહલનજીએ વચમાં ટાપસી પૂરી અને આ શબ્દો સાંભળી પીરોજબાઇ લાલચોળ બની ગયાં.

"પાહલનજી, મેં તમુને કહ્યું તોબી તમારૂં અમસ્તું માથું કાંય ખાઈ જાઓછ? એક વખત કહ્યું કે એ ખરી વાત છે. છોકરો મારા ભઇનોજ છે તોબી તુંમા ઘાંચીની માફક પતપતારો કર્યાજ કરોછઃ- હા, દીકરા બહમન ખરી વાત છે. છોકરો મારાં બેહસ્તી ભઇનોજ છે.

"ઠીક પીરોજબાય જરા મારૂં સાંભળશો? હું તો તદન નાદાન છું, તમો તો મારાં માતાજી જેવાં છેઓ, પણ મુજ કમતરીનની સલાહ સાંભળશો?"

"હાં, દીકરા, કાંય નહીં?"

"ત્યારે સાંભળો. તમો એ જુની જુદ્દીન ઝુમબેસમાં શા સારૂ પડવા માંગોછો? તમુને માલુમ નથી કે આ ચર્ચા પારસીઓમાં ચરચાઇ છે અને તેનો ફડચો પણ આવી ગયો છે? જુદ્દીન છોકરાની નવજોત કરવી એ ઘણું ખોટું અને—"

"દીકરા, એમાં એટલું બધું ખોટું શું છે જો? મુંબઇમાં એવી કંઇએક નવજોત તો થઇ ગઇછિ. વળી આપણા સુરત શહેરમાં બે ત્રણ થઇ, કલકતે કોઈ દસ્તુરે એવા એક છોકરા ને સદરો પહેરાવેલો ને વળી પેલા મોટા 'નવાબશાહે પોતાની પનોતી દીકરીની નવજોત કરાવી. અરે એમાં શું જો? એમાં ખોટું શાનું જો? વસ્તી એમજ વધે તો, દીકરા આએ બધું—

"જા જા ગાંડી, એમ વસ્તી વધારવા આવી છ?" પાહલનજી વચમાં બોલી ઉઠયા.

"તમો પીરોજબાય જરા મારૂં સાંભળશો?" બહમને જણાવ્યું, "આવાં જુદ્દીનોને આપણા પવિત્ર ધર્મમાં દાખલ કરવાં એ નીતિની રાહે ખોટું છે એટલુંજ નહીં પણ પાહલનજી શેઠ સાયન્સને આધારે અને સાદી સમજ પમાણે એ સવાલ તપાસીશું તો માલુમ પડશે કે હાલના વખતમાં આવા જુદ્દીનોને આપણા ધર્મમાં દાખલ કરવાથી આપણે એક નેહરત ને ઘાતકી બદ કામ કરીએ છીએ. તમો જાણતાં હશો કે યુરોપીઅન વિદ્વાનો અને ઓલમાઓ પણ કહે છે કે પારસીઓએ હાલ આ પગલું ભરવું નહીં જોઇએ, કારણકે આથી પારસી કોમમાં નાશકારક સડો પેદશ થશે જે સડો કોમના કારોબારને કોતરી ખાઈ જશે અને યાદ રાખજો કે પારસી કોમની પડતીનો દિવસ નજદીક આવતો જશે; અને હું કહું છું પીરોજબાય, કે જે લોક મુંબઈની અનજુમને પસાર કીધેલા ઠરાવ વિરૂદ્ધ ખોટા પગલા ભરી એવા જુદ્દીન બાળકોને સદરો પ્હેરાવવા માટે નીચ હીંમત કરે છે તે લોકો ખરેખર ઘણુજ નાપસંદ અને ધીક્કારવા જોગ કામ કરે છે."

"અરે મુઈ અનજુમન ફનજુમન! અનજુમનની કોણુને પરવા છે જે?" પીરોજબાઇ ખીજાઇને બોલ્યા.

"નહી. નહી. પીરોજમાય. તમો ભૂલો છો. ધણી વગરના ઢોર સુના. દરેક કોમને માથે સરદાર તો જોઇએ; અનજુમન તે જોઇએ અને અનજુમન તરફથી જે અટકલ પસંદ ઠરાવો પસાર થાય તેને માન આપવું જોઇએ. એક ટોળાનું બંધારણ જાળવવા અને તે ટોળાંને અંકુસમા રાખવા માટે અનજુમનની જરૂર છેજ. જેમ એક બાહોશ સરદાર વગર લશકર લાઇલાજ અને નાહીંમતવાન બની વીખરાઈ જાય છે તેમજ ટોળાંના મુખી વગર ટોળું આડે રસ્તે જઇ ખરાબીના ખાડામાં પડેછ અને પોતાનો અંત જલદી લાવેછ."

"તમે રાસ્ત કહો છો, દસ્તુરજી સાહેબ, પાહાલનજી બોલ્યા; તમારા બોલ ઘણા કીંમતી છે.

"અરે શું જો બહમન તું બરાબર સમજે નહી ને કંઇ ખોટી રીતે મને સમજાવવા આયો છ? મરૂં તારા બાવાજી સારા થાય ને મોકલજે હું એવન સાથ વાત કરશ. તું તારે જા બાવા."

" મારા બાવાજી પણ મારા વિચારનેજ મળતા થવાના " બહમને જણાવયું એવણ કંઇ પેલા લેભાગુ લાલચુ મોબેદોની માફક પૈસાનો લોભ રાખતાજ નથી. તમો ગમે તો હજારો રૂપિયાની લાલચ બતાવશો, પણ મારા મુરબ્બીજી પોતાનું અંતકરણ વેચવાના નથીજી. યાદ રાખજો પીરોજમાય કે તમો કોઈ બીજા લોભી મોબેદ પાસે કદાચ જો એવું અઘટીત કામ કરાવશો તો ઘણુંજ ખરાબ લાગશે અને તમારા ખાનદાની નામને કાળી ટીલી ચોંટશે."

'ચલ બા બહમન, સધાવ તું હમણા બા તું જા અને પછી તારી વાયેજ કરવા આવ જે. " પીરોજબાઇએ જણાવ્યું.

" પીરોજા, ડોન્ટ બી આ સીલી ગર્લ ? " પહલનજી ગુસ્સામાં બોલ્યા અને બહમન તરફ ફરીને પાહલનજીએ કહ્યું; " થેકયુ " ? દસ્તુરજી, માફ કરજો. તમને તકલીફ પડીછ. તમારી શિખામણો માટે હું ઉપકાર માનું છ. આવજો દસ્તુરજી, સાહેબજી. " પાહલનજીએ પીરોજબાઇ તરફ ડોળા ઘુરકી ટગર ટગર જોયા કર્યું અને મિ૦ બહમન સલામ કરી ત્યાંથી ચાલી ગયા.



## પ્રકરણ ૩૬ મું

# જેલમાં વિઠ્ઠલ

જ્યારે લીમજીનાં બહેન પીરોજબાઇનું મન જાુદ્દીન ઝગડાની જાળમાં પડયું હતું ત્યારે લીમજીના વિશ્વાસુ નોકર વિઠ્ઠલનું મન લીમજીના દોલતના ડુંગર ઉપર ડોલતું હતુ. સાબરમતી જેલમાં પડયો પડયો પણ વિઠ્ઠલ અનેક પાપી વિચારો કરતો હતો. કેદખાનામાંથી ન્હાસી જઇ એક બેને ઝેર ખવાડી મારી નાખીને લીમજીની સઘળી મીલકત હાથ કરવી એવા હવાઇ ખ્યાલોથી તેનું મન ભ્રમિત થયું હતુ. કુતરાની પુચ્છડી વાંકી તે વાંકીજ; વિઠ્ઠલના વિચારો પાપી તે પાપીજ. અંતઃકરણમાં પેઠેલા સડાને દુર કરવા ગમે એવી દવાઓ મેલો, પરંતુ તે દવા તેને દૂર કરી શકવાની નથી. જેમ શેરડી પીલીને તેનો રસ લઇ બાકીનો કુચો ફેંકી દઇ શકીયે છીએ, જેમ ધુળમાંથી સોનુ કાઢી લઇ ધુળ વેગળે નાંખી દઇએ છીએ તેમ મનુષ્યના અંતઃકરણમાંથી પાપી કીડા કાઢી નાંખી અંતઃકરણને છુટુ પાડી ચોખ્ખુ કરી શકાતું હતે તોજ ભિત્તરના આ નાશકારક સડાને દુર કરી શકાતે.

એક સાંજે વિઠ્ઠલનુ મન અનેક વિચારોના વમળમાં વિંટળાયલુ હતુ. તે ઘડીમાં હાથના ચાળા કરતો અને ઘડીમાં પગ અફાળી કંઇ બડબડતો. 'હું જાઉં ત્યારે ?–હુ ન્હાસી જાઉં–હા, લીમજી હા, લીમજી તો મરણ પામ્યો છે હવેજ હું ફાવીશ. લીમજી શેઠની બહેન કાવત્રાં રચશે તો પણ એ રાંડનો ચોટલો પકડી ઝેર નહિ પીવડાઉં તો અમદાવાદી બચ્ચો હું નહિ. હા, આજ રાત્રે પેલી યુક્તિ પ્રમાણે અહીથી ન્હાસી જઇશ કોઇ પકડી શકવાનુ નથી. હુ લીમજીની મિલ્કતનો ધણી થઇશ અને પછી સુરત શહેરનો શાહુકાર થઇ હું ફરીશ, ત્યારે હેંડ વિઠ્ઠલ હેંડ, હીંમત પકડ અને આજ રાત્રે કેદખાનામાંથી બહાર નીકળ.—નીકળીશ, હું બહાર નીકળીશ તો ખરો ?" આ પ્રમાણે વિઠ્ઠલ રાત્રે આઠેક વાગ્યા પછી પોતાના મન સાથ બોલતો હતો. તેનો દેખાવ વિકાળ બની ગયો હતો; તેની આંખ્યો લાલ થઇ ગઇ હતી. આ વખતે એક કેદી તેની આગલથી પસાર થઇ ગયો. આ કેદી પાછો ફર્યો અને તે વિઠ્ઠલ આગલ આવી ઉભો.

" કેમ વિઠ્ઠલ, આજે નિંદ નહીં આવતી કે ?" " કોણુ " વિઠ્ઠલે પૂછ્યું.

"કેમ ઓળખતો નહીં?—તારો મિત્ર"

"કોણ કાસમ કે?"

"નહીં. કાસમ નહીં, કાસમનો સગો."

"પણ તું અહીં કેમ આવ્યો! પેલો બુઢ્ઢો જોશે તો ચામડી ઉખેડશે ને!"

"છોને ઉખેડતો," પેલા કાસમના સગાએ જવાબ આપ્યો, "મને તારી સાથ વાત કરવી છે."

"શું વાત કરવી છે? વહાણમાં વાતો કરીશું. હમણા તો અહીંથી જા, નહીંતો પેલાઓ કંઇ શક લઇ જશે" વિઠ્ઠલે કહ્યું.

"શક શાનો? તારો વિચાર મને ગમે છે, તું હમણા જે કામ પાર ઉતારવા ધારે છે તે કામ હું પણ કરવા માંગું છું."

"હું તો કશુંએ કરવા માંગતો નથી."

વિઠ્ઠલે ધ્રુજતે અવાજે જણાવ્યું.

"ના, ના, મને છેતરીશ મા, બે દિવસો થયા તું જે વિચાર કરે છે, તે મારા મનમાં પણ રમ્યા કરે છે. હું તને મદદ કરીશ:— આજે આપણે ન્હાસી જઇએ."

"શું? તું ન્હાસી જવા ઇચ્છે છે? જો કોઇ આવે છે.— ચલ જા, વહાણમાં આવજે અને—પણ એ તો ગયો, હા, રાતના દશ વાગ્યાનો ઘંટ થાય અને પેલો ઉંઘણસી નુરમહમદનો પેહેરો રહે તે વેળા આપણે—"

"હા હું હવે સમજ્યો. જીવને જોખમે પણ આપણે અહીંથી જઇશું."

"તું જા, દશ વાગે અહીં આવીશ મા. ઇસ્પીતાલ નજદીક દરવાજા આગળ મને મળજે." વિઠ્ઠલે કહ્યું.

"હા ઠીક" આટલું બોલી ત્યાંથી ચાલી ગયો.

* * * *

બરાબર દશ વાગ્યાનો વખત થવા આવ્યો હતો. જેલમાં સઘળે શાંતિ પથરાઇ હતી. ચોકીદારો પોતાના પહેરા ઉપર ઉભા રહી તકેદારી રાખતા હતા. દશ ટકોરા ઠોકાયા અને વિઠ્ઠલ છુપાતો

ભરાતો જેલની હોસ્પિટલ નજદીક કંઇ ફાંફાં મારતો હતો. તે દિવાલ ઉપર ચઢવાની કોશીષ કરતો હતો; દર પળે આસપાસ તે પોતાની નજર ફેરવતો રહયો. ચાર–પાંચ પળો પછી તેને બીજો વિચાર સુઝયો. હોસ્પિટલના છાપરા ઉપર ચઢી એક કુદકો મારી પાસેના કમ્પાઉંડમાં પડે તો ત્યાંથી છટકી જવાનો લાગ ફાવે એમ ધારતો તે ઉભો. એકવાર ફરીથી તેણે ધ્રુજતાં ધ્રુજતાં આસપાસ નજર કીધી અને થાંભલા ઉપર ચઢવા માંડયું. અડધે થાંભલે પુગ્યો એટલામાં તેના બરડા ઉપર મજબૂત લાકડીનો ફટકો પડયો અને તે પત્થરની જમીન ઉપર ટપકાયો. સીસોડીનો અવાજ થયો અને પહેરેગીરો તે તરફ દોડતા આવી પહોંચ્યા. વિઠ્ઠલને ફટકો મારનાર કોઇજ નહીં, પણ ઉધ્રણસી સિપાઇ નુરમહમંદ પોતે હતો. સર્વ પહેરેગીરોએ વિઠ્ઠલને ઓળખ્યો અને તેઓ તેને મારવા માંડયા તથા સિપાઇ નુરમહમંદ કહેવા લાગ્યો:—

" ઠીક સપાટામાં આવ્યો. મારા પહેરામાંથી તે દિવસે એક કેદી છટકી જવા પામ્યો ત્યારથી આ બદમાસો એમજ શંકો રાખે છે કે હું પોચો છું. અને પહેરા ઉપર બરાબર ધ્યાન આપતો નથી. હં, બોલ, વિઠ્ઠલ એમજ કે? " આમ કહી લાકડીનો બીજો એક ફટકો લગાવી નુરમહમદે વધુ જણાવ્યું " એ રાત્રે આઠ વાગે જે કેદી તારી આગળ આવેલો તે કાસમ નહીં હો? કાસમનો સગોએ નહીં હો? પણ ઉંધ્રણસી નુરમહમદ પોતે! લે ન્હાપી જા, જા દોડ જલદી કર," આટલું બોલી નુરમહમદ સિપાઇએ વિઠ્ઠલના કાન ઉપર એક મુક્કી લગાવી અને પછી સઘળા વોર્ડરો તરફથી રાતના અગિયાર વાગે વિઠ્ઠલને કૂંડીપાક જમવો પડયો.

બીજી સવારે જેલના જેલર આગળ વિઠ્ઠલ માટે રિપોર્ટ પહોંચાડવામાં આવ્યો અને વિઠ્ઠલને ઘટતી શિક્ષા ખમવી પડી. પાપ અને લુચ્ચાઇના સેતાનના પુજારી કોઈ વેળા ફાવી જાય છે અને થોડા દિવસો સુધી ક્ષણિક સુખ અને મજાહ ભોગવી લે છે અને પછી જ્યારે નસીબ દેવીના વિચિત્ર ફાંટાને તે શરણ થાય છે અને પાપ તથા લુચ્ચાઇનો બદલો ચક્રવૃધ્ધિ વ્યાજ સાથ તેણે લેવો પડે છે ત્યારે તેનું અંતઃકરણ તેને ડંખે છે અને આગલાં સુખના અને ભવિષ્યના દુઃખના વિચારોથી તે અર્ધદિવાનો બની જાય છે. વિઠ્ઠલ પણ આજ રોજે એવીજ હાલતમાં પડયો હતો એટલામાં જેલર તરફથી તેણે બોલાવવામાં આવ્યો વળી શી પ્રકારની ગડબડ

હશે એવા ખ્યાલથી તે મનમાં બડબડવા લાગ્યો અને રસ્તામાં ગાંડા માફક ચાલવા મંડયો. જેલરની ખુરસી નજદીક આવતાને સાથ ઘુટણીએ પડયો અને બે હાથ જોડી ઉંચે ડોળા કરી બોલ્યો;

' છત્રપતિરાજ, માફ કરો. મને મારશો મા માફ કરો, અરે ભગવાન ! હવે સહાય થા "

"ચૂપ બદમાસ, ચૂપ ?". વોર્ડરે બૂમ પાડી અને જેલરે પોતાની ટેબલ ઉપરથી કાગળ્યાં હાથમાં લઈ વિઠ્ઠલને જણાવ્યું;

" વિઠ્ઠલ આ તારે માટે વોરન્ટ આવ્યું છે. તું ખુની ઠરયો છે. સચીનના કુંવર હાલના રખેવાલ ફ્રૈન્જુને તેં કુવામાં નખાવી દીધો એવી આ વોરન્ટથી ખબર મળી છે. આખરે પોલીસે તારૂં પોકળ ઉઘાડું પાડયું છે." આમ કહી વિઠ્ઠલ આગળ તે વોરંન્ટ વાંચી સંભળાવવામાં આવ્યું.

"હો ઇશ્વર ! આખરે પકડાયો. પાપનો ઘડો ફુટયો ખરો ! હા, સાહેબ મેંજ આ પાપી કર્મ કરાવ્યું હતું. મને મારશો માં; હુ સાચ્ચુ કહી દઇશ મને મારશોમાં." વિઠ્ઠલે તુરત કબુલ કર્યું.

' સિપાઇ લે જાઓ. એ કમબખ્તકુ લે જાઓ" જેલર સાહેબે હુકમ કર્યો અને વિઠ્ઠલને પાછો કારપેટ વણવાના કામ ઉપર લઇ જવામાં આવ્યો. બીજી સવારથી વિઠ્ઠલ પોતાના પગના દુખારા-ની ફરિયાદ કરતો બેઠો, ડેપ્યુટી જેલર તપાસ અર્થે ત્યાં આવી લાગ્યા અને વિઠ્ઠલે બુમો પાડી જણાવ્યું કે રાતથી તેના પગમાં વેદના થતી હતી માટે જેલની હોસ્પીતાલમાં તેને મોકલી આપવો. તેનો પગ સુઝી ગયો હતો અને પગમાં ચાંદુ પડયું હોય એમ દીસ્તું હતું. આખરે વિઠ્ઠલને હોસ્પિટાલમાં મોકલી આપવામાં આવ્યો. હોસ્પિટાલમાં તે ચાંદું સાફસુફ કરી: મલમ લગાવવામાં આવ્યો, પણ ચાંદુ તો બીજે દિવસથી વધતુંજ ગયું; પરૂ વહેવા લાગ્યુ અને પગ વધારેને વધારે સુઝતો ગયો. ચોથે દિવસે જેલના સુપરિન્ટેન્ડેન્ટ ડો. ડોબસન હોસ્પિટલમાં પોતના હંમેશના રિવાજ મુજબ તપાસ કરવા આવ્યા કેટલાક દર્દીઓને તપાસવા પછી વિઠ્ઠલના ચાંદાં વિશે હોસ્પિટલ એસીસ્ટન્ટ તરફથી ડોકટર ડોબસને ખબર મેળવી વિઠ્ઠલનો પગ આ ચંચળ ડોકટરે ધ્યાનથી તપાસ્યો અને અચ્છા અચ્છા શબ્દો બોલી ડોકટર ત્યાંથી ચાલી ગયા.

બીજી રાત્રે આશરે દશ વાગે ડૉ. ડૉબસન હૉસ્પિટલમાં પાંચ વૉર્ડરો સાથે દાખલ થયા અને વિઠ્ઠલના બિછાના આગળ ધસારાબંધ ગયા. વિઠ્ઠલ ઉંઘમાં પડ્યો હતો, તેનો પગ હૉસ્પિટલ ઍસીસ્ટંન્ટે સીધો કર્યો અને ચાર વાર્ડરોએ વિઠ્ઠલના હાથ અને પગ મજબૂત પકડી રાખ્યા. ડૉ. ડૉબસને ઝડપથી તેના પગ ઉપરનો પાટો છોડી નાખ્યો અને નસ્તરની મદદથી તે પગ ઉપરનો ઘા ચીર્યો અને અંદરથી ત્રાંબાની સળીનો નાનો ટુકડો બહાર ખેંચી કાઢ્યો. ડૉ. ડૉબસને અગાઉથીજ અટકળ કીધી હતી અને તે આખરે ખરી પડી. વિઠ્ઠલ સર્વ રીતે ખંદાઇમાં પક્કો હતો. ફોજદારી કોર્ટમાં જવું પડે તે અગાઉ આ ઢોંગ અને તદબીરમાં ચકચુર બન્યો હતો. પગને ચુંથીને ચાંદુ પાડી તેમાં રાતની વેળા ત્રાંબાની સળીનો ટુકડો તે મુકયા કરતો અને દિવસે કાઢી નાંખતો જેથી કોહવાટ વધતો અને દવા લગાડવા છતાં પગ રૂઝવાને બદલે ખરાબ થતો હતો. ડૉ. ડૉબસન આવા કેદીઓની યુક્તિથી સારી રીતે વાકેફ હતો અને તેથીજ રાત્રે વોર્ડરો સહીત અંદર આવી વિઠ્ઠલની લુચ્ચાઇ તેણે પકડી પાડી હતી.

બીજે દિવસથી વિઠ્ઠલની કમબખ્તી વળી શરૂ થઇ તેને પાછો સખ્ત કામે લગાડવામાં આવ્યો અને જેલના કાયદા પ્રમાણે તેને સખ્ત શિક્ષામાંથી પસાર થવું પડયું.

---

## પ્રકરણ ૩૭ મું.

# આખરે આપઘાત.

"હું ધારૂં છું કે આ લુચ્ચો વાણીઓ આપણુને હંફાવશે. બડો હઠાવગીર લાગે છે?" જેલર મિ. પેગ ડેપ્યુટી જેલર મિ. મેસમેન સાથ બીજે દિવસે અંગ્રેજીમાં વાત કરતા બેઠા. "સટકી જવામાં એ ફતેહમંદ નહી નીવડયો. એ ઠીક થયું; નહી તો વળી આપણુને કંઇને કંઇ સાંભળવું પડતે" મિ. મેસમેને જણાવ્યું

"સાંભળવું પડતે એટલુંજ નહી પણ પ્રોમોશનનો મારો વખત નજદીક આવ્યો છે તે ચોખ્ખો રખડી જતે." મિ. પેગ બોલ્યા "એની હીલચાલ પછવાડે પેલા સીખ વોર્ડરને રાખો તો સારૂં ?"

"હવે એટલી બધી ચિંતા કરવાની જરૂર નથી. મિ. મેસમેને ઉત્તર વાળ્યો "પરમ દિવસે એટલે શનિવારે તો એને સુરત મોકલી આપવાનો છે. ખુનના આરોપ માટે સોમવારે એને સુરત હાજર થવાનું છે."

"આવા કમબખ્ત કેદીઓ સાથ કામ લેવું મુશ્કેલી થઇ પડે છે." જેલર પેગે જણાવ્યું.

"એમ છે તો ખરૂં. જોવોની એને વળી સીક પડવા માટે કેવી યુક્તિ રચી? ડોબસન સાહેબે ઠીક પકડી પાડયો?"

"કમબખ્ત આ કેદીઓ શા સારૂં આવી લુચ્ચાઇ ચોરી અને ખુનો કરવામાં મોજ માનતા હશે?" મિ. પેગે પુછ્યું.

"સાહેબ એઓ છે તો આપણી રોજી છે. દુન્યામાં એવા છે તેથી તો આપણું હોજરૂં ભરાયછ."

'અરે, પણ એ લોકો નહી હને તો શું નોકરી કેડે મળતેજ નહીં? અરે, કંઇ ધંધો વેપાર કરતેજ નહીં? એ કમબખ્તોને લીધે આપણે કાલા પાણીમાં આવી પડયા હોઇએ એવું લાગે છે. આપણે બી કેદી જેવીજ જીંદગી ગુજારીએ છીએ!"

"હા, એ તમારૂં કહેવું ખરૂં છે. હું તો જેલના કેદી તરીકેજ ગણાઉં છું. જ્યારે કોઇ બી શખ્સ મને બંગલે મળવા આવે છે ત્યારે મારો ચેકુસ તેમને કહે છે "પપા તો જેલમાં છે!" મિ. મેસમેને હસીને કહ્યું અને મિ૦ પેગ પણ ખડખડ હસી પડયા, અને બોલ્યાઃ "હા, પણ એ એમ નહીં કહે તો બીજું શું કહે?—પણ મિ૦ મેસમેન, હું જ્યારે એકાંતમાં બેસું છું ત્યારે હંમેશા વિચાર કરૂં છું કે ઇશ્વરે શા સારૂ આવા માણસોને આ દુન્યામાં ઉત્પન્ન કર્યા હશે?"

"ભલા અને રાસ્ત માણસોને દુઃખ દેવા આવા બૂરા શખ્સો પેદા થાય છે." મેસમેને જણાવ્યુ.

"પણ ભલા અને રારાસ્ત માણસોને દુઃખ આપવામાં પરમેશ્વરનો હેતુ શો?'

"ભલાં અને રારાસ્ત માણસોના સારા ગુણોની સખ્ત પરિક્ષા કરવાનો હેતુ હોવો જોઇએ એમ હું માનું છું." મેસમેને ખુલાસો કર્યો. "મનુષ્ય જયારે દુઃખ અને સંકટના વંટોળીઆમાંથી ધીરજ અને શાંતિ સાથ પસાર થાય ત્યારેજ તે મનુષ્ય કહેવાય"

" પણ હું પૂછવા માંગું છું " પેગ બોલ્યા " કે ખુદાએ આવી અસમાનતા શા સારૂ રાખી હશે? કોઈ ભલો તો કોઈ બુરો; કોઇ સાચ્ચો તો કોઇ જુઠ્ઠો; કોઇ પાપી તો કોઇ સદ્દગુણી; કોઇ તવંગર તો કોઇ ગરીબ; કોઇ તનદુરસ્ત તો કોઇ આંધળો-લુલો- વળી આપણે જોઇએ છીએ કે ભલો પવિત્ર માણુસ ઘણી વેળા દુ:ખના દહાડના પસાર કરે છે જ્યારે બદમાસ પાપી માણુસ સુખ- ચેનમાં અને પૈસાની રેલ-છેલમાં ગડબડતો રહે છે, આ પ્રકારની અસમાનતા શા શારૂ રાખી હશે. આતો ઇશ્વરનો ગેરઇનસાફ કહેવાય."

"ના, ના મિ. પેગ, તે દયાલુ કીરતાર ગેરઈન્સાફી નથીજ. આ વિશે કેટલાકો એવો ખુલાસો આપશે કે આ અસમાનતા આગલા ભવની ભલી યા ખરાબ જીંદગીનું પરિણામ છે," ચંચળ મેસમેને જણાવ્યું.

"નહી, નહી, મિ. મેશમેન હું કર્મના કાયદાને યા ફરી ફરીથી આવતાં અવતારની તર્ક હું માનતો નથી."

" જ્યારે તમો તે નથી માનતા ત્યારે આ અસમાનતાનો ખુલાસો બીજી રીતે આપી શકાશે "મિ મેસમેન બોલ્યાં:-ધારો કે દુન્યામાં સઘળે સમાનતાજ હોય, ધારો કે દરેક મનુષ્ય સરખા હોય, ધારો કે આપણે સઘળા તવંગર યા ગરીબ, તનદુરસ્ત યા સીકલી ભલા યા પાપી હોઇએ' ધારો કે આપણે સર્વ ખેડુત યા ડોકટર હોઇએ, યા બધાજ અક્કલવંત યા મૂર્ખા હોઇએ તો પછી દુનિયા ચાલેજ કેવી રીતે ? તમોએ દુન્યાની કુદરતી પેદાયશોમાં સમાનતા જોઈ છે? પહાડો અને ટેકરીઓ જુઓ, નદીઓ નિહાળો, રૂતુઓ તપાસો, પ્રાણીઓ જુઓ અને કેડેપણ સમાનતા દેખાશે નહીજ સઘળે સમાનતાજ હોયતો સઘળું કેવું કંટાળો ઉપજાવે એવું થઇ પડે તેનો વિચાર કરો, આ અસમાનતા ઉપરથી તો ખુદાનું ડહાપણ અને તેમનો ઇનસાફ જોઇ શકીએ છીએ."

" હા, આ ખુલાસો મને કંઇક-મિ, પેગ આગળ વધુ બોલે તેટલામાં તેમનો ચિફ વોર્ડર આવી લાગ્યો અને બંને અમલદારોને સલામ કરી તે બોલ્યો "સાહેબ, જરા અંદર આવશો, પેલો હીદુ મરવા પડયો છે."

"કયો ? કયો ?" મિ. મેસમેને અધીરાઇથી સવાલ કર્યો.

"પેલો કે જેને મોટા સાહેબે લુચ્ચાઇ માટે પકડયો હતો." વોર્ડરે જવાબ આપ્યો.

"એકાએક વળી એને શું થયું ?" જેલર પેગે પૂછ્યું. અને બંન્ને અમલદારો અંદર જવાને ઉઠયા. તેઓ વિઠ્ઠલ આગલ આવી લાગ્યા. હોસ્પિટલ એસીસ્ટંન્ટ વિઠ્ઠલની માવજત કરતો ત્યાં ઉભો હતો. વિઠ્ઠલનું મ્હોં અને જીભ સફેદ થઇ ગઇ હતી. તે બેફામ પડયો હતો; તેને ઝાડા થતા હતા; તેને વાણુ આવતી હતી અને તે આમ તેમ તરફડતો પડયો હતો.

"કેમ, ડોકટર, વળી એને એકાએક શું થયું હશે ?" મ. પેગે પૂછયું.

"હું ધારૂં છું કે એને કોઇપણ પ્રકારનું ઝેર લીધું છે." "પણ એ ઝેર મેળવીજ કેમ શકે ?" મિ. પેગે સવાલ કર્યો.

"હા, એજ સવાલ છે. હોસ્પિટલમાંથી કંઇ દવા ચોરીને પીધી નહીં હોય ?" ડેપ્યુટી જેલર મેસમેને શંકા દેખાડી પૂછયું.

"ઠીક, આપણે સાહેબને ખબર આપીયે." મિ. પેગે કહ્યું. ટેલિફોનથી ડો. ડોબ્સનને ખબર આપવામાં આવી. આસરે સાતએક મિનિટમાં ડો. ડોબ્સન આવી પહોંચ્યા. ડો. ડોબ્સને તુરત વિઠ્ઠલની નાડ તપાસી; આ પળે વિઠ્ઠલને ખુબ જોશમાં તાણુ આવવા લાગી. તેનો ચહેરો તદન ફીકકો થઇ ગયો અને તે હવે પોતાની પાપી જીંદગીની છેલ્લી ઘડીઓ પસાર કરતો પડયો. ડો. ડોબ્સને અનુમાન કર્યું કે સબમ્યુરિયેટ ઓફ મર્ક્યુરિ (Submuriate of mercury) અથવા મર્ક્યુરિની કોઇ બીજી ઝેરી મેળવણી તેણે લીધી હોવી જોઇએ. અને અટકળ કરી જણાવ્યું. કે ખુનના કેસમાંથી છટકી જવા સારૂ તેણે આપઘાત કીધેલો હોવો જોઇએ.

થોડીક પળમાં વિઠ્ઠલે પોતાનો પ્રાણ છોડયો. ડો. ડોબ્સન પોતાની ઓફીસ તરફ ચાલ્યા અને તુરત મેસર્સ પેગ અને મેસમેનને તથા ચીફ વોર્ડર અને હોસ્પિટલ એસીસ્ટંન્ટને બોલાવી મંગાવ્યા અને .આ કેદી ઝેર કેમ મેળવી શકયો તે વિષે બારીક તપાસ ચલાવવા લાગ્યા.

* * * *

" પીરોજા, એ પછાડા હવે છોડી દે; એમાં કંઇજ સાર નથી. લોકોમાં હસી થશે એટલુંજ નહીં પણ મને અને તને શહેરમાં ફરવાનું પણ ભારી પડી જશે." મિ. પાહલનજી પાટક પોતાના ધણીઆણી પીરોજબાઇને આતવારની સવારે ચાહ—નાસ્તો કરી રહ્યા પછી સમજાવતા બેઠા હતા.

"ત્યારે એ છોકરાને સદરો કુસ્તી નહીંજ પહેરાવીયે? મારા ભાઇનો દીકરો અને તેનેજ તમો આવી રીતે હીણોછો?" પીરોજબાઇ કળકલાટ કરી બોલ્યા.

"જો પીલાં, એમ ગડબડ ના કર; મારૂં માન. એમાં કંઇજ ફાયદો નથી. વગર ફોકટની આપણા બે વચ્ચે પંચાતી થશે હં?"

"જોવ, હવે મારૂં તો સાંભળો. આપણને એકું છોકરૂં બી નથી. અને એ છોકરાને સદરો પહેરાવી આપણે આપણાં બચ્ચાં તરીકે રાખીશું તો ઘણું સારૂં?" પીરોજબાઇએ જણાવ્યું.

"શું! ચલ, ચલ, ગાંડી; પરવરદેગારે આપણને બચ્ચાની નવાજેશ નથી કીધી તેથી શું થયું?" પાહલનજી જરા તપી જઇને બોલ્યા "જો તને બચ્ચાનોજ અભખરો હોય તો મારા મોટાભાઇ રૂશતમના નાના બેટા જાલને દીકરો કરી લઇએ. હું ભાઈ રૂશતમ સાથે વાત કરી જોવશ. શું સમજી કે!"

"પણ ત્યારે એ મારા ભાઇનો છોકરો તમને પસંદજ નથી કે? બા એ તો તમને તમારાનુંજ લાગે?" પીરોજબાઇએ ગુસ્સા સાથે ટકોરમાં કહ્યું.

"જો, પીલાં, મારૂં માનીને તારો એ વિચાર છોડી દે, એ છોકરાને આપણે કંઇપણ બીજી મદદ આપીશું." પહાલનજીએ સમજાવીને કહ્યું. "ત્યારે તો તમારી મરજી બા; તમોને ખુશી પડે તેમ કરો" આખરે પીરોજબાઇ પોતાના પતિના હુકમને તાબે થઈ.

"ચલ, હવે કેવી ડાહી લાગેછ? " લે પેલો છોકરો ન્યુસપેપર લાવ્યો તે લઇ લે. પાહલનજી એ કહ્યું અને પીરોજાએ "દેશી મિત્ર" પત્ર લઈ ટેબલ ઉપર મૂક્યું.. કલાક એક પછી પાહલનજી આ પત્ર વાંચવામાં મસ્ગુલ બની ગયા અને પીરોજા પોતાનું સીવવાનું કામ લઇને બેઠાં. થોડીક કોલમો વાંચવા પછી એક ફકરા ઉપર પાહલનજીની નજર પડી તેમણે તે પહેલે વાંચ્યો અને એક વાર ફરીથી તે વાંચ્યો આ ફકરો નીચે પ્રમાણે હતોઃ—

## એક હીંદુ કેદીનો આપઘાત.

"ગયે બ્રેસ્પતવારે અમદાવાદની સાબરમતી જેલમાં વિઠ્ઠલ નામના એક હીંદુ કેદીએ ઝેર ખાઇ આપઘાત કર્યો છે. આ વિઠ્ઠલ

અત્રેના મરહુમ જાણીતા વેપારી ફુખા. બા. લીમજીભાઇ કુંવરજી પટેલનો વિશ્વાસુ નોકર હતો અને મરનાર શેઠ લીમજીભાઇને આડે રસ્તે દોરવનાર તેમનો તે દુષ્ટ દોસ્ત હતો.

આ કેદીને એક ભલી મુસલમીન સ્ત્રીની લાજ લુટવા માટે શિક્ષા થઇ હતી અને તેને સાબરમતી જેલમાં રાખવામાં આવ્યો હતો જયાંથી ન્હાસી જવાને અને જેલના ઉપરીઓને સતાવવાને અનેક યુક્તિઓ રચી હતી જેમાં તે ફાવ્યો નહોતો. મરોલી ગામમાં અગાઉ કીધેલા એક ખુન માટે થોડા દિવસમાં એની તપાસ અત્રેની કોર્ટમાં ચાલનાર હતી. આ તપાસ પછી થનારી શિક્ષાની બ્હીકથી આ કેદીએ વોર્ડરને લાંચ આપી છૂપી રીતે ઝેર મેળવ્યું હતું, અને તે ખાઇ પોતાનું મોત આણ્યું હતું એમ તપાસ ઉપરથી જણાયું છે,"

"લે પીરોજા આએ વાંચું, ને સાંભળ, " ઉપલો ફકરો બે વેળા વાંચી રહ્યા પછી પાહલનજી બોલ્યા અને પછી તે ફકરો મોટે સાદે વાંચી સંભળાવ્યો.

"મરેરે, એ મુવો લાગતો તો જાણે સોદાગરનો દીકરો! પણ કમબખ્ત ચંડાળજ હોવો જોઇએ. એ મુવાએ ત્યારે મારા બેહસ્તી ભાઇને બગાડયા! એની સોબતમાંજ બેહસ્તી ફસેલા પીરોજાએ પોતાનું મત જણાવયું.

"પીલાં મરનાર પાછલ કંઇ વધુ બોલીએ નહીં તેનું કીધેલું તેણે ભોગવ્યું, હવે મુવેલાંની પાછળ નિંદા કરવામાં સાર નહીં."

"હા એ બરાબર છે; હું ધારૂંછ કે એજ ચંડાળે પેલી હીંદુ બાઇ સાથનો સંબંધ કરાવ્યો હોશે જો!"

"હા, એમ હોય તેમાં કશું ખોટું નહીં!" પાલનજીએ જણાવ્યું, "પણ જે બિના આપણે બરાબર જાણીએ નહીં તે વિષે વધુ બોલવું નકામું છે. હવે જો વહાલી, પેલા છોકરા વિષેનો વિચાર દુર કરજે હં! એ છોકરાને આપણે કઇક મદદ આપતા રહીશું આપણા પાક ધર્મમાં લઇ એને આપણા ઘેરમાં રાખી આપણા બેટા તરીકે ગણવાને હું દરૂસ્ત ધારતો નથી".

"ઠીક, ઠીક, પાહલી, તમો જેમ કહો છો તેમ હું ચાલીશ" પીરોજબાઇએ પોતાના પતિની આજ્ઞા પ્રમાણે ચાલવાને કબુલાત આપી, અને વધુ જણાવ્યું, "ત્યારે તમારા રૂસ્તમના છોકરા જાલને જલદીથી આપણો બેટા કરી લઇએ તો સારૂં! તમે રૂથીને મળી વાત કરી જોજોની!"

" વહાલી, તને છોકરાની એટલી બધી ઉતાવળ અને એટલો બધો અભખરો શાનો ? આપણને છોકરાં નથી તે આપણું નસીબ !"

" નહીં. નહીં. તમેજ કહેતા ' તા કે જાલને આપણો દીકરો કરશું તેથી હું તો તમારૂં પાછું ધ્યાન ખેંચું છ. "

" હા, પીરોજા. તું તારે બેફીકર રહે. હુ રૂશતમ સાથ વાત કરી એજ ગોઠવણ કરશ; તું એ વિષે જરાએ ચિંતા ના કર. "

## પ્રકરણ ૩૮ મું.

## નવી દોસ્તી.

" મહોબત પ્યારા. આજ બે મહિના થઈ ગયા તો પણ આપણાં બાઇએ પોતાના ધણી લીમજી શેઠમાટેનો શોક જરાએ કમી કર્યો નથી. " ઝોહરા પોતાના ભવિષ્યના ભરથાર મહોબત સાથ પેસ્તનજીના બંગલાના કમ્પાઉન્ડમાં હમેશ મુજબ સાંજને છેડે વાત કરતી બેઠી હતી.

" હા, પણ તેમાં આપણે શું કરીયે ?" મહોબત બોલ્યો, " એમ શોક કરશે તો એમના લીમજી પછા આવશે શું ? પણ એવનને લીધે આપણા લગ્નની ઢીલ થયા કરે છની ?"

" હા, એમ છે તો ખરૂં. " ઝોહરા બોલી " પણ હવે તો, ઝોહરા પ્યારી, ઢીલ કરવાની કશી જરૂર નથી. હું કાજીજીને મળી આવ્યોછ. " મહોબતે જણાવ્યુ. " અને બે મહિનામાં તો આપણે શાદીના ગાંઠથી જોડાશું. "

" વહાલા, પછી આપણું રહેવાનું ક્યાં કરશો ?" ઝોહરાએ સવાલ કર્યો.

" અરે ગામમાં એક ઘેર ભાડે લઈશું અને પછી—જો મુંગી રહે, પેલો હરામી સામેથી આવેછ. "

" વળી કબાબમાં હાડકું નડયું. !" ઝોહરા દિલગીર થઇ બડબડી.

" હો હો ! વળી આશુક માશુકનું જોડું સાથે કે ?!' હીરો હરામી આ બન્નેની આગળ આવતાં ને સાથ બોલ્યો.

"હા; કેમ શું કહે છ ?" મહોબતે પૂછ્યું.

" અરે તમે બન્ને સુખી ;સુખ્યારાં રહો અને સત્તર દીકરા અને સાત દીકરીના માબાપ થાવો એજ મારે કહેવાનું " હીરાએ હસીને કહ્યું અને મહોબત તથા ઝોહરા આ સાંભળી હસ્યાં.

"હીરા, તું ગમતી છે તેમ જરા ગાંડો પણ છે હં !" મહોબતે જણાવ્યું.

"કેમ બા, ગાંડો કેમ ? તમો માટે ભલી દુવાઓ દીધી તેથી કે ? જોયું ! ઉપકાર માનવાને બદલે આવો સરપાવ !"

"હા, પણ હીરાજી, એવી ગાંડી–ઘેલી દુવા કાંય ઇચ્છવાની ? અમને એટલા બધા દીકરા દીકરી જોઇએજ નહીં !" ઝોહરા વચમાં બોલી.

"થઇ ચુકું ! મને લાગેછ કે ત્યારે તો અત્યારથીજ મહોબત તમારે નામનાં છાજીયાં લેશે !," હીરાએ કહ્યું.

"ચુપ, ચુપ ! બેવકુફ ખોટો પતપતારો ના કર !" મહોબતે જરા ગુસ્સામાં જણાવ્યું.

"લ્યો, જોયું ! ભલાંની દુન્યાજ નથી. વળી વકીલ થઇને તારી તરફથી બે–ચાર બોલ બોલવા લાગ્યો તો તું તો "ચુપ–ચુપ" ને ચુપ કરવા બેઠોછ." હીરો હસ્તાં હસ્તાં બોલ્યો અને પછી તેણે પૂછયું, "પણ વારૂ, હવે લગ્ન કયારે કરોછ અને મને જરદા–બીરિયાન કયારે ખવરાવોછ ?"

"હવે ચંદરોજમાં તૈયારીઓજ થશે. તારૂં કેમ પાકી જાયછ ?" મહોબત બોલ્યો "અત્યારથી દાતણ બરોબર કરી દાંત ખુબ ઘસી રાખજે !"

"હો, હો ! મહોબત, તું તો ઝોહરાની દોસ્તીથી બોલવામાં જરા ચાલાક બની ગયો !" હીરાએ ડોકું ધુણાવી કહ્યું, "પણ જા, મહોબત, તું આવી રીતે છુટ લઇ ઝોહરા સાથ વાત કર્યા કરેછ તે ભરૂચના પેલા શેઠ દાદીબાને પસંદ નથી હં કે ? તે દિવસે નાનાંબાઇ જાંહગીરજી અને પેસ્તનજી શેઠ સાથ વાત કરતા હતા કે મોહબત અને ઝોરાના લગ્ન કરાવી આપો તો સારૂં !"

"હં ! એમ ? ઠીક હીરાજી, હું બધું સમજુંછ" ઝોહરા બોલી ઉઠી. "એવન શેઠની ખાટી–મીઠી નજર કયાં છે તે હું પણ જાણુંછ. એ તો એમ કહીને પોતાની ચોક્કસ વાતનો ખુલાસો લેવા માંગ્યો હશે."

"અરે નહીંરે ! ખાટી–મીઠી નજર શાની ? એવણુ શું તમારી સાથે પરણે બરણે કે ? જાઓજી. ઝોહરા બાઇ, ખાંડ ખાવોછ ખાંડ !" હીરો મસ્કેરી કરી બોલ્યો, અને ઝોહરાએ જરા તપી જઇને જણાવ્યું. "ઓ ! હું શું કહેવા માંગુછ અને હીરાજી કોણુ જાણે શું સમજેછ?"

"હા, હું તો બા તમારા બોલવા ઉપરથી એમ સમજું છું કે દાદીબા શેઠની ખાટી મીઠી નજર તમારા ઉપર છે."

" છટ ! બેવકુફ ! તું કંઇજ અક્કલ ધરાવતો નથી. " મહેબતે ગુસ્સામાં કહ્યું.

" જોયું કે એ ગાંડુ–ઘેલું બોલેછે તે ?' ઝોહરા ગભરાતી બોલી " હું તો એમ કહેવા માગુંછ કે દાદીબા શેઠ નાઝાંબાઈ સાથે લગ્ન કરવાને કદાચ વિચાર રાખતા હોય એમ મને જણાયછે. "

" લેવો, ફેરવી તોલતાં કંઇ વાર લાગેછે ? " હીરાએ સવાલ કરી ટાહુકો મૂક્યો. " હા, હા, ઝોહરાબાઈ, તમે આએ તોપ તો નંબર વન બહાર કાઢીછે હં ! "

" એટલે ?–એ કોણ જાણે શું બકી મરેછે ? " ઝોહરા ચીડાઇને બોલી.

" ઝોહરા, આમ ચીડાઇ ના જા; " મહેબત બોલ્યો, " એ તો ગાંડો મુવોછે તે કંઇ ને કંઇ બકશે. હીરા, હા, બા, હા, એ જુઠું કહેછે. તારે કંઇ કહેવુંછે ? " મહેબતે ટૂંકમાં પતાવવા આ પ્રમાણે છેલ્લે ઉમેરી કહ્યું.

" હા, મારે એટલુંજ કહેવાનું કે તમો પારકા લોકોની નિંદા કરો એ ઠીક નહીં. દાદીબા શેઠને એ વિષે વાત કરી તમારી ખબર લેવરાવવી જોઇએ. " હીરાએ દમામમાંજ જણાવ્યું. " અને દાદીબા શેઠ કાલે અહીં રહેવા આવનારજ છે, એટલે આ બંદા નામે હીરાજી ઉર્ફે હરામી જરૂર બા જરૂર દાદીબા શેઠને આ બધી તમારી વાતો કહેશે અને ફર કહેશે."

" અરે જારે છોકરી ! અમે તારી ધમકીથી ડરી જવાનું કે ? " મહેબતે પૂછ્યું.

" અરે તું પોતે ડરે નહી તો હું તને દળી નાખીશ દળી !" હીરા હરામીએ જણાવ્યું. " હવે ચૂપ બેસ. મારા પ્રતાપે તો હકીમ બન્યો, પૈસે ટકે જરા સુખી થયો અને ગુલરૂખસાર પરી તું મેળવી શકયો અને હવે મારી સામેજ થાય છે કે ? ઉભો તો રહે, તારો ઘાટ ઘડુંછ."

" બસ, બસ, હવે બાપુ, તારી પતરાજી છોડ, અને જવા દેની પંચાતી. એમ જરા જરામાં ગુસ્સે થશે તો કેમ પાલવશે ?" મહેબને સમજાવીને કહ્યું. " ચાલ, હવે દાદીબા શેઠ કાલે આવનાર છે એટલે આપણુને છે તડાકો ! વળી આઠ આઠ આના આપી જશે ખરા !" " ત્યારે તો દોસ્ત ગમત !" હીરાએ ડાહ્યા થઈ

ટકોરમાં જણાવ્યું. "હા, આપણને આઠ આનાની ગમત અને ઝોહરા કહેછે તે જો ખરૂં હોય તો દાદીમા શેઠનેબી ગમત !"

"હવે જે હશે તે ચંદરોજમાં જણાશે." ઝોહરા બોલી "તમો જોજોની કે મારૂં બોલેલું ખરૂં પડેછે કે નહીં."

"હવે જોયું ! રહેવા દેની તારૂં નજુમી પણું ! ચાલ બા, હીરા, જમાવાનો વખત થવા આવ્યોછે અને પેસ્તનજી શેઠ તારી રાહ જોતા હશે" મહેતાબે જણાવ્યું અને તેઓ ત્રણે બંગલા તરફ ચાલ્યાં.

× × × ×

પરોણાઓની ધમાલ કોણને વહાલી નથી ? ઘરે પરોણાઓ આવે છે ત્યારે ઘર કેવું વાજતું ગાજતું ખુશ ખુશાલ બની રહે છે ? પોતાને ત્યાં પરોણા આવનાર છે એમ જાણી કંજુસોનું દિલ બળી જળીને ખાક બને છે અને તેમનું મન ઉતાર થઇ જાય છે, પણ ઉદાર દિલના શખ્સો ભલાં પરોણાઓની પધરામણીની કાગને ડોળે રાહ જુવે છે અને ખુશાલીમાં દિવસો પસાર થશે એવા ખ્યાલમાં તેઓ લીન બની જાય છે.

પેસ્તનજીને ત્યાં દાદીમા લસ્કરી નાતાલની રજા ભોગવવા માટે આવનાર હતા અને તેથી આજે ઘરમાં સહવારથી ગડબડ ચાલી રહી હતી અને ખુશાલી પથરાઇ રહી હતી. જાંહગીરજી બજાર ખરીદવા જવાની તૈયારી કરતા હતા, પેસ્તનજી શેઠ હીરા હરામીને ઘર સાફસુફ રખાવવાને હુકમ કરતા હતા અને નાજાંબાઇ આજેજ બે મહિના પછી કંઇક ખુશ ચહેરે આમ તેમ ફરતાં દીસતાં હતાં. બપોરના પોણે વાગે દાદીમા લસ્કરી ભરૂચથી આવી પહોંચ્યા જેમને ઘરમાનાં સર્વેએ સારો આવકાર આપ્યો. સર્વની ખેરઆફીયત પૂછ્યા પછી દાદીમા સર્વ સાથ અહીં તહીંની વાતો કરવા મંડયા.

દાદીમાની પધરામણીથી અને ગડબડ-સડબડથી ઘેર ગાજી રહ્યું. ચાર દિવસો તો પાણીના રેલા માફક પસાર થઇ ગયા. દાદીમા નવી નવી વાર્તાથી અને જ્ઞાનને લગતી સમજણથી સર્વના મનને આનંદ આપતા રહ્યા. આ ચાર દિવસોમાં દાદીમાની સંગતથી નાજાંબાઇની દિલગીરી દુર થતી દેખાઇ અને તેઓ બંને વચ્ચે દોસ્તીનો ગાંઠ મજબૂત બનતો ગયો.



## પ્રકરણ ૩૯ મું

# સ્રીઓનો વેરી

દાદીબાની પધરામણીથી અને મધુર વાતોથી નાજાંબાઇ ખુશી થયાં હોય એમ જણાતાં હતાં, પણ એમના મનમાં એકજ વિચાર દોડયા કરતો હતો અને દર પળે પોતાના મનને તેવણ એકજ સવાલ પુછતાં રહેતાં હતા; " હવે મારૂં શું થશે ? " એક બપોરે ઉપલા વિચારના વમળમાં વિંટલાયલાં બેઠાં હતાં તેટલામાં ઝોહરા નાજાંબાઇના ઓરડામાં આવી પહોચી, અને આરતને સાથ ઝોહરાએ સવાલ કર્યો: " બાઇજી, આપ શું કરોછ ? "

" કંઇ નહીં, ઝોહરા, ઈઝીચેર ઉપર લેટીને આએ જરા વાંચુંછ. "

" બાઇજી, તમોએ સાંભળ્યુંછ કે એક પૈસાદાર મુસલમીન રાજકોટથી આવીને આપણા ગામમાં વસ્યોછ ? "

" હં ! તે તું શું કહેવા માંગેછ ?"

" અરે કોઇ તદન વિચિત્ર દિવાનો લાગેછ. લોકો કહેછ કે એની પાસે પૈસો ઘણો છે. " ઝોહરાએ જણાવ્યું. " પણ ૫૦-૫૫ વર્ષનો બુઢો લધ્ધો થયોછ તોયે હજી પરણ્યો નથી. અને જો કોઇપણ બૈરી ભુલે-ચુકે નજર પડેછ તો તુરત પોતાનું મોહું ફેરવી નાખેછ. બૈરાંઓને ધિક્કારનાર કોઇ પાગલ લાગેછ ! "

"કમબખ્ત એમ કાંય એની આઇ-બાહના સીનાં સેરવતો હોશે ?" નાજાંબાઇએ પુછ્યું.

" કોણ જાણે એને એ કઇ જાતનું ગાંડાપણું લાગ્યુછ ? જ્યારેબી એ ઘેરમાંથી બહાર નીકળેછ ત્યારે ગામનું બધું લોક એને જોવા ઉભું રહેછ ! કહેછ કે ફક્ત એકજ દિવસ-આઠ દિવસમાં ફક્ત એકજ દિવસ ઘેરમાંથી બહાર નીકળેછ ! પૈસા તો પુષ્કળ છે, પણ ઘેરમાં નથી મરદ નોકર-ચાકર ! પોતાના હાથેજ પકાવીને ખાયછ ! "

" કોઇ અજબ પ્રકારનું પ્રાણી ! " નાજાંબાઇ બોલ્યાં.

" બાઇજી, એને ઘેર તો એવું સરસ શણગાર્યું છે કે બોલવે વાત નહીં, " ઝોહરાએ જણાવ્યું.

" હં ! પણ એ બધું જોઇ કોણ આવ્યું ? અંકલેશ્વરની વળી ગપ તો નહી હોય ?"

"નહીં રે, બાઇજી, ખરી વાત છે. વળી ગપ શાની? એના આડોશીપાડોશીએએ જોયું હશે તેથીજ બજારમાં એને માટે બધી વાતો ચાલેછ કેની?"

"કેટલો વખત થયો એ આપણા શહેરમાં આવ્યોછ?" નાજાંબાઇએ સવાલ કર્યો.

"કહેછ કે ચારેક મહિના થયા આવ્યોછ." ઝોહરાએ જણાવ્યું અને બારણા ઉપર ટકોરા થોકાયા.

"કોણ?" ઝોહરાએ પૂછ્યું.

"અરે એ તો હું બેજન, બાઇસાહેબ; કોઇ બઇરાં સુરતથી તમને મળવા આયાછ."

"ઠીક, બેજનજી, આગલા હોલમાં એવનને બેસાડો. હું હમણા આવુછ." આમ કહી નાજાંબાઇએ પોતાના વાળ સરખા કર્યાં અને ત્રણ ચાર મિનિટમાં તેવણ હોલમાં આવી બેઠાં.

"આવોજી" નાજાંબાઇએ નમન કરી આ બાઇને આવકાર દીધો. નવાં આવેલાં બાઇ ચુપચુપ બેસી રહ્યાં અને નાજાંબાએ સવાલ કર્યો. તમો કોણજી?"

"જી, તમે મને નહીં ઓળખતા? હું સુરતવાલા લીમજીભાઇની બહેન પીરોજબાઇ!"

નાજાંબાઈ સહેજ ચોક્યાં અને તેમનો ચહેરો કંઇક ગમગીન બની ગયો.

"નહીંજી, હું તમને નહીં ઓળખતી' તી. વારૂં, મરૂં, આજ તો ભલે પધાર્યાં"

"જોની દીકરી, તમારા લીમજીનું વીલ બહાર પડયું ત્યારેજ મેં તો તમારે માટે જાણ્યું જો! વીલમાં કંઈ ચારેક બઇરાંનાંજ નામ છે, તેમાં કોઇ મુંઇ રતનબાઇ બી છે!"

નાજાંબાઇ આ સાંભળતાં સાથ વધુ દિલગીર બન્યાં; તેમના મનમાં ખળભળાટ થઈ રહ્યો અને પીરોજબાઈએ આગલ બોલવાનું ચાલું કીધું:—"દીકરી, તમારે માટે તો પેલો કુંવર હૉલ અને આસપાસની બધી જગ્યા તથા ત્રીસ હજાર રૂપિઆની લોનો બાજુ રાખેલી છે. તમને એ વિષેની ખબર પણ નહીં હશે? અને ચાર દિવસ થયાજ ખબર મળી કે તમારી ઉપર બેહસ્તીના મરણને દહાડે કાવસજી કારભારીએ તારબી કીધેલો, પણ તમો સુરત આયાંબી નહીં."

" મારી ને બાવાજીની તબીયત બરાબર નહીં હતી તેથી સુરત આવવાને બન્યું નહીંજી.—વીલ વિષેની મને કશી ખબર પડી નથી-જી." નાજાંબાઇએ ગુંગળાતે અવાજે જવાબ આપ્યો.

"બેહસ્તી ભાઇએ મારા નામ ઉપર પણ સારી રકમ બાન્ધુએ રાખીછ. દીકરી, હું તો તુંને ચેતવવા અહીં આવેલી કે કુંવર-હૉલ તું વેચી નાંખે તો સારૂં! ગામના લોકોના કહેવા પ્રમાણે ત્યાં તો ભુત-ડાકણની વસ્તી વધી ગઇછ અને કેટલોક વખત થયો બેહસ્તી બાઈ લીમ પણ ત્યાં આઠદશ દહાડે એકજ વખત જઇને પાછા ફરતા" હતા. અરે, કુંવર-હૉની અકેકી વાતજ આપણને હેબતાવી નાંખે!

નાજાંબાઇએ આ બધું ગુપચુપ સાંભળ્યું. નાજાંબાઇ પોતે ત્યાં પોતાના નોકરો સહીત રહેલાં હતાં તે વિષેની પીરોજબાઇને જરા-એ ખબર હશેજ નહીં એમ વિચાર કરતાં નાજાંબાઇ બેસી રહ્યાં અને કુંવર હૉલ વિષે એક પણ બોલ નહીં બોલવાને તેમણે વિચાર કર્યો. તોયે તેમણે આ સવાલ તો પૂછી જોયો કે કુંવર હૉલ ક્યાં આવેલો હતો અને પછી નાજાંબાઇએ જણાવ્યું;

"પીરોજબાઇમાય, હું હાલ તો કશો વિચાર કરી શકતી નથી. મારા મુરબ્બીજીને પૂછીનેજ હું કામ કરરા."

"મરૂં. તમારા બાવાજી અહીંજ છે કે?" "હાજી, જરા પોઢી ગયાછ. ચાહેને ટાઇમે ઉઠશે કે હું તમારી ઓળખાણ કરાવશ."

આશરે ચારેક વાગે પીરોજબાઇનો મેલાપ પેસ્તનજી શેઠ સાથ થયો. આશરે પા એક કલાકમાં લીમજીબાઇ વિષેની અનેક સારી વાતો તેમના બહેને મીઠું મરચું ભભરાવીને પૂરી કીધી તથા લીમજીબાઇના વીલ વિષેની હકીકતો ટૂકમાં જણાવી અને પોતે તે સાંજેજ પાછાં સુરત જવા માટે ઉપડી જશે એવી ખાએશ તેવણે દેખાડી.

* * *

મિ. દાદીબા સિવાય ઘરમાંના સર્વ પીરોજબાઇની મુલાકાતની ગડબડમાં પડયાં હતાં જ્યારે બંગલાના કમ્પાઉન્ડમાં મહોબત ઓહરા હીરાજી અને બેજન વચ્ચે વાદવિવાદ ચાલી રહ્યો હતો.

" અરે એ તો કોઇ જબરો અશીણી કાતર્યો ગેપ લાગેછ. એ દાઉદખાંને તો બાયડાં જોઇનેજ પેટમાં આડા અવળાં થાયછ!" હીરો હરામી સર્વને કહેતો ઉભો.

"તદન પાગલ દીસેછ પાગલ!" મોહબત બોલ્યો.

"મેં તો બા એવું સાંભળ્યુંછ કે કોઇ બૈરૂં એની આગલ જવાની હીંમતજ નથી કરતું. તે દહાડે ઘેલી બાંચણ એનાં નામના છાજીઆ લેતી આંગણામાં બુમો પાડતી'તી પણ આખરે થાકીને ત્યાંથી તે ચાલીજ ગઈ." બેજને ઉમેર્યું.

"અરે એ તો રાજકોટના કોઇ મેડ હાઉસમાંથી ન્હાસી આયોછ રે!" હીરાએ જણાવ્યું, "કોણ બૈરાંની માએ સુંડ ખાધોછ કે એ બૈરાં-ધિક્કારૂ ગાંડા આગલ હીંમતથી જઇ શકે!"

"એવો તે કોણ અફલાતુન આવી મુવોછ! ઝોહરાએ સવાલ કર્યો.

"લેવો ઝોહરા, તમારી હીંમત હોય તો ફક્ત પાંચ મિનિટજ એના ઘેરમાં જઇ આવો." બેજન બોલ્યો.

"લાવો, હું હીંમતથી એના ઘેરમાં જાઉંછ," ઝોહરાએ જણાવ્યું "કોઇ સરત બકોછ?"

"અરે ગઇ, ગઈ, રહેવા દેની." મહોબત જે મુંગો મુંગો સાંભળતો હતો તે હવે બોલી ઉઠયો.

"હું સરત બકુંછ કે તમો જઇ શકશોજ નહીં, ઝોહરાબાઈ" હીરાએ ભાર મૂકીને કહલુ." જો તમો એના ઘરમાં જઇ પાંચ દશ મિનિટ બેસી એની સાથ વાત કરી આવો તો મારો અડધો પગાર તમને આપી દઉં."

"કબુલ" ઝોહરાએ તુરત જણાવ્યું.

"અને ઝાડું ખાઇને પાછા ફરો તો?" હીરાએ સવાલ કર્યો.

"આ મારી રૂપાની બંગડી મારે વેચી તમો સર્વેને મિઠાઈ ખવડાવવી." ઝોહરાએ કહ્યું" આવતી કાલે બપોરે પરવારીને આપણે સર્વ એના ઘેર. આગલ જઇશું હું એના ઘેરમાં સડસડાટ ચાલી જઇશ અને તમો દૂર બહાર ઉભા રહીને તમાસો જોજો."

"અરે રહેવા દઇ મરની! ઝોહરા, હવે એ તારી સાથજ વાત કરવાને બેસી રહયો હશે!" મહોબતે ધમકાવીને કહ્યું અને ઝોહરાએ ફરી વિનંતી કરી જણાવ્યું કે આ સરત તેણી જીતશે માટે તેણીને આ કામ કરવા માટે મહોબતે પરવાનગી આપવી.

## પ્રકરણ ૪૦ મું

# વેરીની મુલાકાત.

બીજે દીવસે બરાબર બે વાગે ઝોહરા, મહોબત, હીરા. હરામી અને બેજનજીની ટોળી પેલા બૈરાં ધિક્કારનાર દાઉદખાંના મકાન તરફ જવા ઉપડી.

" સમજો, તમો બધા અહીંજ ઉભા રહો, " દાઉદખાંના ઘર આગળ પહોંચ્યા પછી ઝોહરા બોલી, " અને અહીંથી જોયા કરો કે હું સડસડાટ એના ઘરમાં ચાલી જાઉં છું કે નહીં, અને એને ત્યાં આ ફૂલો મૂકી આવી ત્યાંથી કંઇને કંઇ નિશાની લાઉં છું કે નહીં. "

" હા, બા, હા, અમો અહીંજ ઉભા રહીશું. દાઉદખાં તરફથી દફેણુ–અફેણું પડે તો પિડા ! માટે અહીંજ ઉભા રહેવામાં સાર છે. " હીરાએ જણાવ્યું અને ઝોહરા હીંમત સાથ દાઉદખાંના મકાનના ઓટલા ઉપર ચઢી દરવાજો જે અળગો હતો તે તેણીએ ઉઘાડયો, તેણી થોડીક પળ થોભી અને અંદર દાખલ થઇ. ઓરડામાં કોઇ દીસતું ન હોતું; નોકર ચાકરની મદદ વિના પણ તેનું ઘેર સ્વચ્છ અને દેખાવડું લાગતું હતું. તેણી ઓરડામાંની ગોળ ટેબલ આગલ ગઇ, એટલામાં પાસેના ઓરડાના ઉંબરા ઉપરથી દાઉદખાં ટગર ટગર ટીકનો ઉભો; પછી મોંહ ફેરવી તે ગંભીર ચહેરે બોલ્યો;

" તમો કોણ છો ! મને સમજ નહીં પડતી કે તમો અહીં આવીને શું કરોછ ? "

" એ તો ફ–ફ—ફ—ફકત સરતને ખાતર ! " ઝોહરાએ ગભરાયલે ચહેરે ઉત્તર વાળ્યો.

" શું ! સરત ? શાની સરત ? " દાઉદખાંએ મોટે સાદે પૂછયું.

" હા, સરત; લોકો કહેછ કે તમારા ઘેરમાં કોઇ બૈરૂં દાખલ થવાની હીંમત કરી શકતું નથી. કારણુ–કારણુ–કે–"

" શું ત્યારે તમે અહીં આવવાને હીંમત કરી ? " દાઉદખાંએ મોટે સાદે બુમ પાડી પૂછયું.

" હા, તે માટે તમારી હું માફી માંગું છું, પણ હું નહીં ધારતી કે તમો હમેશના બૈરાં-ધિક્કારનાર હશો. "

દાઉદખાંએ તેણી તરફ એકીટસે જોયા કર્યું અને કશો જવાબ આપ્યો નહીં. ઝોહરાએ હીંમત રાખી ફરીથી સવાલ પૂછવાની બેઅદબી દેખાડી: " શું કોઇ પણ દીવસે ત્યારે તમો બૈરાંને–"

ઝોહરા આગલ બોલે તે અગાઉ દાઉદખાંએ ગુસ્સામાં પૂછ્યું: " બસ, તમો મને આવા સવાલો પૂછનાર કોણ ? "

" મને માફ કરજો, શેઠ, પણ મને જણાવશો કે તમો આ પ્રમાણે બૈરાંઓને શા સારૂ ધિક્કારો છો ? "

" શું હું તમને જવાબ આપવાને બંધાએલો છું ? " " નહીંજ; પણ મુજ જેવી ભલી અબળાને તમો નહીં કહો ? " ઝોહરાએ કાકલુદી ભર્યા અવાજે પૂછ્યું. દાઉદખાંએ તેણીના ચહેરા તરફ થોડીક પળ જોયું. તે તેણીના ચહેરા ઉપર મોહીત થઇ. આ સવાલથી પીગળ્યો હોય એમ જણાયો; તે પછી બોલ્યો; " એક ઓરતને હું એક વેળા ચાહતો હતો તે કારણને લીધેજ હું હવે ઓરત–જાતને ધિક્કારવા લાગ્યો છું. "

"તમો શું એમ ધારો છો કે બધી ઓરતો તમો જે ઓરતને ચાહતા હતા તેના જેવીજ હશે ? " ઝોહરાએ સવાલ કર્યો અને ઉમેર્યું; " એક એવી ઓરતને લીધે બધી ઓરતોને ધિક્કારવી એ કંઈ ન્યાય કહેવાય નહીં. "

" કાંય નહીં ? " દાઉદખા પોકારી ઉઠયો. " તમો જો કે વદન અજાણ્યા છો, તોયે હમણા મને મારૂં દિલ ખોલીને બોલવા દો એટલે મારી તરફ તમારી પણ દિલસોઝી ખેંચાશે. જે ઓરતને હું ખરા અંતઃકરણથી ચાહતો હતો અને જેણીની સાથ મારી સગાઇ થઇ હતી તે ઓરતે મને લગ્નની આઠ દિવસ અગાઉ ધિક્કાર્યો અને મને બાજુએ હડસેલી એક માતબર મરદ સાથ તેણી પરણી ગઇ. જયારે મેં તેણીના પરણવા અગાઉ ફરીથા અરજ કરી તેણીને સમજાવી, ત્યારે મારી મશ્કરી કરી, મારી તરફ ખડ–ખડ હસવા મંડી, આ કારણને લીધેજ મે ઓરત જાતને ધિક્કારવાને શરૂ કર્યું એમાં મેં ખોટું શું કર્યું ? "

" ખચ્ચીત તમારે માટે હું દિલગીર છું. ઓ ખોદા ! પણ આટલી નજીવી બાબદ માટે તમો આવું દુઃખ વેઠોછ " ? ઝોહરાએ અજબ થઇ કહ્યું.

" શું ? નજીવી બાબદ ? એ બાબદને ? લીધે મારે મનથી જીંદગી અકારી છે,–ઓરત જુઠ્ઠી છે, ઓરત જાત ઠગારી છે, ઓરત નીચ છે, ઓરત જાત લુચ્ચી છે."

" નહીં. નહીં. શેઠ દાઉદખાં આપ ભૂલો છો. એક જુઠ્ઠી, લુચ્ચી, ઠગારી ઓરતને લીધે તમો સર્વ ઓરતને ધિક્કારી આવી જીંદગી ગુજારો છો એ તમારી પોતાની જીંદગીની ધુળધાણી કરવા બરાબર છે. "

" ત્યારે તમે મને શું કરવા કહો છો ? " દાઉદખાંએ પૂછયું," બીજી એવીજ ઠગારી સાથ નાટકના ખેલ પાછા શરૂ કરૂં. ? "

" ફકત પ્યાર ઉપરાંત જીંદગીમાં બીજું ઘણું જોવાનું અને કરવાનું છે. "

" શું ? મારી આ મોટી ઉમરમાં હું હવે શું કરી શકું ? દાઉદખાં તપી જઇને બોલ્યો, " પત્થર સાથે માથું ફોડું ? "

" નહીં, નહીં, શેઠ, ગુસ્સે થશો નહીં. માથું ફોડવાની કશી જરૂર નથી. આપ પાસે પૈસો છે તેથી તેનો સદઉપયોગ કરી ગરીબોનું ભલું કરો:—પરમાર્થ કરો. " ઝોહરા બોલી.

" તમો શું કહેવા માંગોછો તે હું સમજુછું પણ હવે જીંદગી મને અકારી છે. ખચ્ચીત આ જીંદગી નકામી છે. દરેક શહેરમાં બબે વર્ષ પસાર કરી હું " એ એકાંતમાં શાંતિથી જીંદગી ગુજારૂંછ એજ બહેતર છે.

થોડીક પળો સુધી બંન્ને ગુપચુપ ઉભાં રહ્યાં અને પછી ઝોહરા બોલી. " મારે હવે જવું જોઇએ. હું તો ફકત એક સરતને ખાતરજ અહીં આવી છું અને તમો સાથ વાત કરવાને નસીબવંત બની છું. "

" ઠીક ! સાહેબજી ! " દાઉદખાં બોલ્યો. " ઉપકાર થયો,—તમોએ મને કંઇક વિચાર કરતાં શિખવ્યો છે. "

ઝોહરા ઉતાવળે પગલે બહાર નીકળી અને દાઉદખાં તેણીને ટગર ટગર જોતો ઉભો. મહોબત, હીરો અને બેજનજી ઝોહરાની રાહ જોતાં ઉભાં હતાં અને તેણીની હીંમત માટે વખાણ કરતાં હતાં તેટલામાં ઝોહરા તેઓ આગળ આવી પહોંચી અને બોલી:—

" હીરાજી, તમો સરત હાર્યા. હું તો જઇ આવી અને ઓરત ધિક્કારનાર દાઉદખાંની ટેબલ ઉપરથી આ નાની 'સેફટી–પીન' ઉચકી લાવી. "

" કોણને ખબર કે આએ પીન એ ચકડોલને ત્યાંથીજ તમો ઉપાડી લાવ્યાં ? " હીરાએ જણાવ્યું, " નાજાંબાઇની પીન તમો સાથે નહીં લાવેલાં હોવ તેની શી ખાત્રી ? "

" બસ, બસ, હીરા, " બેજનજી બોલ્યો, " હવે મુંગો મુંગો કબુલ કર કે તું સરત હારી ગયો. " હીરો ચૂપજ રહ્યો અને તેઓ સર્વ ત્યાંથી કુચ કરવા મંડયાં. રસ્તામાં ઝોહરાએ દાઉદખાં સાથની

પોતાની વાતચીત કહી સંભળાવી અને ઉમેર્યું કે આ ઓરત–ધિક્કાર-નાર દાઉદખાંને તેણી સુધારી શકે ખરી!

*　　*　　*　　*

જેવી ઝોહરા દાઉદખાંના ઘરમાંથી બહાર નીકળી કે દાઉદખાં પોતાના મન સાથ બડબડવા મંડયો:—

"કેવી ખુબસુરત છોકરી! કેવી સ્યાણી કેવી મીઠી ઝબાનવાળી ઓરત! અરર–પણ ઓરત વિષે કશો વિચાર મારે કરવો નહીં એવી મારી બાધા છે. ત્યારે આ સારૂં એ છોકરીનો વિચાર મારે કરવો જોઇએ ? હવે ઘરડે ઘડપણ અબળાને–અરે અભાગણી બલાને–ગળે વળગું એ તો બનેજ નહીં.–બેશક, આ છોકરીએ મારૂં મન ચોર્યું! ત્યારે શું એની સાથ પરણું ? પણ એ છે કોણ ?–એ કયાંની છે અને કયાં રહે છે તે તો મેં કશું પૂછયું જ નહીં! ઓહ! તેણી પાછી આવે તો કેવું સારૂં! પણ અબર આએ પંચાવનમે વર્ષે જવાન છોડી સાથ પરણવું એ શું ઘેલાપણું નહીં કહેવાય ?–આ છોકરીએ આખરે મને આ ઘડપણમાં લલચાવ્યો.–પણ કોઇ ફિરેસ્તાઓએ તેણીને કદાચ મારી આગલ મોકલી બી હોય! આજે ત્રીસ વર્ષ પછી શાંત મને બૈરાં સાથ વાત કરી હોય તો આ છોકરી સાથેજ મેં વાતો કરી છે!–બેશક, પૈસાને હું શું કરૂં ? જીંદગી આ પ્રમાણે ગુજારવી એ મુર્ખાઇજ છે.–ખરેખર આ સુંદર છોડીએ મને કંઇક શિખવ્યું છે. અરે! એ છોકરી પાછી આવે તો મારા ઘેરમાંજ રાખું—મારી પરણેતર તરીકે નહીં, પણ મારી ભાગ્યશાળી સલાહકાર બેટી તરીકે રાખું,–હવે મારૂં છે કોણ ? આ છોકરીએ તો મને અર્ધ-ગાંડો બનાવી દીધો છે! એ છોડી ખચ્ચીત ડાહી છે, એને મારી બેટીજ કરી લઉં તો સારૂં! પણ એ પાછી અહીં આવે ત્યારે કંઇ વાત કરી જોઉંની!–યા અલ્લા! કેવી સમજુ, મધુરી, ને સ્યાણી છોકરી!–ઓહ! અરે મારી જીંદગીમાં એવી કોઇજ મળી નહીં! અફસોસ!–અરે એ છોકરી પાછી અહીં આવે તો કેવું સારૂં! યા પરવર! તેણીને પાછી અહીં મોકલી આપ."

દિવસનો બાકીનો વખત બડબડવામાં જ પસાર થયો; દાઉદખાંનું મન તેણીના વિચારોમાંજ તલ્લીન થઇ ગયું અને રાત્રે સ્વપ્નામા પણ ઝોહરાનો મધુર ચહેરો તેની આગળ ઉભો રહી કંઇ કહેતો હોય એમ દાઉદખાંને લાગ્યું. જે સવાલો તેણીને તે પૂછયા ઇચ્છતો હતો તે તેણે સ્વપ્નામાંજ ઝોહરાને પૂછી લીધા અને તેણીને વિષે કેટલોક ખુલાસો મેળવ્યો હોય એવા ખ્યાલમાં લિન્ન થયેલો તે સહવારમાં જાગૃત થઇ તેણીના વિચારમાંજ પાછો ગુંથઇ ગયો.

## પ્રકરણ ૪૧ મું.

# અણધારેલી આફત.

અંકલેશ્વરમાં પેસ્તનજી શેઠની પરોણાગત ચાખવા માટે હવે બે દિવસોજ દાદીબાને રહેવાનું હતું. જાનેવારીની ત્રીજી તારીખથી તેમની ઓફીસ ઉઘડનાર હતી, અને તારીખ બીજીએ તો દાદીબા પોતાને ગામ ભરૂચ પાછા જનાર હતા. છેલ્લા દિવસોમાં નાંજાબાઈ અને દાદીબાની દોસ્તીમાં વધારો થતો ગયો અને આ દોસ્તીએ કંઇક પ્યારનું રૂપ પકડયું હોય એમ સર્વને લાગ્યું.

ડીસેમ્બરની ૩૧મી તારીખનો તે દિવસ હતો જ્યારે સાંજના વરન્ડા ઉપર નાજાંબાઇ દાદીબા સાથ વાતો કરતાં બેઠાં હતા.

"શું ? ત્યારે તમો પરમ દિવસે ઉપડી જશો ? હવે બે-ચાર દિવસો વધુ રજા નહીં લઇ શકો ? દાદીબા" નાજાંબાઇએ પૂછ્યું.

" નહીં, નાજાંબાઇ, તેમ બની શકે એમ નથી,—જોકે મને અહીંથી જવા ગમતું નથી, તોયે 'ડયુટી' ઉપર જવા સિવાય છુટકો નથી. "

" તમો જેવા કલેકટર એક–બે દહાડા ઘેરનાં થપ્પી મારી જાય તો કોણ પુછે છે ?"

" પૂછનાર તો કોઇ નથી. પણ નાજાં—નાજાંબાઈ, ફરજ શું છે તે હું સારી પેઠે સમજતો હોવાથી આવું પગલું હું કદી ભરૂં નહીં. અહીં તો કોઇ પૂછનાર નહીં હોય, પણ પેલો સર્વજ્ઞાની ખુદા પૂછનાર બેઠો છે તે શુ ? "

" હા, ખરી વાત છે. દાદીબા તમારી સંગતમાં ખચ્ચીત મને ઘણું સારૂં જ્ઞાન મળ્યું છે અને વળી ગમત પણ પડી છે." નાજાંબાઇએ જણાવ્યું.

" થેંક યુ ! નાજાંબાઇ, પણ મારે જણાવવું જોઇએ કે તમારી સોબતમાં મને સોહવાઇ ગયું છે.

" જ્યારે તમો એમ માનોછો કે સ્ત્રીની સોબતમાં તમને કંઇક પણ લાભ જણાય છે ત્યારે આટલી મોટી ઉમર સુધી તમો કુંવારા શા સારૂ રહ્યા છો ? દાદીબા " નાજાંએ હસીને સવાલ કર્યો.

" તમારો સવાલ નાજાં,—નાજાંબાઇ કંઇક વિચિત્ર છે, " દાદીબાએ જણાવ્યું અને પછી મુંછમાં હસીને પૂછ્યું, "પણ તમે કેમ ધાર્યું કે કુંવારી જીંદગી તજીને હવે પરણેલી જીંદગીમાં દાખલ થવાને હું હાલ વિચાર કરતો નહીં હોઇશ ?:

" હવે તે વિચાર તમે કદાચ કરતા હશો પણ હું પુછું કે તે વિચાર તમોએ પાંચ-સાત વર્ષો અગાઉ કેમ નહિં કર્યો હશે ? "

નાજાંબાઇએ ફરીથી સવાલો કર્યા. "આટલી મોટી ઉમર સુધી થોભવાની શી જરૂર?"

"નાજાંબાઈ, હું તે વેળા જાણીતા અંગ્રેજ રાજા જ્યોર્જ ત્રીજાના વજીર લોર્ડ ગ્રેનવીલના મતને મળતો હતો. તેનું મત શું હતું તે તમો જાણતાં નહીં હશો? લ્યો, ત્યારે સાંભળોઃ—તે કહેતો હતો કે એક પરણેતર કુતરાંની પુછડી સાથે બાંધેલા પતરાંના એક દાબડા જેવી હોય છે; કુતરાની પુછડીએ બાંધેલા પતરાના ડબ્બાથી જેમ તે કુતરૂં ભડકે છે અને ગડબડ કરી મેલે છે તેમ એક મરદ એક ઓરત સાથ શાદીના ગાંઠથી બંધાઇને હમેશ ચમકતો અને ગભરાતો રહે છે; પણ નાજાંબાઇ, ધીમેધીમે મારા વિચારો ફર્યા છે અને હવે હું માનું છું કે એક ભલી સાચ્ચી મહેરદાર પોતાના પતિને ફિરસ્તા સમાન કામ લાગે છે."

"હો હો? ત્યારે તમો તો આવા બેહુદા વિચારો ધરાવતા હતા કે?"

"હા, એમ હતું ખરૂં!" દાદીબા બોલ્યા "પણ હવે એ વિચારો બદલાઇ ગયા છે અને મારૂં દિલ—"

દાદીબા વધુ બોલે તેટલામાં જાંહગીરજી વરન્ડા ઉપર આવી પહોંચ્યા અને દાદીબાએ કહ્યું: "પધારો જાંહગીરજી—કેમ બજારે જઈ આવ્યા કે જી?"

"હાજી" જાંહગીરજીએ ટુંકમાંજ જવાબ આપ્યો અને દિવાબત્તીનો વખત થયલો હોવાથી તેઓ ડગલો પાતલુન કાઢી પોતાના હમેશના રિવાજ પ્રમાણે બંદગી કરવા બેઠા. અને દાદીબા તથા નાજાંબાઈ થોડીક પળ સુધી વરન્ડા ઉપર ખુશ ગોફ્તેગોમાં રોકાએલા રહ્યાં.

આશરે આઠ વાગે સર્વ જમવાના ઓરડામાં દાખલ થયાં અને ટેબલ ઉપર મૂકેલી સર્વવાણીઓને ઈન્સાફ આપતાં અને આનંદી વાતચીતમાં વખત પસાર કરતાં તેઓ બેઠાં. ખાણા પછી વાતોના સપાટા અને તડાકા ચાલુજ રહ્યા અને આશરે દશ વાગે સર્વ પોતપોતાને બિછાને નિંદ્રા લેવા માટે ગયાં.

× × × +

રાતના બારેક વાગ્યા હશે અને પેસ્તનજી શેઠની ઉંઘમાં ખલલ થઇ. તેઓ જાગૃત થયા અને પેટમાં ચુંક આવવાની ફરિઆદ કરતા રહ્યા. તેમની તબીઅત બગડવા માંડી અને ઝાડા થવા લાગ્યા, અને ત્યાર પછી ઉલટી શરૂ થઈ. પેસ્તનજીની સારવાર કરવા માટે સર્વ ઉઠયાં અને ડોકટરને બોલાવવા હજી જાંહગીરજી જાય. તેટલામાં

દાદીબાની તબીઅત પણ આજ રીતે બગડી અને નાજાંબાઇએ પણ પેટમાં ચુંક થવાની ફરિયાદ શરૂ કરી. ડોકટર સોલોમને આવી ત્રણે દર્દીઓને તપાસ્યાં અને જાહેર કર્યું કે કોલેરાથી તેઓ પટકાયાં હતાં. આ ભલા ડોકટરે ત્રણેની સારવાર ખંતથી શરૂ કરવા માંડી અને જાંગીરજી તથા હીરો આ રોગના સપાટામાં સપડાયા હોય એમ જણાયું. ડોકટર સોલોમને પોતાના મિત્ર ડોકટર મહેતાને તુરત બોલાવ્યા અને બંન્ને ડોકટરો આ પાચે દર્દીઓ માટે ઉપાયો કરતા ખડે પગે ઉભા.

અફસોસ! આ શો સંતાપ! રાત્રીની શરૂઆતમાં કોઇને ખ્યાલ નહીં હશે કે આ જીવલેણ રોગ તેઓ સર્વ ઉપર ગલબો કરશે. સવારના પહોરમા પેસ્તનજીની તથા દાદીબાની તબીઅત વધુ બગડતી ચાલી; તુરત ભરૂચ તાર કરવામાં આવ્યો અને દાદીબાનાં સગાં વહાલાંઓ ભરૂચના વડા ડોકટર જેકસન સાથ બાર વાગ્યામાં આવી પહોંચ્યા. પેસ્તનજીને આંકરાં આવવા માંડયાં, તેવનની આંખો બેસી ગયેલી લાગી અને શરીરની ચામડી વાદળી રંગની થવા માંડી. દાદીબાની તબીયતે પણ એજ પ્રમાણે ગંભીરરૂપ પકડયું; બન્ને દર્દીઓને ગરમ પાણીંની બાટલીઓ પગે, જાંગે અને બગલમાં મુકવામાં આવી; વળી ડો. જેકશને " હાઇપર ટોનીક સોલ્યુશન ઓફ સોલ્ટ " નાં " ઇન્જેકશનો" આપવા માંડયા, પણ સઘળું વ્યર્થ ! ઇશ્વર—ઇચ્છા પ્રબળ છે; જ્યારે પરવર દેગારની ઇચ્છાથી આયુષ્યની દોરી તુટી જાય ત્યારે બાહોશ ડોકટરોની સર્વ યુકિતઓ અને કોશીશો મિથ્યા બને તથા તેમનું વૈદક જ્ઞાન અશકત અને અફળ થાય તેમાં નવાઇ શી ?

જે ધરમાં એક દિવસ અગાઉ આનંદ વ્યાપી રહ્યો હતો તે ધરમાં આફત અને શોકનાં પગલાં આવી પહોંચ્યા. સાંજ પડતાં બુજરોગ પેસ્તનજીએ પોતાનો પ્રાણ છોડયો, અને સ્યાણા ચંચળ દાદીબા બીજી સવારે આ ફાની દુન્યા છોડી ગયા. અફસોસ ! જાંહગીરજીની માંદગી ધાસ્તીથી મોકળી નહોતી. ડોકટરોની અથાગ મહેનત અને ખુંતીલી માવજત છતાં બીજે દિવસે બાર વાગે ભલા ભોળા જાંહગીરજીએ પોતાનો પ્રાણ તે કીરતારને સોંપ્યો. જીંદગી ! કેવી અનિશ્ચિત ! કેટલી અસ્થિર !

આખું અંકલેશ્વર ગામ શોકથી ખિન્ન થઇ ગયું હતું. અને કાળજાં કંપે એવો વિલાપ પેસ્તનજીને બંગલે ફેલાઈ રહ્યો હતો. ભરૂચથી વધુ નસેસાલરો અને ખાંધીઆઓની મદદ માંગી આ ત્રણે ભલા ગ્રહસ્થોની લાસોને એકજ દિવસ અવલમંજલ પહોંચાડવામાં

આવી હતી; ભલા કલેક્ટર દાદીબાના અકાળ મરણથી ભરૂચમાં પણ રૂદનનો કલાહોલ થઈ રહ્યો હતો; ભરૂચ, શહેરે પોતાનો વિદ્વાન, માયાળુ અને દિલસોજ કલેક્ટર સદાનો ગુમાવ્યો હતો.

નાજાંબાઇની અને હીરાની તબીયત જો કે વધુ બગડી હતી, તોયે ડોકટરો હીંમત હારી ગયા નહોતા. અનેક ઉપાયો તેઓએ કામે લગાડયા અને આખરે તેઓની મહેનતને તે કૃપાળુ બાપની મદદથી જશ મળ્યો ખરો. બંન્ને મોતના ડાચ માથી બકાર સહીસલામત નીકળ્યાં હતાં, પણ હાલ તેઓ આ દુઃખદાયક આફતથી વાકેફગાર નહોતાં. બીજે દિવસે નાજાંબાઇએ સવારમાં ડોકટરને સવાલ કર્યોઃ—

"હવે હું સારી પએ છઉંની? ડોકટર, મારા બાવાજી અને મારા-દાદીબા-જાંહગીરજી સારા થયા કેની?"

"હા, બધા સારી પેડે છે," ડોકટરે ટૂંકમાં જવાબ આપ્યો.

"બિચારા દાદીબાને તો આજે નોકરીએ જવાનું હતુ" નાજાંબાઇ ધીમેથી બોલ્યાં.

"હં! ખચ્ચીત જવાનું હતું!" ડોકટરે ટૂંકમાં પતાવ્યું.

"ડોકટર, હજી મને પાણીની તરસ ઘણી લાગેછ." "ઠીક જરા પાણી આપીશું તમો શાંત થઇને જરા પેડી જાવો." ડોકટરે જણાવ્યું.

"હા, પણ ઉંઘ આવતી નથી," નાજાંબાઇ બોલ્યાં.

"મેં હમણાં દવા આપીછ, એટલે ઉંઘ આવી જશે. જરા તમો શાંત સુવો." ડોકટરે સમજાવીને કહ્યું.

"ઉંઘ આવે ત્યારે કેની?" નાજાંબાઇ બડબડયાં અને જમણી બાજુએ કોર મરડી સુતાં.



## પ્રકરણ ૪૨ મું
## જાદુઈ અસર.

"અફસોસ! મહોબત વહાલા, આએ કેવી આફત"! બીજે દિવસે સાંજે ઝોહરા પોતાના ભવિષ્યના ભરથાર મહોબતખાં સાથે બજાર તરફથી ઘરે પાછી ફરતી હતી ત્યારે કહેવા લાગી. "ખુદા કરેને હવે નાજાંબાઈ સારાં થાય તો બસ!"

"હા, અલ્લા પાકની મહેરબાનીથી એઓ બચે તો સારૂં! હાય! મારો મદદગાર ખેરખાહ તો ગયો! ઘણુંજ ખોટું થયું! જાંહગીરજીને મેં મારી દવા આપવા કહી પણ તેમણે તો તે નહીંજ લીધી,

આટલું હી મહોબતે પોતાનું કપાળ કુટયું અને તેની આંખોમાંથી તેના ગાલો ઉપર આંસુઓ પડવા લાગ્યાં.

" વહાલા, હવે રડીને માહેતમ કરવામાં કંઇ સાર નથી " ઝોહરા દિલાસો દેતી બોલી, " જે થવાનું હતું તે થયું ! આપણાં કમનસીબ ! "

" અરે મારે સ્વપ્ને પણ ખ્યાલ નહીં હતો કે આવી ઓચિંતી આફત આવી પડશે. ખેર, નાઝાંબાઇ અને હીરો સારાં થાય તો બસ ! હીરાના મામાજી અહીં આવ્યાછ તેવણ નો હાંફળા-ફાંફળા બની ગયાછ. ખુદા જલદીથી બંનેને આરામ કરે !—પણ હવે કરશું શું ? આપણી આશાઓ તો ભંગ થઇ, આપણો મદદગાર તો સદાનો ગયો ! આ શો સીતમ ! "

" ખુદા છે ! મહોબત જરા હીંમત રાખ ! કંઈ સારૂંજ થશે. " ઝોહરા બોલી, " વારૂ, તં હીરાજીને તાની દવા આપી કે ? "

" હા, સવારના પુડીકી આપી છે તો ખરી ! અલ્લા પાકની મહેરથી હીરો સારો થાય તો સારૂં ! "

" મહોબત, ગામમાં કોગળિયાનાં કેસો રોજના થાય છે. ખુદાનો આ શો કોપ છે ? મને લાગેછ કે તે રાત્રે સઘળાંઓએ મચ્છી જે ખાધી હતી તે ખરાબ હોવી જોઇએ. "

" હા, હું પણ એમ ધારૂંછ, પણ ડોક્ટરો કહેછ કે પાણીને લીધે આ રોગ ફેલાયો હતો. "

" હોય, ડોક્ટરનું કહેવું કદાચ ખરૂં હોય " ઝોહરાએ જણાવ્યું અને પછી તેણી મોટેથી બોલી; "જો, જો, મહોબત, પેલો ઓરત-ધિક્કારૂ દાઉદખાં ચાલ્યો !"

" કયાં છે ? ' મહોબતે અધીરાઇથી સવાલ કર્યો.

"આએ શું પેલો સામેથી લાલ ડુપેટો પહેરીને જાયછ તે.!"

" હા, હા, જોયો. પણ એ ઘેરમાથી બહાર ચાંદરાને નીકળે છ શું ? "

" કોણ જાણે ! પણ લાવ, જરા જઇને ખુદા સાથ પાછી વાત કરી આવું. " ઝોહરા બોલી.

" અરે, એને મરવા દેની ! તુને એ ઘેલા સાથે કેમ ટકટક કરવા ગમેછ ? "

" નહીં, નહીં, એ ઘેલો નથી. મહોબત. " આમ કહી તેણી ઝડપી પગલે દાઉદખાં આગલ ગઇ; દાઉદખાં કંઇક વિચારોના વમળમાં વિંટલાયલો ચાલતો હતો અને આમતેમ ડોકું ફેરવીને જોતો હતો. ઝોહરાને જોતા સાથેજ ચકિત થઇ ઉભો અને પછી બોલ્યો. " હો ! હો ! હું તમારી શોધમાંજ ફરૂં છું. આજે અલ્લાએ એકાએક મેલાપ

કરાવ્યો. તમારૂં નામ અને ઠેકાણું પુછતાં હું ભુલી ગયો હતો. તમારૂં નામ શું ? બાઇ. "

"મારૂં નામ ઝોહરા અને મારૂં રહેવાનુ ઠેકાણું મહોબ્બતખાં હકીમને ત્યાં—પેલા પારસી શેઠો તે દિવસે મરણ પામ્યા તેમના બંગલા આગલ." ઝોહરાએ જવાબ આપ્યો.

"હું ઇચ્છુ છું કે હું તમારી સંગતમાં રહું !" પેલો આરવ–શિકારનાર દાઉદખાં બોલ્યો, "તમો સ્યાણાં છો, તમો ચાલાક છો અને તમોએ તમારી મધુર વાણીથી મારા મક્કમ વિચારો ફેરવ્યા છે."

"હું ખુશી છું કે તમારી સાથની મારી વાતચીતથી તમો ઉપર કંઇક સારી અસર થઈ છે."

"બીબી ઝોહરા, હું કેવું ઇચ્છુ છું કે તમને મારે ત્યાં રાખું !—મારી બેટી તરીકે તમને રાખું. મારૂં જે કાંઇ છે તે તમને સોંપી દઉં. હવે મારૂં કોઇ રહ્યું નથી,—હા, આએ પૈસો છે, પણ હવે કોણ ખાનાર છે ? આદમી પૈસાનો દાસ છે; પૈસાનું હવે શું કરીશ ? અને–

"સખાવત કરો; ગરીબોને ખેરાત કરો" ઝોહરા તુરત બોલી ઉઠી.

"એ તો ઠીક, પણ બીબી ઝોહરા તમારાં માબાપ છે ? "

"નહીજી, હું માબાપ વિનાની થઇ છું, પણ મને આશરો આપી રાખનાર મહોબ્બતખાં હકીમ છે."

"ત્યારે તમો મારે ત્યાં નહીં પધારો ? તમારી મીઠી બોલીથી અને તમારી સલાહથી મારી ઉપર જાદુઈ અસર થઇ છે. તમો છેલ્લાં મળ્યાં ત્યારથી મારી રાત દિવસ અલ્લાપાક આગલ એવી દુવા છે, કે હું તમને મારી બેટી કરવાને ભાગ્યશાળી થાઉં."

"એમ નહીં બને, શેઠ." ઝોહરા બોલી. "કેમ નહીં બને ?" દાઉદખાંએ સવાલ કર્યો.

"હું જવાન છોકરી એખલી તમારે ત્યાં રહી શકું નહીં"

"કાંવ નહીં ?" બુઢ્ઢા દાઉખાંએ પાછો સવાલ પૂછ્યો. "હું મહોબ્બતખાં સાથ થોડા વખતમાં શાદી કરનાર છું"

"હો, હો ! ત્યારે તો ઘણું સારૂં ! દાઉદખાં ખુશી થઇ બોલ્યો. " તમારા ખાવિંદને પણ મારે ત્યાં હું રાખીશ.—મારો ઘર–જમાઇ બનાવીશ. લેવો, બેટી ઝોહરા, તમારા લગ્નનો સઘળો ખર્ચ હું માથે ઉઠાવીશ. "

"નહીં, નહીં, એમ નહીં બને. મારા મહોબ્બતને હું પૂછું પછી વાત "

"તે ક્યાં છે ? બેટી ઝોહરા, મને તેની આગલ લઇ જાવો. હું તેને સઘળી વાત કરી સમજાઉં."

"હા પણ હમારા જલદીથી અમારાં લગ્ન થઇ શકે નહીં." ઝોહરા બોલી, "કારણ કે અમે બંન્નેના ભલાખેરખાહો બેહેસ્તનશીન થયા છે."

"હું તમારો બીજો ખેરખાહ હાલ જીવતો છું. બેટી ઝોહરા તમો મને તમારા ભવિષ્ય ના ખાવીંદ સાથ મેલાપ તો કરાવો." દાઉદખાંએ ખરા ભાવથી વિનંતી કરી.

"હા, બા ખુશીથી. આવો, તેવણ અહીં નજદીકનાં પછવાડે ઉભા રહ્યા છે."

ઝોહરા અને દાઉદખાં પાછાં ફર્યાં અને મહોબતખાં જ્યાં ઉભો હતો ત્યાં તેઓ જઇ પહોંચ્યાં.

"શેઠ દાઉદખાં રાજકોટ વાલા માટે મેં હીરાજી સાથ સરત બકી હતી તેવણ અહીં આવ્યા છે." ઝોહરાએ મહોબતને જણાવ્યું.

દાઉદખાંએ શેક હેન્ડ કરવા પોતાનો હાથ લંબાવ્યો, પણ મહોબત કંઇક વિચાર માંજ ઉભો. આખરે બન્નેએ હાથ સાથ હાથ મેળવ્યો અને દાઉદખાં બોલ્યો;

"હું ખુશી છું કે તમો આવી ભલી, સ્યાણી ચંચળ બાનુને તમારી ધણિયાણી કરવાને ભાગ્યશાળી થયા છો."

"હજી તેણી મારીધણિઆણી કહી શકાય નહીં.-શાદીના પવિત્ર ગાંઠથી અમો જોડાયાં નથી." મહોબતે ભુલ સુધારી જણાવ્યું.

"ઠીક; પણ હવે ટૂંક વખતમાં જોડાશો. ઝોહરાને મારી બેટી કરવા ઇચ્છું છું અને મારૂં સઘળું જે છે તે એના નામ ઉપર કરવા માગું છું."

"શા સારૂ ? અમો કંઇ નાંગા-ભુખ્યાં નથી." મહોબતે કહ્યું.

"શા સારૂ પુછો છો ? મને વર્ષો પછી સારી સલાહ આપવા જે ભલી ઓરતે મહેનત લીધી તેના ઉપકારમાં ! તેણીની પાંચ દશ પળની સોબતથી મારા ધાટકી વિચારો દૂર થયા છે અને તેણીએ મારા સ્વભાવ જાદુઇ અસર કરી છે.-હું ઝોહરાને મારી બેટી ગણું છું એટલુંજ નહીં, પણ મારે માટે ખુદા તરફથી આપેલા ફિરસ્તા તરીકે માનું છું. તમો મારી અરજ નહીં સાંભળો ?"

"હું હમણા કશો જવાબ આપી શકતો નથી, વધુ વિચાર કરી ઝોહરા સાથ હું તમને કહેવરાવીશ. હાલ તો સલામ !" આટલું કહી મહોબતખાંએ ચાલવા માંડયું અને ઝોહરા બુઢ્ઢા

દાઉદખાંને નમન કરી તેના કાનમાં કંઇ કહી મહોબતની પૂઠે આવી. દાઉદખાં બંન્નેને એક ટસે નિહાળતો થોડી પળ ઉભો અને પછી પોતાના ઘર તરફ ફર્યો.

" જો હું તને સાફ કહું છું, ઝોહરા," મહોબત થોડોક રસ્તો કાપ્યા પછી બોલ્યો, " કે એ બુઢ્ઢા સાથ ઘેલાં-ગાંડાં કાઢવાના છોડી દે. એ તો તદન ઉલ્લુ લાગે છે."

" નહીં, નહીં, મહોબત તમો ભુલો છો." ઝોહરા બોલી. " એ ઉલ્લુ નથી. મારૂં માની એની ઇચ્છા પુરી પાડવા દો; જોઇશો તો ખરાં કે એ આપણા નામ ઉપર સઘળું કરેછ કે આમરથી બે હું ડોલ ઘાલેછ."

" છટ.-પૈસાની પુંજારી દીસેછ." મહોબતે તિરસ્કાર સાથ જણાવ્યું,

" પણ વહાલા, આ દુન્યામાં પૈસાનું ભુખ્યું કોણ નથી ? પૈસો સૌને વહાલો છે. પણ હું પૂછું કે તમો શા સારૂ આ બુઢ્ઢા માટે—

" જો, ઝોહરા તારે ગમે તે કર. એની બેટી થા, એની મા થા, એની દાદી થા,-ગમે તે બેટી થા.-ને વાંધો નથી. મહોબતે આખરે ચીડાઇને જણાવ્યું, " તું એ ગાંડા સાથ ગાંડી થઇને ખુશી થા.-ચલ. હવે જલદી ચાલ, મોડું થયું છે. નાજાંબાઇ અને હીરાની તબીયતની કંઇ ખબર તો લઇએ."—

---

## પ્રકરણ ૪૩ મું
# ભલાં કામમાં ઢીલ નહીં.

ખુદાની મહેરથી બે ત્રણ દિવસો પછી નાજાંબાઇની જીવલેણ માંદગી દૂર થઇ; હીરો પણ ટટાર થઇ ઘેરમાં ફરહર કરવા લાગ્યો. પણ જ્યારે અણધારેલી આફતની ખબર મળી ત્યારે તેઓની દિલગીરીનો મુખ્યત્વે કરીને નાજાંબાઇની દિલગીરીનો પાર રહયો નહીં. નાજાંબાઇને મનથી તેણીના ઉપર દુઃખના ઝાડો ઉગ્યાં હતાં; તેણીને જીંદગી અકારી થઇ પડી હતી અને કેટલાક દિવસો સુધી તેણીના હૈયાંમાં ગમગીનીની હોળી સળગી રહી હતી; તેણીને કોઇ દિલાસો દેનાર હતું નહીં, ફક્ત તેણીની માનીતી દાસી ઝોહરા હરપળે તેણીનું દુઃખ વિસરાવવાને પ્રયત્ન કરતી. છેલ્લી માંદગી પછી હીરો ઢીલોઢચ થયો હતો અને આ કારણને લીધે એના મામા પોતાને ગામ તવડી હવા ફેર માટે તેને લઇ ગયા. બેજન પોતાના ભલા શેઠો ગુમાવવાથી બેચેન અને બેહોશ બન્યો હતો.

મહોબત શેઠથી નિરાશ થઇ ગયો હતો તોયે પોતાનાં લગ્ન જ-લદીથી થાય એવા વિચારના વમળમાં ગુંથાઇ રહ્યો હતો.

મહોબત એક દિવસે સવારે પેસ્તનજી શેઠના બંગલાના કમ્પાઉન્ડમાંથી બહાર નીકળતો હતો તેટલામાં તેને દાઉદખાં મળ્યો. દાઉદખાંએ સલામ કરી અને મહોબતે દાઉદખાં તરફ ટગર ટગર જોઇ સલામ કરવા માટે હાથ ઉંચકયો.

" મહોબત મિંયા, આપે કંઇ નક્કી વિચાર કર્યો ? " દાઉદખાંએ સવાલ પૂછ્યો.

" શાનો વિચાર ? "

" બેટી ઝોહરા સાથ તમો શાદી જલદી કરો અને તમારી શાદીનો સઘળો ખર્ચ હું આપું તો તે લેવા માટે તમો ખુશી થાવો એ વિષેનો વિચાર ! "

" હું અજબ થાઉં છું કે તમો જેવા એક બેગાના શખ્સ અમો માટે આટલી બધી કાળજી શા સારૂ રાખતા હશો ? " મહોબતે કંઇક ગરમ થઇને પૂછયું.

" મને તમો માટે કાળજી નથી.–મને મારી બેટી માટે કાળજી છે. તમને મેં અગાઉ જણાવ્યું હતું તેમ આવી ભલી રૂડી છોકરીએ પાંચ દશ મિનિટમાં મને કાંઇ રૂડું શીખવ્યું છે તો મારે આ ઉપકાર શું ભૂલી જવો જોઇએ ? એ છોકરી મારો ફિરસ્તો છે એ મારી બેટી છે. એ ભલી બેટીને ખાતર હું પૈસો ખર્ચવા માંગું છું. મારૂં બીજું કોણ છે ? તમો એની સાથ પરણીને મારો પૈસો વાપરશો તોયે મને ફીકર નથી. " દાઉદખાંએ ખરી લાગણી સાથ જણાવ્યું અને મહોબત બોલ્યો. "ઠીક આપ અહીં ઉભા રહો. હું પાંચેક મિનિટમાં પાછો આવી તમને જવાબ આપુ છું. " મહોબત આમ કહી બંગલા તરફ પાછો ચાલ્યો અને ઝોહરા સાથ ખાનગીમાં કંઇક વાત કરી તે કમ્પાઉન્ડ બહાર ઝોહરા સાથ પાછો ફર્યો. ઝોહરાને જોઇ દાઉદખાં ખુશી થયો અને ઝોહરા નમન કરીને દાઉદખાં આગળ ઉભી રહી.

" બેટી–તમો મહોબત મિંયાને સમજાવો અને મારી અરજ કબૂલ કરો એવી મારી ખાહેશ છે. " દાઉદખાં બોલ્યો.

" મેં ઘણા સમજાવ્યા છે અને એમનું કહેવું એવું છે કે આપણે કોઇને માથે શા સારૂ પડવું જોઇએ ? ખુદાએ હાથ–પગ આપ્યા છે તો આપણે આપણા હાથે કમાઈ ખાવું એમ એવણ જણાવે છે,– પણ મારા આગ્રહથી એવણે હવે વિચાર ફેરવ્યો છે. "

" હું ખુશી છું કે મહોબતમિંયાએ વિચાર ફેરવ્યો છે. જોવ હવે મારૂં કોઇ નથી. બેટી, ખુદાએજ તમને મારી આગળ મોકલી મને

મારા એકાંત વાસમાંથી બચાવ્યો છે. ગામે ગામ હવે ફરવાનો મારો ઇરાદો નથી, તમો પરણીને બંન્ને મારે ઘરેજ મારી સાથે રહો; મારી આએ જીંદગીથી તો હું હવે કંટાળી ગયો છું. તમો બન્ને સાથે મારે ઘેર રહેશો તો મારી બેચેની પણ દૂર થશે.

" ઠીક, મુરબ્બી, તમારો અરજ કબુલ કરીશું. " ઝોહરા બોલી.

" હું ઘણો ખુશી ! હવે શાદી માટે દિવસ નક્કી કરો તો સારૂ ! "

" આવતી ચાંદરાતે જુમાનો દિવસ છે માટે તે દિવસ નક્કી રાખીશું. હજુ તો સોળ દિવસ છે. "

મહોબતે જણાવ્યું.

" હું ત્યારે મારા ઘેરમાં સાફ–સુફ કરાવી તમારે માટે બે ઓરડા જુદા રખાવીશ. ઝોહરા, જે કંઇ તમને ખર્ચ થાય તે મારી પાસેથીજ લેવાનો; કપડાંનો ખર્ચ હુંજ આપીશ અને તમારે મનપસંદ કપડાં ખરીદવાં. " બુઢ્ઢા દાઉદખાંએ ખરાં અંતઃકરણથી કહ્યું. "મહોબતમિયાં,–તમારાં કપડાં પણ મારે પૈસેથીજ ખરીદવાના; લગ્નનો બીજો ખર્ચ પણ હુંજ આપીશ. તમો બંન્ને મારે ત્યાં આવતા જુમેરાતને દહાડે આવો તો સારૂં, એટલે આપણે બધું નક્કી કરીયે. "

" મહેરબાની " ઝોહરા બોલી. " અમો જરૂર આવીશું. "

ત્યારે હું રજા લઉં છું. તમો જરૂર પધારજો. " એમ કહી દાઉદખાં-એ ત્યાંથી ચાલવા માંડયું.

" વહાલા મહોબત, આપણો એક ખેરખાહ ગુમ થયો, પણ શુકે ખુદાના કે તે પાક પરવરે બીજો ખેરખાહ મોકલી આપ્યોછ." ઝોહરા દાઉદખાંના ગયા પછી મહોબતને કહેવા લાગી. " હવે દાઉદખાંએ કહ્યુંછ તેમ જુમેરાતને રોજ કપડાં ખરીદી લાવીયે. "

" હા. એ તો ઠીક; પણ બાઇજી નાઝાંબાઇને હવે આપણા લગ્ન વિષેની વાતથી વાકેફ કરવાં જોઇએ. " મહોબતે જણાવ્યું.

" આજે બાઇજી આગલ એ વાત છેડીશ અને સમજાવીને બધું કહીશ. બિચારા બાઇજી કદાચ દિલગીર થશે. "

" હવે બાઇજી મને નોકરીમાં ચાલુ રાખશે કે કેમ તે સવાલ છે " મહોબત બોલ્યો, " હીરાને તો કદાચ પેઢી ઉપર રાખશે, કારણકે પેઢીનું થોડું ઘણું કામ એ તો હવે જાણેછ, એટલે એને તો અહીં રાખશેજ, પણ હવે મારૂં શું ?"

એ બધા વિચારો કરીનેજ, મેં દાઉદખાંને અરજ કબુલ કરવા તમને સમજાવ્યા છ" ઝોહરાએ કહ્યું. "ખુદા મદદ કરશે; તમે બે ફીકર રહો,"

"ઠીક ત્યારે પરવર ઉપરજ ભરોસો રાખીશું. ચાલ. હું જરા ચૌટે જઇ આવુંછ. તું બાઇજીને જરૂર આજ બધી વાત કહેજે." આમ કહી મહોબત ત્યાંથી ચાલતો થયો અને ઝોહરા બંગલામાં પાછી ગઇ.

નાજાંબાઇ સવારમા બંદગી પૂરી કરી કંઇક વિચારમાં હતાં જયારે ઝોહરાએ પોતાના લગ્નની વાત છેડી, વળી બેરા–ધિક્કારનાર દાઉદખાં તરફથી જે અરજ થઇ હતી તે વિષે તેણીએ નાજાંબાઇને જણાવ્યું અને તેમને ખાત્રી આપી કે તેણી જો કે હવેથી દાઉદખાંને ત્યાં મહોબત સાથ રહેશે તોયે દિવસમા એક વેળા તેણી પોતાના આયાળુ શેઠાણીને મળવા આવ્યા વિના રહેશે નહીંજ. ઝોહરાની હકીકત સાંભળતાં. નાજાબાઇનાં આંખોમાં આસુઓ આવ્યાં અને તેઓ કશું વધુ બોલી શકયાં નહીં, તોયે નાજાંબાઇએ ઝોહરાને બલી દુવા ઇચ્છી જણાવ્યું;

"ઝોહરા, તું પરણીને સુખી રહે! તુંને કંઇ પણ જોઇતું હોય તો મને જણાવજે, શરમાતી ના."

*     *     *     *

"શું ? અકસ્માત ? શાનો અકસ્માત્ત ? દાઉદખાં મિયાંને શાનો અકસ્માત નડયો ?" ઝોહરા ગભરાયેલે ચહેરે બીજે રવિવારે આશરે નવ વાગે સવાલો કરતી ઉભી રહી અને એ જને નીચલો ખુલાસો કર્યો.

"હા, દાઉખાંમિંયા સ્ટેશન એનજીનની અડફટમાં આવી ગયાછ. સુરત તમારે માટે કપડાં લેવા ગયા'તા, તે આવતી વેળા સ્ટેશન ઉપર આજે અકસ્માત નડયોછ. ટૂંકે રસ્તેથી આવવા સારૂ લાઇન ઉપર ચાલતા'તા તેવામાં ખાલી એનજીન આવી લાગ્યું અને તેની અડફટમાં આવી ગયા. મને મહોબત હમણાજ એમને વિષે કહીને સ્ટેશન ઉપર દોડી ગયાછ."

"અહો ખુદા! કેવો ગજબ!" ઝોહરા દુઃખી થઇ બોલી; થોડીક પળો સુધી તેણી કશું બોલી શકી નહી, પણ પછી તેણીએ જણાવ્યું. "હું બી સ્ટેશન પર જાઉં તો સારૂં!"

ખુદા દાઉદખાંને સ્ટેશનના પ્લૅટફોર્મ ઉપર લાવવામાં આવ્યો હતો. તે બેભાન થઇ પડયો હતો. તેના પગો અડધા કપાઇ ગયા હતા અને તેમાંથી લોહી ખુબ વહેતું હતું, મહોબત તેની સારવાર કરતો ઉભો હતો અને તેને ઘરે લઇ જવા માટે ડોળીનો બંદોબસ્ત તેણે કર્યો હતો અને ડોળી આવી લાગે તેટલામાં ડૉકટર અને ઝોહરા

ત્યાં આવી પહોંચ્યાં. ઝોહર દાઉદખાં નજદીક જઇને કંઇક બોલી; દાઉદખાંએ તુરત આંખો ઉંઘાડી અને બોલવાની જેમ તેમ કોશીશ કીધીઃ—

" બેટી–ઝોહરા–તમો–તમો–અહીં આવ્યાં છો શું નશીબ? —મહોબતમિંયા–મહોબતમિયાં કયાં છે? બેટી,–હું તો હવે–હવે મરી જઇશ. હા–હું— "

" નહીં, મુરબ્બી, તમો હીંમત હારો ના. કંઇ નથી. હુશિયાર ડૉકટર આવ્યાછ તેથી હમણાજ સારા થશો." ઝોહરાએ તુરત દિલાસો આપી જણાવ્યું.

" નહીં–નહીં,–હવે આવી–આવી બન્યું! બેટી–તારી=શાદી થઇ ગઇ હતે તો કે–કેવું બહેતર–ખેર, તું ડરતી ના–બેટી, મારાં ગજવામાંથી ચાવીઓ–ચાવીઓ કાઢી લે. હવે–જે છે તે બધું તારૂં! લઇ–લઇલે, ચાવીઓ, લઇ લે, બેટી." ઝોહરાએ હળવેથી દાઉદખાંના ગજવામાં હાથ નાંખી ચાવીનો ઝુમખો કાઢી લીધો અને દાઉદખાંએ પાછું ધીમે સાદે બોલવા માંડયું:–" બેટી, હવે–હવે જલદી શાદી કરી લેજે–તું ને મહોબત સુખી રહો એટલે બસ–ઝોહરા બેટી, મને મરતી વેળા એજ–એજ દિલાસો છે કે તું–તું બેટી તરફથી હું–કંઇક રૂડું શીખ્યો.–મને પાણી કોઇ પીવડાવશો?"

ડોકટરે દવા સાથ પાણી ભેળીને દાઉદખાંને પીવા આપ્યું અને થોડીક પળ પછી ડોળી આવી પહોંચી. ડોકટરે જણાવ્યું કે પગો કાપી નંખાવ્યા વિના છુટકો નહોતો અને તે તાકીદે કાપવામાં આવે તો સારૂં. ડોળીમાં નાંખી દાઉદખાંને ઘેર લઇ જવામાં આવ્યો અને બીજા બે ડોકટરોની સલાહ લેવામાં આવી, પણ તે વેળા દાઉદખાંની તબીઅત વધુ બગડતી ગઇ અને આશરે ચાર કલાકમાં તો દાઉદખાં આ ફાની દુન્યા છોડી ગયો.

દાઉદખાંના પૈસાથી મહોબત અને જોહરાએ મરણ પછીની સઘળી ક્રિયાઓ કરાવી અને એક સુંદર કબર બંધાવી તે ઉપર ઘટતો લેખ કોતરાવવાનો પકકો વિચાર તેઓએ કર્યો. ઝોહરાની દિલગોરી મહોબતની દિલગીરી કરતાં વધુ દીસતી હતી, તોયે તેણી હીંમત રાખી ઘરનું સર્વ કામકાજ કરતી હતી, લગ્નનો નક્કી કીધેલો દિવસ ચાંદરાત અને શુક્રવારનો હતો, પણ આ માઠા બનાવને લીધે ઝોહરા વધુ દિવસો થોભી જવા ઇચ્છતી હતી, પરંતુ મહોબત માનતો હતો કે " વધારે વિલંબ વિઘ્નકારી " હોય છે અને તે કારણસર ભલાં કામમાં વધુ ઢીલ થવી નહીં જોઇએ. મહોબતે ઝોહરાને આ કારણને લીધે અનેક વેળા આજીજી કરી અને આખરે તેની અરજને શરણ થઇ નક્કી કીધેલા દિવસેજ ઝોહરા મહોબત સાથ કશી પણ ધામધુમ વગર લગ્નના પવિત્ર ગાંઠથી જોડાઈ ગઇ.

## પ્રકરણ ૪૪ મું.

# કુંવર હોલમાં ભુતખાનું.

" અહોહો! હીરાજી, આવો, આવો; તમો અહીં ક્યાંથી ?" ભીખાભાઇની સચીનીન ધર્મશાળાના ઓટલા ઉપર કાવસજી કારભારી બેઠો હતો, તેટલામાં હીરા હરામીને પોતાની તરફ આવતો જોઇ કાવસજીએ સવાલ કર્યો.

" જરા કામ સારૂ અહીં આવ્યોછ." હીરાએ જણાવ્યું અને પછી પૂછ્યું " કાવસજી, તમો હવે અહીંજ રહોછ કે ?"

" હા, મારા ભીખામામા ગુજરી ગયા પછી તો હું અહીંજ છું ને હવે આએ ધર્મશાળા ને તાડીનું પીઠું ચલાઉંછ. હીરાજી, તમો અંકલેશ્વરથીજ આવ્યા કે ? બીચારા જાંહગીરજી શેઠ ગુજરી ગયા તે ઘણું ખોટું થયું. બહેસ્ત બિચારાને !"

" હા, મારા હકમાં તો ઘણુંજ ખોટું થયુંછ. હવે બિચારાં નાજાંબાઇ છે અને બધો પૈસો એવનને મળ્યોછ. મને તો હજી ત્યાંજ નોકરીએ રાખ્યોછ અને નાજાંબાઇએ અહીં કુંવર-હોલની તપાસ કરવા મને મોકલ્યો છે. કહેછ કે કુંવર-હોલમાં તો ભુત-પલીદની વસ્તી વધી ગઇછ, તેથી બે દિવસ થયા તપાસ કરવા હું અહીં આવ્યોછ."

" વળી ભુત-પલીદ ક્યાંથી ફુટી નીકળ્યા જો ! અરે ગામ ગપાટા, હીરા, બા, એ તો ગામ--ગપાટા હશે ! અગાઉથી એમજ બોલાતું 'તું."

" નહીં, નહીં, કાવસજી, મનેબી ભુત મારે કંઇ શક લાગેછ અને તેથીજ તમને આજે હું અહીં મળવા આવ્યોછ. જોવની, ગઇ રાતે હું ત્યાં પલંગ ઉપર સુતેલો અને સહવારમાં ઉઠીને જોઉંછ તો મારાં દિલમાં સદરે.--કસ્તીજ નહીં !"

" અરે શું બકેછ ? હીરા," કાવસે પૂછ્યું. " હ રે હ, ખરી વાત. મને તદન નાગો કરવામાં આવેલો; પછી સહવારનાં અહીં તહીં શોધતાં સદરો, લેંગો ને કસ્તી ટેબલની નીચે બીંદડી કરીને મૂકેલાં મળી આવ્યાં !"

" અરે ભલા મનીખ, તુંને ગરમી ઘણી લાગી હશે તેથી અથવા તું બબ્બાની રૂમમાં હશે તેથી તેં પોતેજ ઉંઘમાં ને ઉંઘમાં બધાં કપડાં કાઢી નાંખ્યાં હશે."

" નહીરે, કાવસજી બા, ગઇ રાતે બબ્બાને તો અડકેલોજ નહી, અને હું કપડાં કાઢી નાખું તેનો તો શુદ્ધલો હું રાખું ! "

" ત્યારે કોઇ અંદર આવ્યું હશે અને તુને ખાલી બીહધરાવવા કોઇ રમત કરી ગયું હશે."

" નંહી રે ! આવે કોણ જો ? હું ઓરડાનાં બારણાં બંધ કરીને સુતેલો; સહવારનાં બારણાં પણ મેંજ ઉંઘાડયાં ! "

"છટ, હું માનું નહીં, નાજાંબાઇ અહીં રહી ગયેલાં, ત્યારે તો એવું કંઇ નહીં હતું ?

" બાઇજી નાજાંબાઇ અહીં રહી ગયાં હશે, પણ હવે તો બાઇજી કુંવર–હોલ વેચી નાંખવાનો વિચાર કરેછ અને ચંદરોજમાં એ વેચી નાંખશે ખરાં ? પેલો ત્યાંનો દુબરો કહેછ કે કોઇ કોઇ રાતે તો એવા મોટા અવાજ થાયછ અને પછી કોઇ એવું મોટે સાદે રડેછ કે આપણે ગભરાઇને મરી જઇએ. "

" અરે એ તો એનો ધખારો હશે. ધખારો ! હીરા, તું આજે અહીં રહેવાનો છે કે ? જો રહેવાનો હોય તો આજે રાતે હું સાથે સુવા આવું અને ભુત–ડાકણના ફાડચાં કરી ખાઇ જાઉં ? "

" હું તો બીજા બે દિવસો રહેવાનો છું. હા, આજે રાતે તમો જરૂર આવો અને એ શું છે તે આપણે તપાસીએ તો ખરા, આજે રાતે આપણે ત્યાં સાથેજ જમીશું. "

"ઠીક, સાંજના છ વાગેથી હું ત્યાં આવીશ, વારૂ, પણ મહોબત કેમ છે ? "

" હો ! મહોબત તો હવે પરણીને પરવારી ગયો ! ઝોહરા બાઇ સાથ એનાં લગ્ન થઇ ગયાં અને હવે તો એ ભપકામાંજ રહે છે ! બડો એ નસીબવંત ! "

" ચાલો, એ સુખી થયો તે ખુશીની વાત ! પછી એની બધી વાત કરજે, ચાલ, અંદર આવ અને તાડી તો ચાખ, હીરાજી."

હીરાએ અંદર જઇ થોડીક તાડી પીધી અને પછી ટકા ચઢાવીને ગપ–ગપાટા ચલાવ્યા અને કાવસે પણ મીઠું મરચું ભભરાવીને પોતાની ડફાંસ હાંકી.

આશરે અડધા કલાક પછી હીરાએ કાવસજીની રજા લઇ ત્યાંથી ચાલવા માંડયું. અને જતાં જતાં કુંવર હોલમાં સાંજે જરૂર પધારવા તેણે કાવસને ફરી અરજ કીધી.

કાવસજી સાંજે બરાબર સાડા છ વાગે કુંવર હોલ તરફ આવી પહોંચ્યો. હીરાએ આવકાર આપી કાવસજી સાથ ખુશમિજાજમાં સાંજનો વખત પસાર કર્યો. રાતનાં સુતરાં ખાણાં માટે હીરાએ

ગોઠવણુ કરાવી હતી. આશરે આઠ વાગે બંન્ને જમવા બેઠા. જમી રહ્યા પછી ભુત-ડાકણની વાતો ચાલી રહી. કાવસે મક્કમ વિચાર કર્યો હતો કે રાત્રે સુવું નહી અને કંઇ પણ રીતે ભુત-ડાકણના પરાક્રમો જોવાં. હીરાએ પણ કાવસની હીંમત ઉપર મદાર બાંધી તેજ નિશ્ચય કર્યો. હાથમાં હરીકેન લેન્ટર્ન અને જાડી ડાંગ લઇ બંન્ને દશ વાગ્યા સુધી આમતેમ ફરતા રહ્યા. દુબરો ચોકીદાન પોતાનાં કુટુંબ સાથ ગુપ-ચુપ સુઈ ગયો હતો. અને સઘળે ચુપકીદી પથરાઇ રહી હતી. આશરે બારેક વાગ્યાનો વખત થયો અને કમ્પાઉન્ડમાંથી રડવાનો કોઇનો સાદ આવ્યો. હીરો આ સાંભળી સહેજ ચોંકયો અને કાવસે ઘોઘાદી સાદે બુમ પાડીઃ "ચૂપ! કોણ રડે છે?" થોડીક પળ રડવાનો સાદ બંધ પડયો અને ફરી મોટે સાદે રડવાનું શરૂ થયું.

"કમબખ્તી?" હીરો બોલ્યો, "કેવો ભયકર અવાજ! કાવસજીબા, ભુત જેવું કંઈ છે ખરૂં?

"અરે નહીરે, કોઇ મુંજી ઢોંગ કરતો હશે. ચાલ, હીંમત રાખ અને આપણે કમ્પાઉન્ડમાં જઇએ." કાવસે જણાવ્યું. કમ્પાઉન્ડમાં જે તરફથી અવાજ આવતો હતો તે તરફ તેઓ બંન્ને લાકડી અને બત્તી સાથ ગયા. રડવાનો અવાજ બંધ થયો, અને તેઓએ સફેદ પૂણી જેવા ફિક્કા વાળ વગરના માણસનો ઉંચો હાડપિંજર જેવો આકાર દીઠો. "ઓ ખોદા!" હીરો બડબડયો અને યથા અહુ વઇરયોના કલામો ભણી ગયો. તે આકાર ગુમ થઇ ગયો અને પાછો રડવાનો સાદ આવ્યો. કાવસે ગલીચ શબ્દોમાં સરસ્વતી ભણવા માંડી અને અવાજ વધુ અને વધુ ભયંકર બનતો ગયો. ઝાડો તરફ જ્યાંથી અવાજ આવતો હતો ત્યા કાવસે જવા માંડયું અને હીરો બ્હીનો બહારજ ઉભો. થોડીક પળો પછી કાવસે "બાપરે" એમ બુમ પાડી જોશથી દોડવા માંડયું, તે ગાંડા મનુષ્ય માફક લાકડી આમ તેમ ફેરવતો ખુબ જોશમાં અજબ ઝડપથી દોડયો. એના હાથમાંનું ફાનસ પડી ગયું; તે ધ્રુજતો અને હાફતો બંગલાના ઓટલા ઉપર જોશભેર ધસી આવ્યો અને લાંબો થઇ પડયો. હીરો ગભરાટમાં "કાવસજી, કાવસજી" એમ બુમો પાડતો રહ્યો, પણ કાવસ તરફથી કશો જવાબ મળ્યો નહીં. હીરાની છાતી ધબક-ધબક થતી હતી. કેટલીકવાર સુધી બત્તી આમતેમ ફેરવી તે ઉભો. પણ અંધારામાં તેને કશું દીસ્યું નહીં. આખરે થાકીને બંગલા તરફ તે ચાલ્યો. બત્તીના ઉજાસથી તેને બંગલાના ઓટલા ઉપર મનુષ્યનો આકાર દીઠો; તે આ જોઈ વળી ગભરાયો અને તેણે પાછી બુમો પાડી "કાવસજી! કાવસજી! તમો કયાં છો, કાવસજી?"

" અહીં ! અહીં ! હીરા અહીં આવ." ગભરાયલે સાદે કાવસે જેમ તેમ બૂમ પાડી જણાવ્યું.

કાવસ આગળ હીરો ગયો અને કાવસ બોલ્યોઃ "હીરા—ખચીત ભુત જેવું કંઇ છે ખરૂં ! મારી છાતી હજી ધ્રુજેછ, મારી ગરદન જબરી દુખેછ. જરા બત્તી અહીં લાવી જોની કે એ ગરદન ઉપર શું થયુંછ ?"

હીરાએ ફાનસની મદદથી ગરદન જોઇને જણાવ્યું.

" અરરરર! બાપરે! આએ ગરદન ઉપર તો કોઇના મજબુત પાંચ આંગળાં પડયાંછ."

" હા, એ નાપાકે મારી ગરદન પકડી ખરી ને મેં છૂટી જઇ જોશથી દોડવા માડયું. હીરા ખચ્ચીત કોઇ ભુત છે. મારાં આખાં દિલમાં હજી કંપારી છૂટેછ જરા અહીં બેવડો કંઇ હશે કે ?"

"નહો! કાવસજીબા એવું તો અહીં કંઇ નથી."

"ત્યારે જરા પાણી તો લાવ, મારો જીવ ધ્રુજે છે." હીરો પાણી લાવ્યો અને કાવસ થોડું પાણી પીને બોલ્યોઃ—

"હીરા, તું બી કાલે અહીંથી જતો રહે અને બાઇજી નાજાબાઇને એ વેચી નાંખવાંજ કહે! ખરેખર એ તો ભુતખાનું થયુંછ ! હું તો જરાએ માનતો તો નહીં, પણ હવે તો ખાત્રી થઇછ. સારૂં થયું કે એને કંઇ થોકડ ખાધી એટલે હું છટકી ગયો, નહીં તો મારો ખુરદો જ થતે! પહેલે મને અહીંના ફેંજુદીન પહેરેગીરના જેવો આકાર લાગ્યો, પછી તો આકાર ઉંચા હાડપિંજર જેવો થઇ ગયો, પણ મારા બાપ! મને ગળચીમાંથી તો એવો પકડયો કે-હજી છાતીમાં ધબકારા થાયછ-હું તો સમજ્યો કે મુવો છુટો!-હીરા, ભુતો સાથે ચેડાં કાઢવામાં સાર નહીં એ મેં આજે જાતે અનુભવ્યું હં ! મને લાગેછ કે ફેજુને કુંવામાં નાંખીને ખુન કરવામાં આવેલું તેથી એ કદાચ ભુત થયો હોય !"

" ખુદા ખેર કરે! હવે રાત જલદી પસાર થાય તો સારૂં !" " હીરાએ જણાવ્યું " ચાલો કાવસજી, હવે મુંગા મુંગા સુઇ જઇએ."

તેઓ બંન્ને સુવાના ઓરડામાં ગયા અને જેવા સુવા માટે પલંગ ઉપર લેટયા કે રડવાનો સાદ પાછો શરૂ થયો, અને કાવસ ઝબકીને ઉભો થયો.

" કાવસજી, હવે મરવા દો ? રડી રડીને થાકશે ત્યારે પોતાની મેળે ઘેટઇ મરશે !" હીરાએ કહ્યું.

"અરે એ રડયા કરશે તો ઉંઘ કેમ આવશે? પેલો દુબરો રાતના કેમ મુંગો-મુંગો નિરાંતે ઉંઘાતો હોશે?" કાવસે સવાલો કર્યા, "એ લોકોને સાંભળતાં સાભળતાં ઘોંટાઇ રહેવાની ટેવ પડી ગએલીરે!" હીરાએ કહ્યું.

થોડીક પળો બન્ને મુંગા બેઠા અને પા એક કલાક પછી કુંવર હોલના આગલા દરવાજા ઉપર જોસથી કોઇ હથોડા મારતું હોય એવા અવાજો નીકળ્યા.

"હવે મુંગા-મુંગા પડી રહેવામાં સાર છે." કાવસે જણાવ્યું. "હા, કાવસજી બા, પડયા પડયા અવેમ વોહુ ભણ્યા કરો કે ભુત ડાકણ નાસી જાય. ભુતોથી દોઢ કોષ દૂરજ રહેવું સારૂં! એ કમબખ્ત પલીદોના સમાગમથી કંઇ ફાઇદો નહી."

આશરે દશેક મીનીટ સુધી અવાજો સાંભળ્યા પછી ચાર પાંચ મીનીટ સઘળું શાંત માલુમ પડયું અને પછી બે ચાર વેળા કોઇનો ખડ-ખડ રીતે હસવાનો સાદ સાંભળ્યો.

આશરે ત્રણ વાગ્યાનો વખત થયો હતો, પણ બન્નેને ઉંઘ આવતી ન હોતી. આખરે ચાર વાગ્યા પછી તેઓ ઉંઘમાં પડયા અને સવારના સાત વાગ્યા તોયે ઉઠયા નહી, અને જ્યારે કાવસ પોતે જાગ્યો ત્યારે તેણે પોતાની અચરતી વચ્ચે પોતાના દિલમાંનો સદરો કુસ્તી જતો રહેલો દીઠો! હીરાને પણ તેવીજ હાલતમાં ઉંઘતો જોઇ કાવસે તેને જગાડયો; પછી રાતના બનાવો માટે વાતો કરી. તેઓ ખુબ હસ્યા અને ટેબલ નીચેજ બન્નેના સદરા-કુસ્તી પડેલા તેઓએ જોયાં. છેવટે કાવસે કહ્યું:-"બા હીરા. મુંગો મુંગો આજેજ અંકલેશ્વર ચાલી જા, અને નાજાંબાઇને આએ ભુતખાનાની સમજ આપ. બાપ મારા? હું હવે તો એક બી રાત અહીં રહું નહીં! ચાલ, હીરા, હું તો મારે જાઉં છ."

"જરા થોભોની, ચાહે-નાસ્તો લઇને જાવોની" હીરાએ અરજ કરી કહ્યું.

"નહીં. બા હીરા. હજી મારી છાતીમાં ધ્રુજારાં છુટે છ, અને માથું ચકભમ થઇ ગયું છ? હું તો ધર્મશાળામાં જઇને જરા બેવડો લેવશ તો કંઇ જીવ ઠર પડશે." આમ કહી કાવસજીએ ધર્મશાળા તરફ જવા માડયું.



## પ્રકરણ ૪૫ મું

# નવી લાલચ.

હીરો તેજ દિવસે અંકલેશ્વર પાછો ફર્યો અને મહોબતે નીચલી ચીઠ્ઠી તેને પહોંચાડી.

બુધવાર તા. ૫ મી.

" મી. હીરાજી,

તમો એક બે દિવસમાં તપાસ કરી અહીં આવી લાગશો માટે ત્યાંની હકીકતો મારી ઉપર નીચલે સરનામે લખી મોકલજો. મને આજે અગત્યના કામ સારૂ મુંબઇ જવું પડયું છે. તમો પેઢી ઉપરનું કામકાજ મુનીમને તપાસવા કહેજો. તમો આવતા રવિવારે મુંબઇ જરૂર આવજો અને બંગલાની તપાસ રાખવા બેજનને કહેજો. હાલ એજ ! મારૂં સરનામું:-સી વ્યુ વિલા, ચોપાટી,

મુંબઇ.

લા. નાજાંબાઇ. "

મજકુર ચીઠ્ઠી વાંચી હીરો નાજાંબાઇ ઉપર પત્ર લખવા બેઠો તેટલામાં બેજન આવી પહોંચ્યો.

" કેમ હીરા શું ખબર ? એ તું તવડી શાનો જઈ આવ્યો ?" બેજને પૂછ્યું.

" અરે બા, ગયો તવડી ને આવ્યો રવડી ! "

" કેમ, કેમ શું થયું જે ? "

અરે શું કહું જો ! મામા ને મમઇ તો મળ્યાજ નહીં ને તેમને બદલે ભુત મામા મળ્યા ! " હીરાએ હસીને કહ્યું.

" એટલે ? "

" એટલે એમ કે મામાને મમઇ તો નવસારી ગયેલાં. હું જાણું કે બીજે દહાડે એઓ આવશે તે તવડીમાંજ થોભ્યો પણ આવ્યાં નહીં. હું નવસારી ગયો ત્યારે એ લોકો તવડી આવ્યાં ! " હીરાએ ખોટું અડાવી જણાવ્યું કારણ કે બેજન આગલ નાજાંબાઇની ખાનગી વાતો કરવાની હીરાને મનાઇ હતી. "ચાલતો ચાલતો તવડી પાછો જવાનો વિચાર કરી લંગરાવારમાંથી હું આવતો'તો અને પાકીટમાં કેટલા પૈસા છે તે જોતો જોતો ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલતો'તો તેટલામાં હું સહેજ અડડી પડયો. હું સમજ્યો કે સામેથી કોઇ પારસી બૈરાં પાણીનું બેડું લઇને આવતાં'તા તેમને હું અઠડયો તેથી હું તુરત બોલ્યો:—

" મારૂં ફ્રેન્જીજી, મારૂં ધ્યાન—" અને હું જોઉંછ તો ઢેડની આંધી ગાયને હું અડકી પડેલો! પછી ધીમે ધીમે ચાલતો અને માર્કીટ તપાસતો આગલ વધ્યો કે હું કોઇને ફરીથી અડક્યો. મને લાગ્યું કે પેલી કમબખ્ત ગાયજ ફરીથી અડકી હશે તેથી ચીડાઇને બોલ્યો:—" કેમ, રાંડ! મારો પીછો નહીં છોડતી કે?" અને ઓ મારા બાપ! હું ફરીને જોઉંછ તો કોઇ ગોલણ અનાજની ગુણ માથાં ઉપર લઇને જતી'તી તેને હું અડકી પડેલો"—બેજન આ સાંભળી ખુબ હસ્યો અને હીરાએ આગલ બોલવા માંડયું, " આએ ગોલણે તો ગુણ નાંખી દઇને મને સાલપામરી એવી તો ઓઢાડી કે મને તો ભોંય ભારીજ પડી ગઇ! અરે બેજન બા, હું તો જીવ લઇને ત્યાંથી દોડતો દોડતો નવસારીના સ્ટેશન ઉપર આવ્યો અને ટ્રેનનો વખત પણ થયેલો હતો તે ટીકીટ કરાવીને અંકલેશ્વરજ પાછો આવ્યો."

"ઓત્તારી! તુને તો કોઇ ડાકણ મળી!" આમ કહી બેજને ફરી હસવા માંડયું અને પૂછયું "તે તું હવે કાગજ પેનસીલ લઇને તારા મામા ઉપર આએ તારૂં દાસ્તાન લખવા બેઠોછ કે?"

"નહીરે; હું તો બાઇજી નાજાંબાઇ ઉપર કાગળ લખુછ. "તે બાઇજી કયાં ગયાંછ તે તુંને ખબર છે કે?"

" હા, મુંબઇ ગયાંછ તે ખબર છે," " કોણ જાણે એ પોરી શું કરવાની છે? એક વેળા તો લુચ્ચાઓની સોબતમાં ઠોકડ ખાઇને પસ્તાઇ અને હવે કોણ જાણે એ કયા ચુલ્લામાં જઇને પડશે?"

" એટલે? બેજનબા, આજે બાઇજી માટે એમ કેમ બોલોછ વારૂ?" હીરાએ સવાલ કર્યો.

" હીરા, તું શું જાણે? એ તારાં બાઇનો નાટક તો જોવા જેવો હતો; એની ચાલને લીધે બહેસ્તી બુઢ્ઢાજીને ઘણુંજ ખરાબ લાગ્યું'તું."

" કેમ બેજનબા, જેનું નીમક ખાવોછ તેનીજ બદગોઇ કરોછ કે?"

" હીરાભાઈ, એમા બદગોઇ શાની? ગાંડાને ગાંડો કહેવો ને લુચ્ચાને લુચ્ચો કહેવો એમાં બગદોઈ શાની જો? ખરૂં કહેવામાં પાપ શાનું?"

' બેજનબા, બાઇજી કંઇ ગાંડા થવા યા લુચ્ચાઇ કરવા મુંબઇ ગયાં નથી. એ તો મુંબઇમાં સોલીસીટરની સલાહ લઇ બધી એવણની મિલ્કત માટે બંદોબસ્ત કરવા ગયાછ."

"સોલીસીટર–ફોલીસીટર રહેવા દે. ચાર દાળમાં કંઇક કાળુ છે! કોઈ હવે પૂછનાર પરછનાર નથી એટલે કોઇ મુંબઇનો છેલ છબીલો એ કેવાં કાઢશે રે!"

"હું નહીં માનું." હીરાએ સહેજ તપી જઇને કહ્યું.

"તું નહીં માને તો કોણ તુંને માનવા કહે છ? એ બધું આપોઆપ જણાશે" બેજને જણાવ્યું અને ટેલિગ્રાફ પીઓન બેજનજીને નામનો તાર લઇ આવ્યો. "એ મારે નામનો શાનો તાર? ક્યાંથી આવ્યો હશે? કોણે કર્યો હશે?" એમ બડબડતો બડબડતો બેજન બંગલા બહાર નીકળ્યો અને સ્ટેશન ઉપર જઈ હિંદુ ટીકીટ કલેક્ટર પાસ તે તાર વંચાવ્યો. તાર વાચીને તે હીંદુએ તરજુમો કરી જણાવ્યું અને બેજન ફડફડયોઃ—

"તારૂં અત્યાપાત થાય તારૂં!–હીરાજીને મુંબઇ જલદી મોકલવાનો તેને મારે પણ તાર! મારા હોશ–કોશ ઉડી ગયા'તાને!" આ પછી બેજને બંગલે જઇ હીરાના હાથમાં તાર આપી જણાવ્યું:" લેઓ તમારાં બાઇજીનોજ તાર છે. બાઈ લખેછ કે હીરાજી અંકલેશ્વર આવ્યા હોય તો આજે રાતો રાત જલદીથી મુંબઇ મોકલો. ચાલ; ત્યારે હીરાજી, ગાંસડા પોટલા બાંધ ને આજે રાતે ઉપડી જા; જોજે, મુંબઇમાં ભુલો નહીં પડ."

"એટલું બધું તે શું કામ હશે કે આજનો આજ મને મુંબઇ બોલાવેછ?" હીરાએ પૂછયું.

"કંઇ કામ હશે ત્યારેજ તાર કરી નાંખ્યોની? એ તાર જોઇને મારા તો હોશ–કોશ એકદમ ઉડી ગયા! હવે નાજાંબાઇ પર કાગલ બાગલ લખવાનું માંડી વાળ, કારણકે આવતી કાલે તું પોતે જાતે મુંબઇ જઇને ઉભો રહેશે" આમ કહી બેજને હીરા આગલથી જવા માંડયું અને તે મન સાથ બોલ્યોઃ–"એ કોણ જાણે શું કાળાં-ધોળાં કરતી ફરેછ? રખેને વળી ફસી પડીને આડે રસ્તે જાય ને ખાનદાનની આબરૂના કાંકરા કરે!"

ગ્રાંન્ટરોડનાં સ્ટેશન ઉપર બીજી સવારે હીરો આવી પહોંચ્યો અને વિકટોરીઆ ભાડે કરી ચોપાટી તરફ લઇ જવા રોફમાં ને રોફમાં વિકટોરીયાવાલાને તેણે હુકમ કર્યો. હીરો અગાઉ એ વેળા મર્હુમ પેસ્તનજી શેઠ સાથ મુંબઇમાં ફકત એક–બે દિવસજ રહેલો હતો અને તેથી તે શહેરના રસ્તાથી તદન અજાણ્યો હતો, તોયે તે મુંબઇનો જુનો કાગડો હોય એવું ડોળ ઘાલી ગાડીમાં દમામમાંજ બેઠો.

"સીવ્યુ વિલા" આગળ ગાડી આવી પહોંચી અને તેણે ગાડીમાંથી તુરત ઉતરીને ભાડું ચુકવી આપ્યું. તે બંગલાના ઓટલા ઉપર ચઢે તેટલામાં નાજાંબાઇ બહાર આવ્યાં અને તેણીએ હીરાને આવકાર આપી પૂછયું:—

"કેમ હીરાજી, તાર કેટલા વાગતે મળ્યો? " "જી, સાંજના પાંચ વાગે મળ્યોજી."

"તમે ત્યારે અંકલેશ્વર આવી લાગ્યા હશો."

"હાજી, હું કાલે બપોર પછી આવી લાગેલો. બાઇજી, કુંવર હોલમાં તો ભુતખાનુંજ થયુંછ. એમાં કશી સહરાકવાત નથીજી. મારી સાથે આપણા પેલા કાવસજી કારભારી પણ એક રાત રહેલા, અને બાઇજી, તે અમારી રાત ખરાબમાં ખરાબ પસાર થઇછ. ભુતે કાવસજીના હાડકાં ખોખરાં કરી નાંખ્યાં અને કાવસજી તો બિચારો ઢીલોઢફ થઇ ગયો. બિચારાનું મોત આવતુંજ બાકી રહી ગયું જો!"

"હવે એતો ઠીક છે, પછી આપણે બધી વાત કરીશું. તમો નાહી ધોઇ નાસ્તો કરી જરા મારાં કામ સારૂં અગિયાર વાગે જઇ આવો."

હીરાએ પોતાના બાઇના હુકમ પ્રમાણે 'નાહી ધોઇને' નાસ્તો કર્યો અને તે બાગમાં અહીં તહીં ફરતો રહ્યો કે નાજાંબાઇએ તેને બોલાવ્યો અને કહ્યું:—

"જોવ, હીરાજી, તમો મારૂં ખાનગી કામ કરોછ અને બધું ખાનગી રાખોછ તેથીજ ચોક્કસ કામ સારૂ અહીં મેં તમને બોલાવ્યાછ. જોવ, "જામે જમશેદ'ની ઓફીસ જે બેલાર્ડ પીઅર આગલ આવીછ ત્યાં જઇને ન. ૯૯ની જાહેર ખબર આપનાર ધણી કોણ છે તે તપાસ કરો."

"હાજી" હીરાએ તુરત ઉત્તર વાળ્યો. "ઠીક, ત્યારે તમો હમણાજ જાઓ અને ન. ૯૯ની જાહેર ખબર કોણ તરફથી આવીછ તેનું નામ—નિશાન લઈ આવો. મને કાલેજ ખબર મળીછ કે જામેવાલાઓ આવી જાહેર ખબર વાલાંઓના નામો સદંતર ખાનગીમાંજ રાખેછ, પણ કોઇ કલાર્કને લાંચ આપી કદાચ તે મેળવી શકાય એમ છે. લેઓ, આએ દશ રૂપિઆની પાંચ નોટો છે તે તમારી પાસે રાખો; જેબી ખર્ચ થાય તે કરજો અને કંઇપણ કરી જાહેર ખબર આપનારનું નામ નિશાન લઇ આવો અને પછી

તેમની ઓફીસ અને તેમનો બંગલો બરાબર જોઈ આવો. વિક્ટોરી-આમાંજ જજો ને બપોરનું કોઈ હોટેલમાં ખાઇ લેજો."

"હાજી, હું જઇને ખબર—પણ મને કોઇ ઓફીસ અંદર જવાજ નહીં દેશે તો?"

"ત્યારે રૂપિયા તમુને આપ્યાછે તે શું કરવા? એનો ઉપયોગ કરી બરાબર ખબર લઇ આવો ત્યારે તમારી હુશિયારી જાણું. મને એ નામ-નિશાન જોઇએ છેજ, માટે કંઇબી કરીને તે લઇ આવો."

"વારૂજી, હું બનતી કોશીશે લઇ આવીશ. હું તૈયાર થઇને જાઉંછજી." હીરાએ જણાવ્યું.

હીરો તૈયાર થયો; માળી વિક્ટોરીઆ બોલાવી લાવ્યો કે તેમાં બેસીને હીરો કુચ કરી ગયો, અને નાજાંબાઇએ ટેબલ ઉપર પડેલું જામે જમસેદ ઉપાડી નીચલી જાહેરખબર બે ત્રણ વેળા વાંચી:

"એક બીજવર પારસી ગ્રહસ્થ ઉમર વર્ષ ૩૨ જેઓ વેપારમાં અહીને રૂપિયા બેથી અઢી હજાર કમાય છે તે એક તવંગર રંડા-યલાં પારસી બાનુ સાથે શાદીના ગાંઠથી જોડાવા ઇચ્છે છે. વેપારમાં પોતાનું અડધું નાણું રોકી શકે એવાં ઉદાર અને ખુબસુરત બાનુ-એજ ખાનગીમાં લખવું. ન. ૯ને અરજી કરો."

એક વેળા ફરીથી આ જાહેરખબર વાંચી નાજાંબાઇ મનસાથ બડબડવા લાગ્યાં:—

"અહા! રંડાયલો! ૩૨ વર્ષનો—મારે લાયકનો છે—પણ અરે ખોદા! એ વળી મને શું સુઝ પડેછ?—ખુદા કરેને કોઇ સારો મળી જાય તો સારૂં કે પછી સુખ—ચેનમાં દહાડા પસાર કરૂં પણ મારૂં નશીબજ કોણ જાણે કેવું બળ્યું છે? તે દિવસે મારો ટપકો દેખડાવ્યો તે ઉપરથી તો સાફ જણાયછ કે હવે પછીથી મને સુખ મળશેજ પણ સુખી થવાની હતે તો માયજી મારાં શું કામ જલદી મરી જતે! ખરેખર મારૂં કેવું કફોડું નસીબ! હવે પૈસો તો ઘણો છે, પણ સુખ કયાં છે! હું જેબી આશાના કિલ્લા બાંધુંછ તે બધા પાનાના કાર્ડ માફક જલદીથી તૂટી પડેછ?—અરે ખોદા?! પૈસાને કયાં સેકો તાણું?—લીમ ગયા; સગાં—વહાલાં હતાં તે બી ચાલી ગયા? બસ, દુઃખને દુઃખ!—આએ કોઇ ભલો સારો મળી જાય તો આએ બધાં દુખો પછી સુખો મળશે—પણ હીરો બરાબર ખબર લાવશે કે? જો ચોક્કસ ખબર મળે તો આજેજ એને મળું

બાવાજીને ગુજર્યાં ને તો વર્ષ બી પુરૂં થયું નથી ! હવે એમજ દહાડા પસાર તો થાય નહીં--સુખ દુઃખનો સાથી મારે તો કરવો જોઇએ; મને કોણ જાણે એ શું પરણવાનું ઘેલાપણું લાગુંછ ?–પણ એમ એખલી રહીને મારી તનદરૂસ્તીનું નખ્ખોદ વાળું તેના કરતાં પરણું તેજ સારૂ ! ઓ દાદાર ! કંઇ મદદ આપ ! કોઇ ભલો સારો ભરથાર હાથ લાગે એમ કર ! "

## પ્રકરણ ૪૬ સું

# નવી મુલાકાત.

કુદરતની કરામત કંઇ ઓર છે. 'એડમ' અને 'હ્વ,નાં વખતથીજ ચોક્કસ ઉમરે પુગ્યા પછી ખુદાઇ નિયમને તાબે થઈ એક જવાન છોકરો પોતાની સુખ દુઃખની ભાગીયેણ શોધવાને તૈયાર થાય છે; તેમજ ઉમરે પુગેલી એક છોકરી પોતાને માટે એક સાચ્ચો સલાહકાર સાથી મળવવાને તલપી રહે છે, પણ નસીબ દેવી પોતાનું ધારેલુ કાર્ય કરી કોઇને જીંદગીભર ખુશી અને સુખી કરે છે તો કોઇને ગમગીન અને દુઃખી બનાવે છે. નાજાં બાઇ કર્મ સંજોગે બુરાંઓની સંગતમાં ફસી થોડો વખ્ત સુખ ભોગવી હાલ દુઃખના દહાડા પસાર કરતી હતી, પણ પરણુતનું સુખ ફરીથી મેળવવાની આશામાં હાલ વિચારોમાં મશ્ગુલ બની હતી.

હીરાને સોંપેલું કામ હીરો ન કરે એમ કશું ન હોતું; તે જેટલો તોફાની હતો તેટલો ચાલાક હતો અને નાજાંબાઇએ સોંપેલું કામ તે પાર ઉતારી શક્યો હતો. તેણે સાંજ સુધીમાં ખબર મેળવી હતી કે જાહેરખબર આપનાર ગ્રહસ્થ કોઈ મિ. જાલ કોમીસેરીયટ હતા અને તે દાદરના સ્ટેશન નજદીક રહેતા હતા. કોટમાં કસ્ટમ હાઉસ ઉપર એક નાની ઓફીસ રાખી વિલાયતી માલ આયાત કરવાનો ધંધો કરતા હતા. આટલી ટૂંક ખબરજ નાજાંબાઇને પુરતી હતી અને તેણી તે મેળવવાને આતુર ચહેરે રાહ જોતી બેઠી હતી. હીરાએ સાંજે સાડા પાંચ વાગે જેવી ખબર આપી કે નાજાંબાઇ ઝડપમાં તૈયાર થઇ હીરા સાથ બંગલેથી નીસર્યાં.

" હીરાજી, હું ધારૂંછ કે મિ. જાલ એમને બંગલે મળશે ખરા. " નાજાંબાઇ બંગલામાથી બહાર નીકળતાં બોલ્યાં " ચાલો, વિક-

ટેક્ષીઆવાલાને કહો કે ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર લઇ જાય ત્યાંથી આપણે ટ્રેનમાં જઇશું. તમે બંગલો તો બરાબર જોયોછની?"

"હાજી,-ચાલ ભાઇ, ગ્રાંન્ટરોડ સ્ટેશન તરફ લે." હીરાએ વિકટોરીઆમાં બેસતાં જણાવ્યું. પછી નાજાંબાઇએ હીરાને અનેક સવાલો પૂછ્યા અને હીરાએ તેના જવાબો ખુશમિજાજથી આપ્યા.

"હીરાજી, મિ. જાલનો બંગલો મોટો છે કે નાનો?" "જી, બહારથી તો મોટો દેખાય છ, પણ બધો ફરીને મેં જોયો નથી."

"મિ. જાલ દાઢી રાખેછ કે?"

"નહીજી; પણ જરા બકરાના જેવી નાની દાઢી રાખેછ ખરા!"

"એવણ ઠીંગણા છે કે ઉંચા?"

"જી, લાગેછ તો ઊંટ જેવા!" જાલ માટે સર્ટીફીકેટ આપી હીરાએ નફટાઇથી જણાવ્યું "એમના ઘેરમાં કોઇ હતું કે?"

"જી, હું તો અંદર ગયેલો નહીં ને મેં કોઇને ત્યાં જોયલા નહીં. મેં તો એમના બંગલા આગલ ઉભેલા ફીરંગી બોયને પુછ્યું કે આએ ઉભા તેજ જાલભાઇ શેઠ કે અને મેં તો એમને કંઈ પણ સવાલો પુછવાની હીંમત કીધીજ નહીંજી."

"તમે ત્યારે જરાએ વાર્તાચિત કીધીજ નહીં! એવનની ઓફીસ તમે જોઈ કે?"

"હાજી, પહેલ્લે તો હું કોટમાં એમની કસ્ટમસ હાઉસ રોડ ઉપરની ઓફીસમાંજ ગયેલો ત્યાં એક હિંદુએ મને જણાવ્યું કે શેઠ તો બપોરે બાર વાગે આવી ત્રણ વાગે ચાલી જાય છે." "ઓફીસમાં ઘણા કલાર્ક હશે?"

"જી, તે મેં કંઇ ઘણા ત્યાં જોયા નહીં, પણ ખુરસીઓ ટેબલો ને ચોપડીઓ તો ઘણી હતી."

મિ. જાલ ત્યારે હમણા બંગલે મળશે ખરા કે?"

"હાજી, પેલો બોય કહેતો'તો કે શેઠ આજે ફરવા બરવા જાય નહીં." હીરાએ જણાવ્યું.

"સ્ટેશનથી બંગલો કેટલો દુર છે?

"થોડોજ દુર; જરા ચાલવું પડશેજી. વિકટોરીઆ મળશે તો બેસી જઇશું."

" ઠીક, ત્યારે તમો બંગલા બહાર વિકટોરીઆમાંજ બેસી રહેજો. હું પંદર–વીસ મિનિટમાં એમની સાથ વાત કરીને આવશ." નાજાંબાઇએ કહ્યું અને હીરાએ " વારૂંજી " કહી જવાબ આપ્યો,

થોડીક પળ તેઓ બન્ને ચૂપ થઇ બેઠાં અને પછી ગ્રાન્ટરોડ સ્ટેશન આગળ ઉતર્યાં આશરે પાંચ મિનિટમાં ટ્રેન આવી લાગનાર હતી. તેઓ પ્લેટફોર્મ ઉપર દાખલ થયાં અને ટ્રેન આવતાને સાથ સેકન્ડ કલાસના કમ્પાર્ટમેન્ટમાં તેઓ બેઠાં. હીરાએ નાજાંબાઇને દરેક સ્ટેશને કંઇ ને કંઇ પ્રશ્નો પૂછયા અને તેઓ જ્યારે દાદર આવી પહોંચ્યાં ત્યારે સ્ટેશન બહાર નીકળી હીરો એક વિકટોરીઆવાલા સાથ પઠ્ઠણ કરવા ઉભો. નાજાંબાઇને રકઝક જરાયે પસંદ ન હોવાથી તેણીએ ગુપ–ચુપ વિકટોરીઆમાં બેઠક લીધી અને હીરાને રકઝક કરતાં અટકાવ્યો. તેઓ મિ. જાલ કોમીસેરી યટના બંગલે સાંજને છેડે આવી લાગ્યાં અને નાજાંબાઇ બંગલા તરફ ધ્રુજતી છાતી સાથ પરબારાં ચાલ્યાં.

" મિ. જાલ શેઠ છે ? " નાજાંબાઇએ ઓટલા ઉપર ઉભેલા ફીરંગીને પૂછયું.

" હા છે. " આમ કહી તે અંદર ઝડપી પગલે ગયો અને નાજાંબાઇ ઓટલા ઉપરજ ઉભાં રહ્યાં. મિ. જાલ આશરે ત્રણ–ચાર મિનિટમાં બહાર આવ્યા અને નાજાંબાઇને આવકાર આપી ડ્રોઇંગરૂમમાં લઇ ગયા અને સોફા તરફ હાથ કરી જાલે નાજાંબાઇને બેસવા જણાવ્યું.

જાલ ઉંચો, કદાવર ખુબસુરત દીસ્તો હતો. તેનો ચહેરો રંગે ગોરો હતો અને તેની આંખ્યો માંજરી હતી. તેનો ડ્રેસ ટાપટીપથી મોકળો ન હતો; તેના જમણા હાથની આંગળી ઉપર હીરા જડીત વિંટીઓ હતી, અને સોનાનો છેડો તેના કમરપટા સાથ લટકેલો જણાતો હતો; તેનો 'ટાઇ' પાંકડા મરૂન રંગનો હતો અને તેને હીરાજડીત પીન વળગેલી હતી.

જેવાં નાજાંબાઇ બેઠાં કે સામી ખુરસી ઉપર જાલે બેઠક લીધી અને નાજાંબાઇ તરફ ટગર ટગર જોઇને પૂછયું; " કેમ જી, કંઈ રીકવેસ્ટ ?–આપનું નામ શું ? " " જી,–મારૂં નામ નાજાં, આપની જાહેરખબર મેં વાંચીછ. "

" હું ? કઇ જાહેરખબર ? બીઝનેસને અર્થે મને તો ઘણી " એડવર્ટાઇઝમેન્ટ " આપવી પડેછ. " બહેલી બગત થઇ જાલે જણાવ્યું.

" જી, પેપરમાં આવેલી તમારી શાદીને લગતી. " " ઓ યસ વેલ. તેનું શું ? "

"જી, હું એમ પૂછવા માંગુછ કે આપ શાનો ધંધો કરોછ ?"

"મારૂં બીઝનેસ યુરોપના વેપારીઓ સાથે છે. યુરોપથી દરેક જાતનો માલ મંગાઉંછ અને ખુદાની મહેરથી બીઝનેસ ઠીક ચાલેછ. મારો મોટો પ્રમાણીકપણું છે તેથીજ હું હવે ધીમે ધીમે બીઝનેસ વધારવો જાઉંછ.

"ઠીક મિ. જાલ. તમારી જાહેરખબરમાં જણાવ્યા પ્રમાણે હું આશરે ત્રીસ હજાર રૂપિયા રોકી શકીશ."

"વેલ ત્યારે તમો રંડાયલા છો ?"

"હાજી. અને તેથીજ આપને મળવા આવી છ." "થેંક યું ? હું ખચ્ચીત ઘણો ખુશી છું.-અને તમને જોતાને સાથજ મારી પસંદગી તમો ઉપર ઉતરીછ એમ જણાવવાને હું જરાએ આંચકી ખાતો નથી." "હું પણ તમને જોઇને રાજી છું. પણ હું તમારાં ખાનદાન વિષે થોડુંક જાણવા માંગુંછ" નાજાંબાઇએ કહ્યું "યસ, વેરી ગુડ ! મારા ફાધરનું નામ તો મુંબઇ ઇલાકામાં જાણીતું છે. અમો પૈસે ટકે સુખી છીયે તે તો સૌ કોઇ જાણેછ. અમારા બે બંગલાં ક્ષેનોલીમાં છે, બે ધારવારમાં છે અને એક ગણેશખીંડ તરફ છે. મારા પપાએ સખાવત કરી ગણેશખીંડમાં તો નામજ કાઢયુંછ. હવે ત્યારે મોરનાં ઇંડાને ચીતારવાની કંઇ જરૂર છે." જાલે હસીને જણાવ્યું.

"નહીજી મારે તમારે માટે વધુ પુછવાની જરૂર નથી. જો તમો મને પસંદ કરતા હોય તો પછી—

"હં ! પણ તમો કઇ ફેમીલીનાં છો તે તો કશું જણાવ્યું નહીં ?" જાલ વચ્ચે બોલી ઉઠયો.

"જી, હું અંક્લેશ્વરના પેસ્તનજીની દીકરી થાઉંછ ને હું પહેલે સુરતના ખાનબહાદુર લીમજી પટેલ સાથ પરણેલી,"—નાજાં આગલ બોલે તેટલાં તેણીની આંખ્યો ભીની થઈ ગઈ.

"હં હં ! તમારા બાવાજીને તો ઓળખ્યા ! વારૂ, તમારાં માયજી-બાવાજી હેયાત છે કે ?"

"જી, બન્ને ગુજરી ગયાંછ; હું ખચ્ચીત કમનસીબ છું."

"મારાં મધર અને ફાધરબી ગુજરી ગયાંછ અને મારી બહેસ્તન ધણીયાણીને ગુજરવાને આજે પાંચ વર્ષ થયાં-" જાલે દિલગીર થઈ પોતાના મ્હોં ઉપર રૂમાલ ફેરવતાં ધીમે સાદે જણાવ્યું.

"ગઇ-ગુજરી દુઃખી યાદ કરવામાં, મિ. જાલ, કશો સાર નથી." નાજાંએ કહ્યું.

"વારૂ, તમારાં બ્રધર-સીસ્ટર છે કે ?"

" નહીંજી, હું એક પૂરીજ છું."

"જોવ, નાજાં–હું પૈસાનો લોભી નથી. પૈસાની તો મને જરાએ પરવાહ નથી. મને એક સારી, ભલી, નેક અને શાંત મહેરદાર મળે એવી મારી ઇચ્છા છે અને તમો દરેક સારા ગુણ ધરાવોછ એમ મેં થોડીક પળની તમારી વાત ઉપરથી જોઇ લીધું છે. મેં તમને કહ્યું તેમ ' આઇ ડોન્ટ કેર ફોર મની, '—હું કોઇનાબી પૈસા પર તાગડ-ધિન્ના કરવા માંગતો નથી.–પણ હાલના મારાં બીઝનેસમાં આશરે પચ્ચીસ–ત્રીસ હજાર રોકવાની જરૂર છે, તેથીજ ફકત આએ પૈસા અને તમારી પાસે લેવા પડશે. પણ એ પૈસા હું ધારૂં છ કે બે વર્ષમાં તો હું તમને પાછા આપી શકીશ. વેલ, ત્યારે તમારો વિચાર હોયતો આપણે બે—ત્રણ દિવસ પછી કંઇ નક્કી ઠરાવ કરીયે. "

" હાજી, તમો જેમ કહો તેમ. " નાજાંએ પોતાના ભવિષ્યના બીજા ભરથારને ખુશી કરવા જણાવ્યું.

" તમો હાલ કયાં રહોછ ?"

" જી, ચોપાટી, સી વ્યુ વિલામાં. "

" ઠીક, ત્યારે તમો પાંચ દશ મિનિટ બેસશો તો હું તૈયાર થઇને તમને બંગલે મૂકવા આવીશ. મારી મોટર રિપેર થવા ગઇછ જેથી હું ભાડેની ટેક્સિ મંગાઉંછ તેમા જઇશું અને વધુ વાત કરશું. "

" વારૂજી. થેંક યુ !" નાજાંએ કહ્યું અને જાલ કપડાં પહેરવા બીજા ઓરડામાં ગયો. નાજાંબાઇ ઓટલા ઉપર ગઈ અને હીરાજીને ઇસારતથી બોલાવીને તેણીએ બંગલે એખલો જવા તેને ફરમાવ્યું.



## પ્રકરણ ૪૭ મું.

# ફિરેસ્તાના વેશમાં શૈતાન.

દાદરથી ટેક્સિમાં ઉપડેલું આ નવું થનારૂં જોડું મહાલક્ષ્મી તરફ ફરીને ચોપાટી સીવ્યુવિલા આગલ આવી પહોંચ્યું હતું. આખે રસ્તે મીઠી વાતોમાં તેઓ બન્ને મશ્ગુલ થયાં હતાં અને મુંબઇની મોહોબ્બતને લગતી અનેક બાબદો ઉપર તેઓએ નકામા ટાહેલાં કર્યાં હતાં. નાજાંબાઇને એમના બંગલા આગળ ઉતારી જાલ દાદર તરફ ખુશાલીમાં ગરક થયેલો પાછો ફર્યો હતો. આ મૂલાકાત પછી બીજા ત્રણ દિવસોની દર સાંજે તેઓ બન્ને ભાડેની મોટરમાં સાથે ફરતાં

હાં અને ખુશ ગોષ્ઠતેગોમાં સાંજનો વખત પસાર કરવાને નસીબવંત નીવડયાં. હવે લગ્ન માટેનો નકકી દિવસ ઠરાવવાનું બાકી રહ્યું હતું અને નાજાંબાઇ એક—બે બંગલા વેચી ત્રીસ હજાર રૂપિયા લગ્ન પછી જાલને આપવા તૈયાર થઇ હતી.

ત્રીજે દિવસે રાત્રે સાડા સાત વાગે જાલ સાથ ફરીને નાજાંબાઇ બંગલે પાછી આવી લાગી કે આશરે પા કલાકમાં નાજાંબાઇના મર્હુમ માવાજી પીરોજબાઇનાં ખાસ મિત્ર—મહેરબાઇ મોદી, જેઓ કેટલાંક વર્ષો થયાં મુંબઇમાં રહેતાં હતાં તેઓ નાજાંબાઇને મળવા આવ્યાં.

"કેમ, મહેરાંમાય, હમણા રાતે અહીં આવવાની કંઇ જરૂર પડી ?" મહેરબાઇ ખુરસી ઉપર બેઠા પછી નાજાંએ પૂછ્યું.

"હા, દીકરા, જરૂર પડી તેથીજ હું આવીછ. તું દીકરાને કદાચ મારૂં કહેવું ગમશે નહીં, પણ તારાં બહેસ્તન માયની યાદને ખાતર મેં મારી ફરજ સમજીછ અને તુંને ચેતવવા આવીછ"

"જી, તમારે જે કંઇ કહેવું હોય તે બોલોજી. હું મનમાં જરા ઓછું લાવીશ નહીં." નાજાંએ કહ્યું

"દીકરી, એ તેં શું કરવા માંડયુંછ ? પેલા મુવા જમસુ ઝેરખાઉ સાથ આજે ત્રણ ત્રણ દિવસો થયા છડે ચોક મોટર—કારમાં તું ફરતી ફરેછ ! તું એ લફ્ંગાને ઓળખેછ કે ?"

"કોણ ? મહેરાંમાય, જમસુ ઝેરખાઉ ? હું તો કોઇને ઓળખતી નથી ?"

"શું ? દીકરી, આજે હમણાજ તું એ શરીફ બદમાસ સાથ ફરીને આવી અને તેને ઓળખતીજ નથી ? વાહરે ! એ શું ઢંગ લગાવ્યાછ ?"

"હમણાં હું જે ગ્રહસ્થ સાથ ફરીને આવી તેમનું નામ તો મિ. જાલ કામી સરીયે છે. જાલ મોટા વેપારી છે અને એમની સાથ હવે થોડા દહાડામાં હું બીજવાર પરણી જનાર છું." નાજાંએ હીંમતથી જણાવ્યું.

"ઓ માયરે ! દીકરી નાજાં, તું શું બોલે છ ? તું ખરેખર કહેછ કે મશ્કેરી કરેછ ?—એ મુવા કોરગા સાથ તું લગન કરનાર છે ? એ કરૂરવેજી બદમાસ પોશાગીરે તુંને પણ સીસામાં ઉતારી શું ? એ કમબખ્તે નો બાર હાથના ચીભડાં ને તેર હાથનાં બીચાલી વાતો કરી ઘણાંને ઠગ્યાછ તેનું તને ભાન છે કે ?"

"મહેરાંમાય, તમે ભુલતાં હશો; મારી સાથ જે ગ્રહસ્થ ફરેછ તે લુચ્ચા પોશાગીર હોય એમ એક પળ પણ હું માની શકું નહીં. તમે કદાચ એમના જેવાજ બીજા કોઇ માટે ભુલ થાપ ખાધી હશે."

"નહીરે! દીકરી, શું એ જમસુને હું નહીં ઓળખતી કે?"

"પણ એમનું નામ જમસુ નથી." નાજાંબાઇએ ભાર મૂકીને જણાવ્યું અને પછી પૂછ્યું. "વારૂ, એવણ કયાં રહેછ?"

'કોણ જાણે હમણા એ મુવો કયાં રહેછ? એનું કંઈ ઠર ને ઠેકાણું છે? ને એ કારગો સત્તરસો નામ રાખી ફરેછ તે તને કયાં ખબર છે! પુનામાં તો જાંહગીર બાટલીવાળા તરીકે ઓળખાતો' તો ને વળી કહેછ કે જેની વાડીઆ તરીકે નવસારીમાં કંઇ કંઇ કારસ્તાનો કરી આવ્યોછ અને મુંબઇમાં તો કેટલીક છોકરીઓનાં ગળાં ફાંસ્યાંછ!"

"મેહેરાં માસી, તમો એવણને ફરીથી બરાબર જુઓ અને પછી આએ બધું દાસ્તાન કહી સંભળાવો તો સારં!" નાજાંબાઇએ કંઇક તિરસ્કારથી જણાવ્યું.

'જો, દીકરી, મેં એને તારી સાથે બે દિવસ લાગત જોયેછ અને ફરીથી એનું મોંહનુ જોવાને હું ગરજી નથી." મહેરબાઇએ પણ ગુસ્સામાં કહ્યું, "તું એની આખી જીંદગીની કેફીયત જાણે તોજ એનાથી તું સો ગાઉ દૂર નાહશે. દીકરી. તારૂં ખાનદાન કેવું અને એ રેંજી-પેંજી બદમાસનું કુટુંબ કેવું?"

"વારૂં, તે હકીકત બધી શું છે તે જણાવોની." નાજાં બોલી.

"જો દીકરી, હું તે બધું તુંને કહેવાજ આવીછ અને તે વિષે ચેતવવા આવીછ—અને હું ઉમેદ રાખુંછ કે તું સ્યાણી બેટી એના પંજામાં ફસે નહીં તો રૂડું! એના બાપને હું ઓળખતી'તી. એનો બાપ હરામ મારફતીઓ મુંવો બધાંનાં ગળાં ફાંસનારો હતો અને બાપ તેવા બેટા તેમ એ જમસુ પણ બાપના જેવોજ—બલકે ચાર ચાશણી વધે તેવો બદમાસ લોંઠો છે. દીકરી એ નાનો હતો ત્યારથીજ ખેતવાડીમાં ગરીબ લોકોને ત્રાહે ત્રાહે પોકરાવતો' તો, કોઇના મુટ ચોરતો તો, કોઇના બટન તફરાવતો, કોઇ સાથ મારા મારી કરી પૈસા કઢાવતો, તો કોઇની સાથ ફોગટનો કજીઓ કરી તેને ગાળો દેતો અને—

"પણ મહેરાં માય, જેઓ નાની ઉમરમાં એવા હોયછ તેઓ મોટા થઇને સુધરી જાયછ!" નાજાંએ તાપસો પૂરી.

" અરે સુરો એ સુધરતો ! તું જરા બરાબર સમજ અને પછી બધું બોલજે" મહેરબાઇએ જણાવ્યું, " એનો બાપ મરી ગયા પછી તો કમબખ્ત સુધરવાને બદલે વધારે બગડયો. મુવાએ પોતાની સગી માયને કંઇ કમી દુ:ખ દીધુંછ ? ધાક–ધમકી આપી તે બીચારી પાસે પૈસા ટહાવી કઢાવીને ખાખા વરખી કીધા ને પોતે બધું પચાવી પડયો ! જો એના માય કંઇ નહીં આપે તો ઝેર ખાવાની ધમકી ઘડી ઘડી આપ્યા કરે તેથીજ બધાંઓએ એનું નામ જમસુ ઝેરખાઉ આપ્યું. આખરે બિચારી એની માય એનું દુ:ખ જોઇ જોઇને મરી ગઇ અને એને તો કોરગાનું કામ શરૂ કર્યું. મુવાએ ચોપાટી ઉપર ફરતી નિર્દોષ છોકરીઓને સતાવવા માંડી, પણ એક દહાડો એક પારસીએ એવો તો મેથીપાક જમાડયો કે ચોપાટીનું નામજ વિસરી ગયો, પણ પછી સ્કુલે જતી છોકરીઓ સાથે ચેડાં કાઢવા લાગ્યો અને એક દહાડો પોલીસના હાથમાં સપડાયો કે મુવો નાઠો પુને ! અને પુનામાં તો હદજ કીધી. પેલા બિચારા કાવસજી કરાકાને ઠગી ગયો. તેઓની છોકરીઓ સાથ છૂટથી વર્ત્યો, અને વેપાર કરવા માટે દશ હજાર રૂપિયા ઓકાવીને પછો ન્હાસી ગયો અને બે વર્ષ પછી નવસારીમાં જઇને અમારા મોદી ખાનદાનના બે બાઇઓને છેતર્યા. પછી મુંબઇના કોઇ પટેલની માબાપ વગરની છોકરી સાથે પરણ્યો અને તેના બાપનો પૈસો લેવાના મકસદથી બિચારીને અનેક રીતે દુઃખ દીધું. પૈસો હજમ કીધો તો કીધો પણ મુવાએ આરસનીક નામનું ઝેર દરરોજ આપી આપીને બિચારીનું તે મોત લાયો. એ કાફરે તો એવાં એવાં કામો કરીને પાપના પોટલાં બાંધ્યાં છે પોટલાં !–"

"પટેલની છોકરી ? " નાજાંએ આશ્ચર્ય ચકિત થઇ પૂછયું અને નાજાં ભવા ચઢાવી કંઇક વમાસણમાં પડી હોય એમ જણાયું.

"હા, દીકરી, પટેલનીજ છોકરી. હવે પૈસો પચાવીને બેઠોછ અને મુવો હજી કંઇને કંઇ ફેલ કરી બધાને ધુતવાજ માંગેછ." મહેરબાઇએ કહ્યું.

" મહેરાંમાસી, એવણે મને કહ્યું હતું કે પેસ્તનજી પટેલની છોકરી સાથ પરણેલા હતા અને તે બિચારી વર્ષ એકમાં ગુજરી ગઇ'તી અને તેણીના મરણથી એઓ ઉપર કંઇ ને કંઇ વિટંબણા પડયાં હતાં. "

" લે, ત્યારે એ કમબખ્ત નકટાએ તુંને એ વિષે વાકેફ કીધી

મરી; પોલીસમાં એની તપાસ ચાલેલી તે બી તુંને કહ્યું શું ? એ કાફરે તો છોકરાની મદદ રૂપિયા ખરચ્યા, તેથી છુટી મુવો, નહીં તો મુવો કયે દહાડેનો ત્રણ લાકડે ચઢી ગયો હતે !"

"પણ મને આ ચાર દિવસોમાં એવનની ચાલ-ચલણ ઉપરથી એવું કશું લાગ્યું નહીં." નાજાં ગંભીરાઇથી બોલી.

" તે કયાંથી લાગે ?—દાલો ચણો વાગે ઘણો. મુવો એવું મીઠું મીઠું બોલનારો છે અને એવા ચેનચાળા કરી વાત કરનારો છે કે અંજાણ્યાને તો એ આંજીજ નાંખે. બહારથી તો જાણે સચ્ચાઇ અને સભ્યતાની મુર્તિ અને અંદરખાનેથી તો કમબખ્ત બદમાસનો બદમાસ ને કાફરનો કાફર !" મહેરબાઇનું કયાની લોહી ઉકલી ગરમ થયું અને તેઓએ ગુસ્સામાંજ બોલવાનું ચાલુ રાખ્યું, " તુંને જે હું કહુંછ તે ખોટુંજ લાગતું હોય તો દીકરી, કાલે તારા હાથેજ વધુ ખબર બરાબર કાઢી લેજે ને પછીજ તારી ખાત્રી થશે. કોઇ ચાર-પાંચ સારાં માણસોને પૂછી જોજે."

" નહીંજી, મહેરાંમાઇ. કોઇ બીજાંને પૂછવાની જરૂર નથી. હું તમારા બોલો ઉપર તો બરોસો રાખુંછ,—પણ હું એમ ધારૂંછ કે એવનના જેવાજ કોઇ બીજાજ હોય અને તેને માટે તમોએ કંઇ ભુલથાપ ખાઇને કહ્યું હોય! અને તે કારણને લીધે તમોએ સલાહ આપીછ. તે છતાં હું ખબર કાઢીશજી. તમારી ચેતવણી માટે હું ખચ્ચીત આભારી છું."

" દીકરી, એમાં આભાર માનવાનું કશું નથી. મારી તો ફરજ હતી ને તે મેં બજાવીછ. ચાલ. ત્યારે હું જાઉંછ. સાહેબજી! તું દીકરી સંભાળીને ચાલે એટલે બસ. બની શકે તો મારે બંગલે કાલે આવજે."

" હાજી, બનશે તો જરૂર હું આવીશ. જરા સોડા—આઇસ કંઇ લેશો ?" મહેરબાઇ ઉઠયાં ત્યારે નાજાંએ અરજ કીધી અને થોડીક પળમાં બરફ સાથનો સોડા ગ્લાસમાં નાંખીને નાજાંએ મહેરબાઇને આપ્યો જે પીધા પછી મહેરબાઇ બંગલા બહાર નીકળી પોતાને બંગલે જવા સારૂ પોતાની ગાડીમાં બેઠાં.

## પ્રકરણ ૪૮ મું.

## જુની ઓળખ.

મહેરબાઇ મોદીના ગયા પછી ઉછાછલી નાજાં અનેક વિચિત્ર વિચારોનાં વમળમાં ગોથાં ખાતી અને પોતાના નસીબ માટે બળાપો કરતી બેઠી; તેણીએ આશાની જે મોટી ઇમારત બાંધી હતી તે એક વાર ફરીથી તેણીના બોલો પ્રમાણે રમવાના પાનાના બનાવેલા મહેલ માફક એકદમ તુટી પડેલી તેણીને દેખાઇ. આખી રાત તેણી બેચેન અને અમિત રહી; તેણીને ઉંઘ આવી નહી અને તેણીનાં ભેજાં ઉપર વધુ અને વધુ વિચારોનો બોજો પડતો રહયો; જમણી બાજુ-એથી ડાબી બાજુએ અને ડાબી તરફથી જમણી તરફ એમ પડખાં બદલતાં પાછલી રાત્રે આખરે ચાર વાગતે તેણીએ નિદ્રા દેવીનું સેવન કરવા માંડયું, પણ છ વાગ્યામાં તો તેણીની આંખો પાછી ખુલી ગઇ. મજબુત અને મકકમ મનસુબાથી મસ્ત બનેલું તેણીનું મસ્તક માયાળુ મહેરબાઇ મોદીની ચેતવણીને લીધે સવારમાં ડામાડોળ બન્યું. તેણીના આગલા દુઃખી દિવસો પાછા યાદ આવ્યા અને દુઃખી સંસારમાંથી છટ ી જવા સારૂ થોડી થોડી પળે આપઘાત કરવાના વિચારોએ તેણીના મન ઉપર ગલબો કર્યો. આખરે દશ વાગે તેણી અનેક પ્રકારના વિચારો કરતી ઇઝીચેર ઉપર બેઠી હતા તેટલામાં હીરાજી આવી લાગ્યો અને બોલ્યો:—

"બાઇજી, હમણાજ બેજનનું કાગજ આવ્યુંછ તેમાં જણાવેછ કે આપણા કાવસજી કારબાર્ગી સચીનમાં ગુજરી ગયાના સમાચાર આવ્યાછ."

"અરરર! ઘણું ખોટું થયું! એકાએક બિચારાને શું થયું હશે? કાવસજી તો પીસ્ટન જેવા હતા." નાજાંબાઇએ ગંભીર ચહેરે જણાવ્યું.

"બાઇજી, મેં આપને તે દિવસે કહ્યું તેમ ભુતથી હેબતાઇ ગયો તો, મને તો તે રાતેજ લાગ્યું કે કુંવર હોલના ભુતે એને સખત પટકયો'તો. બિચારો હેબતજ ખાઇ ગયો'તો અને બીજે દહાડેજ લોઠ–પોઠ થઇ થઇ ગયેલો લાગતો'તો."

"મારા કામ સારૂ બિચારાએ વગર ફોગટનો જીવ ખોલો જેથી હું ઘણી દીલગીર છું; પણ જેવી ખુદાની મરજી!"

"ઘણું સારૂં માણસ! બિચારો પારસીઓ માટે તો જીવ આપતો'તો." હીરાએ જણાવ્યું. અને નાજાંબાઇ ચુપ બેઠાં. થોડીક પળ પછી હીરાએ પુછયું.

"બાઇજી. બીજે ઠેકાણે મુંબઇમાં મને નોકરી મળે તો મને રજા આપશો ? "

"તમને કોણ નોકરી આપશે !" નાજાંબાઇએ સવાલ કર્યો, "તમે કંઇ શીખેલા તો નથી એટલે મુંબઇમાં નોકરી મેળવવાનું કંઇ સહેલું કામ છે ?"

" બાઇજી, એ તો હવે હું કંઇબી હુન્નર શીખીને નોકરી મેળવશ."

" પણ હુન્નર શીખવશે કોણ ?" નાજાંબાઇએ ફરી પ્રશ્ન પૂછ્યો.

"જી, કોઇ મીલમાં કંઇ ફીટર—બીટરનું કામ કોઇ શીખવે ત્યારેજ તો ! મેં કાલે સાંભળ્યું કે પેલા નવસારીના તાતાવાલાઓની મીલમાં કામ શીખવે છે ને ઉપરથી પેસાબી આપેછ."

"પણ તે તો થોડું-ઘણું અંગ્રેજી જાણતા હોયછ તેઓનેજ રાખેછ. તમે તો કંઇબી અંગ્રેજી જાણતા નથી."

"બાઇજી, મુંબઇમાં રહીને હું હવે અંગ્રેજીના દશ-બાર બોલો શીખ્યોછ !" હીરાએ હસીને જણાવ્યું "પણ તેથી કંઇ તમને નોકરી મળી જશે કે ?"

" બાઇજી, હું કંઇ કોશીશ કરશ તો મુંબઇમાં કદાચ નોકરી મળી જશે."

"ઠીક તમારૂં ભલું થતું હોય તો મને કંઇ વાંધો નથી; તમે સુખેથી જાઓ." નાજાંબાઇ આટલું બોલી ખુરશી ઉપરથી ઉઠયાં અને ઝડપમાં બીજા ઓરડા તરફ ચાલી ગયાં. થોડીક પળ સુધી ગુપચુપ ઉભા રહ્યા પછી હીરો કપડા પહેરી નાજાંબાઇની રજા લઇ બંગલેથી બહાર નીકળ્યો.

નાજાંબાઇની છેલ્લાં ચાર દિવસોની ગડબડ અને ખટપટ વિષે હીરો કંઇ કંઇ અટકળો બાંધતો હતો અને અંકલેશ્વરથી ઉપડયો તે દિવસે બેજને જે બોલો બોલી નાજાંબાઇ માટે શંકા દેખાડી હતી તે શંકાના વિચારમાં આજ સવારથી તે લીન્ન થયો હતો. નાજાંબાઇની નોકરી છોડી દઇ મુંબઇમાં હુન્નર શીખી નોકરી કરવા તે તૈયાર થયો હતો; નોકરી મેળવવાની મકસદથી તે આજે બપોરના કોટના લત્તા તરફ ફરતો રહ્યો. પૂછપરછ કરી પહેલે તાતાવાલા શેઠની કોટની ઓફીસમાં તે હીંમતથી ગયો, પણ તેની નાશીપાસી વચ્ચે તેને જણાવવામાં આવ્યું કે મીલમાં જગ્યા ખાલી નહોતી. આમથી તેમ તે બીજી બે-ત્રણ ઓફીસમાં નોકરી માટે

પૂછવા ગયો અને ત્યાંથી પણ નકારમાં જવાબ મળવાથી તે બંગલે પાછા ફરવાની મકસદે ટ્રામમાં બેઠો. જેવો તે બેઠો કે તેની પાસે બીજા જરથોસ્તી ગ્રહસ્થે જગ્યા લીધી અને તેની તરફ ટગર ટગર જોયા કર્યું. હીરાએ ગીરગામની ટીકીટ કરાવી અને પેલા પારસી ગ્રહસ્થે પૂછ્યું. " તમો મુંબઇનાજ રહીશ છો કે ? "

" નહીંજી " હીરાએ ટુંકમાં પતાવ્યું અને તે પારસી તરફ ગભરાયેલે ચહેરે જોયું.

" તમો ખંડાળાના રહીશ હશો. "

" નહીંજી. " હીરાએ ફરીથી ગભરાઇને જવાબ આપ્યો.

" ખંડાળામાં તમારા બાવાના ખેતરમાંના ટર્કી-બતકોની ચટણી થઇ ગઇ'તી તે તમને યાદ છે કે ? તે પછી તમો ન્હાસી ગયા હતા તે ખબર છે કે ? "

" જી, મને કશી ખબર નથી," હીરાએ ખોટું કહ્યું.

" તમને ખબર નથી ? ઉભા રહો, મારા સાહેબ, તમને પોલીસના હાથમાંજ સોંપુછ,-તમે ગીરગામ ઉતરવાના છોઓની ? "

" હાજી, પણ—પણ "—હીરો ગભરાયો અને બોલ્યો " તે બાબદને તો વર્ષ ઉપર થઇ ગયું ને શેઠ,—વગર ફોગટનો મને કાંય સતાવોછ ? "

" તમને ખબર છે કે આએ તમારા કાકાને ટર્કી—બતક માટે રૂપિઆ આપવા પડયા'તા તે ? " પોતાની છાતીએ હાથ કરી પેલા ગ્રહસ્થે પૂછ્યું.

" હોશે.—લેઓની, તમે જે રૂપીઆ આપ્યા હોય તે હું ભરી દેવા-તૈયાર છું. "

" પણ તમારૂં નામ શું ?

" જી, હીરાજી."

" હીરાજી કેવા ? "

" જેવા જોવછ તેવા !" હીરાએ ગુસ્સે થઇ નફટાઇથી જવાબ આપ્યો, અને પેલા જરથોસ્તીએ ડોળા કકડાવીને સવાલ કર્યો.

" કેમ સીધો જવાબ નહીં આપી શકતો કે ? "

" મારૂં આખું નામ લઇને તમે શું કરવા માંગોછ ? શેઠ, "

હીરાએ પૂછ્યું. " હું તમને રૂપિયા ભરી દઉં તો પછી મારૂં નામ લેવાનો કઇ જરૂર છે ? "

" ઠીક ત્યારે કાઢો પાંચ રૂપિયા." પેલા પારસીએ જણાવ્યું.

" શેઠ, હું ગરીબ માણસ છું ને નોકરીની શોધમાં ફરૂંછ ને આજે રખડી રખડીને થાકી ગયો તોયે કેઠે નોકરી મળી નહીં અને તેને બદલે એક વર્ષ ઉપર કીધેલી મસ્તીની સજા ભોગવવી પડે એ મારાં કર્મનીજ કહાણી તો ! " "તમારૂં ભાષણ મારે સાંભળવું નથી." પેલા ગ્રહસ્થે કહ્યું, "રૂપિઆ લાવો, પછી બીજી વાત."

" શેઠ હું ગરીબ માણસ છું તે છતાં તમારા રૂપિયા આપવા તૈયાર છું." આમ કહી હીરાએ ગજવામાં હાથ નાંખી રૂપિયા પાંચ આ કાઢી તે પારસી ગ્રહસ્થને આપ્યા અને તે જરથોસ્તીએ હીરાને નીચલા સવાલો પૂછયા: " વેલ, તમો કયાં રહેોછ ? શું નોકરી કરવા માંગોછ ? કંઇ શીખેલા છેઓ કે ? "

" નહીંજી, હું કંઇ શીખેલો તો નથી. પણ કંઈ ફીટર–ટરનરનું કામ શીખવા માંગુંછ. હું હમણા તો ચોપાટી મારાં અંકલેશ્વરનાં શેટાણી સાથે રહુંછ." હીરાએ કહ્યું.

"તે તમારૂં સગું–વહાલું મુબઇમાં કોઇ નથી ?" " નહીંજી, આપ કેડે નોકરી રખાવો તો તમારો ઉપકાર કદી વિસરીશ નહીં." હીરાએ કાલાવાલા કરી જણાવ્યું.

"ઠીક, તમો મોટરકાર હાંકવાનું કામ શીખશો ?" "હાજી એવું તો હું ખુશીથી શીખીશ."

"વેલ, ત્યારે આવતી કાલે સવારના આઠ વાગે મારી ઓફીસે મળજે, આમ કહી પોતાનો કાર્ડ કાઢી તે ઉપર ગુજરાતીમાં નીચે પ્રમાણે નામ અને ઠેકાણું લખો તે કાર્ડ હીરાને આપ્યો.

"વિકટોરીઆ ઓટોમોબાઇલ કંપની, લીમીટેડ.
હયુઝ રોડ, મુંબઇ
એજન્ટસ, મેસર્સ દીનશાહ દુબાશ એન્ડ સન્સ"

થોડોક પળ પછી હીરાને સલામ કરી તે ગ્રહસ્થ ટ્રામમાંથી ઉતરી પડયા.

બીજે દિવસે સવારના બરાબર આઠ વાગે હીરો હયુઝ રોડ તરફ જઇ લાગ્યો અને પૂછતાં પૂછતાં વિકટોરીઆ ઓટોમોબાઇલ કંપનીની ઓફીસ આગળ આવી પહોંચ્યો. તે ઝડપી પગલે અંદર દાખલ થયો. ગઇકાલે હીરાને મળેલા ગ્રહસ્થ ખુરસી ઉપર અંદરથી બેઠા હતા. હીરાએ તે ગ્રહસ્થને જોઇ સલામ કીધી અને પેલા જરથોસ્તીએ કહ્યું:—

"આવો, હીરાજી, અહીં બેસો."

"કેમ તમો શોફરનું કામ શીખશો ?" થોડીક પળે પેલા ગ્રહસ્થે પૂછ્યું.

"તે સાહેબ કેવું કામ ?" હીરાએ પૂછ્યું.

"મોટરકાર હાંકવાનું !"

"હાજી, તે તો હું શીખશજી." "ઠીક, ત્યારે તમારો કોટ કાઢો અને આએ મારા ફોરમેન મિ. ફરેરા સાથ કામે લાગો, જોવ, જલદી કામ શીખી જશો તો તમને રૂપિયા ૪૦-૪૫ના પગારે રખાવી દઇશ. ધ્યાન આપીને શીખશો તો તમનેજ ફાયદો છે."

"હાજી; હું ધ્યાન આપીને શીખશજી. આપે મારી ઉપર ઘણોજ ઉપકાર કર્યોછજી. મારો ગુનાહ માફ કરી આપ શેઠ દયા દેખાડી અને ધધો શીખવોછ તે માટે ખચ્ચીત આપનો આભારી છું." હીરાએ અગાઉથી મોઢે કીધેલાં વાકયો નર્મતા દેખાડી બોલ્યો, અને પછી મિ. ફરેરા સાથ હીરો કામે વળગ્યો. હીરાએ ખંત અને ઉલટથી કામ ઉપર લક્ષ આપી આખો દિવસ કામ કર્યું અને સાંજના ઘરે જતી વેળા પેલા જરથોસ્તીને હીરો સલામ કરવા ગયો. આ ગ્રહસ્થ મિ-દીનશાહ દુબાસના વડા બેટા મિ. ફરેદુન દુબાશ હતા અને આ કંપનીનું કામ પોતે પોતાના ભાઇઓ સાથ ચલાવતા હતા.

"કેમ કંઇ શીખ્યા કે ?" મિ. ફરેદુન દુબાશે હીરાને પુછ્યું.

"હાજી," હીરાએ ટુંકમાં જવાબ આપ્યો.

"જોવ, જે કઇ નવું શીખો તે દરરોજ ઘરે જઇને ચોપડીમાં લખી લેવો. મોટર-કારના દરેક ભાગના નામો શીખો અને તે લખી લેઓ અને તમારા હાથે બધું કામ કરતા રહો, વારૂ તમારા માયાજી બાવાજી છે કે ?

"નહીંજી હું તો માય-બાપ વગરનો છું."

"ત્યારે ખડાળે કેમ ઉતરી પડયા હતા. ?"

"જી, હું અંકલેશ્વરના પેસ્તનજી શેઠ સાથ નોકર તરીકે ત્યાં આવેલો."

"તમો તો અહીં તમારાં શેઠાણી સાથે રહોછની !"

"હાજી." હીરાએ જણાવ્યું.

"ઠીક,-લેવો, આએ તમારા રૂપિયા પાંચ જે તમારી પાસેથી ગઇ કાલે મેં માગેલા તે પાછાં લેવાં. તમે તે આપવાની મરજી દેખાડી એજ ઘણુંજ છે. જોવ, એવી મરતી કરવાનું અહીં છોડી દેજો, નહી તો પસ્તાશો. ઠીક હવે જાઓ; સીધા ઘરે જજો." મિ. ફરેદુને હીરાને સલાહ આપી અને ઘેરે જવા જણાવ્યું.



પ્રકરણ ૪૯મું.

# સબકતી મોટર-કાર.

હીરો સાંજે ખુશી થતો બંગલે પાછો ફર્યો અને માળીએ એક બંધ પરબીડિયું હીરાને આપ્યું અને તે ઉખેડી દશ રૂપિયાની છ નોટો જોઇને દંગ થયો; પછી તેણે તે પરબીડિયાંની ચીઠ્ઠી નીચે પ્રમાણે વાંચી:—

"મી. હીરાજી,

આજે અહીંથી બહારગામ મારે જવું પડયું છ; તમો આજે રાત્રે અહીં જમી લેજો અને આવતી કાલથી તમો તમારો બંદોબસ્ત કરી લેજો. આ સાથે બાકીના દિવસોનો તમારો પગાર રૂ. ૧૦ અને મારી તરફથી બક્ષિસ તરીકેના રૂ. ૫૦ મુકયા છે તે તપાસી લેશો. તમારે ગમે ત્યાં મુંબઇમાં હુન્નર શીખવા રહેજો અથવા તો તમારે ગામ પાછા જજો, તમને જેમ ઠીક લાગે તેમ કરજો. માળી કાલથી બંગલો બંધ કરશે અને બોય પણ એને ગામ જશે માટે તમો આવતી કાલથી તમારો બંદોબંસ્ત જરૂર કરી લેજો.

"લી૦ નાજબાઇ"

હીરાએ ઉપલી ચીઠ્ઠી બે વેળા વાંચી તેની ખુશાલી હવામાં ઉડી ગઇ અને પછી તે બડબડયો:—

"કોણ જાણે એ બાઇજીને શું થયું છ?— કોણ જાણે કયાં ગયાં હશે? હવે હું કયાં જાઉં? ચોખ્ખો રખડાવી માર્યો બધા મળીને રૂ. ૬૦ મળ્યાછ એટલું ઠીક છે.—એક બે મહિના તો ખેંચી શકાશે. ખુદા કરે ને મોટર ડ્રાઇવરનું કંઇ શીખી જાઉં તો સારૂં!"

આ ચીઠી વાંચવાથી હીરાની ભૂખ ઉડી ગઇ; તેણે ખાવાની તજવીજ કરી, પણ ખાવાને કશું ગમ્યું નહીં. તે બેચેન અને બાવરો બન્યો અને આખી રાતસુધી અનેક વિચારો કરી તેણે પોતાનાં ભેજાંનું દહીં કરી નાખ્યું. તે સવારમાં વહેલો ઉઠી પોતાને કામે જવા ઉપડયો જયારે તે પોતાની સાથે પોતાની ટ્રન્ક લેતો ગયો.

કામ શીખવા માટેની તેની ઉલટ અને ખંત વખાણવા લાયક હતી. બપોરનાં ભૂખે પેટે પણ તે મહેનત કરતો પોતાનાં કામે વળગીજ રહ્યો "રાત્રે જમવું કયાં અને રહેવું કયાં" એ સવાલ તેના મગજમાં બપોર પછી રમ્યા કર્યો; અને આખરે તે મિ. ફરેદુન

દુભાસ આગલ હીંમત રાખીને સાંજે ગયો અને તેણે પોતાની સઘળી હકીકત તેમને જણાવી. ફરેદુન એક દયાળુ અને પરમાર્થી ઈચે ઈચ જરથોસ્તી હતા. હીરાની સઘળી હકીકત સાંભળ્યા પછી ફરેદુને તેને દિલાસો આપી જણાવ્યું કે તેવણ પોતાને ત્યાં તેને મારેનો બંદોબસ્ત કરી શકશે. દિલાસો મળવાંજ હીરાની દિલગીરી ખુશાલીમાં ફેરવાઇ ગઇ, કારણકે તેની ચિંતા હવે દૂર થઇ હતી. રાત્રે તે ફરેદુને સાથ તેમની મોટરમાં બેસી તેમને બંગલે ગયો અને આનંદમાં રાત પસાર કરી શકયો. બીજે દિવસથી તે વધુ અને વધુ ઉત્સાહી બની શીખવા ઉપર લક્ષ આપતો રહ્યો. આશરે પંદર દિવસો સુધી ધ્યાન આપી ઉલટ સાથ ખરી મહેનત કીધી અને તેનું ફળ તે મેળવી શકયો: મિ. ફરેદુને તેનો પગાર રૂ. ૧૫ માંડયો અને હીરાના ઉમંગમાં વધારો થતો રહ્યો. તે જલદીથી કામ શીખ્યો અને ત્રીજે મહિનેથી ફરેદુને મેસર્સ જ્યોર્જ એન્ડ વુકીનાની કંપની જે ભાડેથી ટેક્સિ અને મોટર ફેરવવાનો ધંધો કરતી હતી તેમને ત્યાં તેમની Bom 264 વાલી મોટરકારના હાંકનાર તરીકે રૂ. ૪૦ના પગારે હીરાને રખાવ્યો. મુંબઇના રસ્તાઓની માહિતીની અતિ ઘણી જરૂર હોવાથી મિ. ફરેદુને ચાર પાંચ દિવસો સુધી હીરાને મુંબઇમાં સઘળે ફેરવ્યો. હીરો પોતાના નવા શેઠોને પ્રમાણિકપણાથી સંતોષકારક કામ દેખાડતો રહ્યો. પાંચ–છ મહિનામાં તો હીરો મુંબઇના સઘળા રસ્તાઓનો કીડો થઇ ગયો અને પોતાના હસમુખા સ્વભાવથી સર્વ ઉતારૂઓને ખુશ કરતો રહ્યો.

હવે તે દર મહિને પોતાના મામા ઉપર દશ–બાર રૂપિયા મોકલવાને શકિતવાન થયો અને ગ્રાંન્ટરોડ પાર્ડવાલા રોડ તરફનો એક ઘેરનો ઓરડો ભાડે રાખીને પોતાનો ખર્ચ ચલાવતો રહ્યો. ઘણી વેળા અંગ્રેજ ઉતારૂઓ સાથ કામ પડતું હોવાથી દરરોજ નવા નવા અંગ્રેજી બોલો અને વાકયો શીખવા માટે હીરાએ ખંતથી મહેનત કરવા માંડી. આખરે તે " બગીચાલા–ઇંગ્લીશ " પણ બોલતાં શીખ્યો અને શોફરના કામમાં વધુ કુશળ બન્યો.

* * * *

તાજ મહેલ હોટેલની નજદીક હીરો પોતાની મોટર સાથ એક શનિવારની સાંજે ઉભો હતો. તે વેળા તાજ મહેલ હોટલમાંથી બહાર નીકલતા બે યુરોપીઅન ડ્રેસમાં સજ થયેલા ગ્રહસ્થોએ તેની મોટર–કાર માટે ઇસારત કરી તેને બોલાવ્યો :અને તેઓ નજદીક હીરો મોટર–કાર લઇ ગયો. તેઓ માટે દરવાજો ઉઘાડી હીરો ઉભો

અને તેઓ બંને અંદર બેઠા, તથા તેઓમાંના ઉંચ અહસ્થે "ગેંડી-બજાર ડોક્ટર સ્ટ્રીટ" તરફ લઇ જવા હીરાને ફરમાવ્યું.

હીરાએ મોટર હાંકવા માંડી અને પેલાજ અહસ્થે ફરી જણાવ્યું, "ગીરગામકે રસ્તે લો." હુકમ મુજબ ગીરગામને રસ્તે થઇને નળ-બજાર તરફ હીરાએ મોટર હાંકી અને મોટર ડોક્ટર સ્ટ્રીટમાં આવી પહોંચી. આ મહોલ્લાના એક મોટા ઘર આગલ મોટર-કાર થોભાવવા પેલાજ અહસ્થે જણાવ્યું અને મોટરમાંથી ઉતરતી વેળા આ બંને અહસ્થો વચ્ચે ઉર્દુ ભાષામાં બોલા-ચાલી થતી હીરાએ સાંભળી. હીરો થોડીક પળ ચૂપ ઉભો રહ્યો, પણ પછી પોતાના ભાડાં માટે માંગણી કરી કહ્યું;

"હમકુ દેર લગતા હય, સાબ. જલદી દો અને પેલા ઉંચા અહસ્થે પાંચ રૂપિયાની નોટ હીરાના હાથમાં આપતાં પૂછ્યું:-"આઇસે શોફર કલ સબેરમેં મોટર લાયગે ?"

"હા, સાબ." હીરાએ જણાવ્યું.

"અચ્છા કલ નવ બજે લાઓ."

હીરો બીજી સવારે વેળાસર ત્યાં મોટર લાવ્યો અને બંને અહસ્થો ઝડપમાં આવીને મોટર-કારમાં બેઠા. પેલા ઉંચા અહસ્થે "ભૂલેશ્વર, શરાફ બજાર" તરફ લઇ જવા ફરમાવ્યું. મોટર-કાર રંગારી મહોલ્લામાં આવી પહોંચી કે કોઇ બે મુસલમાનોએ લાંબા હાથો કરી આ મોટર થોભાવવા જણાવ્યું, પણ હીરાએ તેઓની કશી દરકાર કરી નહીં અને આગળ ચલાવ્યું; પરંતુ પેલાજ અહસ્થે હીરાને મોટર-કાર એકદમ થોભાવવા આજ્ઞા કરી. મોટર થોભાડવામાં આવી અને આ અહસ્થો તથા મુસલમાનો વચ્ચે વાતચિત ચાલુ થઇ જે હીરાએ ચુપ-ચુપ સાંભળ્યા કીધાં.

બે મુસલમાનોમાંના એકે કહ્યું:-"સદુદીન એ તારી રીત અમને પસંદ નથી."

"પસંદ હોય કે નહીં હોય, તોયે હું તો જે રીતે ચાલું છું તેજ રીતે ચાલવાનો." પેલા ઉંચા અહસ્થે કહ્યું.

"બે દિવસમાં તેં, અમારો ભાગ આપવા કહ્યો'તો તેના આજે ચાર દિવસ થઇ ગયા."

"ચારના ચૌદ કેમ નહીં થાય ?" પેલાએ જવાબ આપ્યો, "એ કામ કંઇ ખાવાનું છે. હમણા હું અને બેરેટ પાછા જઇએછ અને એ વેચતાં જે કાંઇ આવશે તેમાંથી હું ભાગ પાડીને તારોદે આપી દઇશ. અબ્દુલ, ઉતાવળ કરવામાં કંઇ સાર નથી."

" અમને આજ સાંજ સુધીમાં મળે તો ઠીક." બીજા મુસલમાને કહ્યું, " અને સાંજ સુધીમાં નહીં વેચાય તો એમાનાં ભાગે પડતાં મોતી અમને આપી દે કે અમે પછી જોઇ લઇશું."

" જોવ, હું તમને કહુંછ કે ઉતાવળની કશી જરૂર નથી. તમને તે મળશેજ પછી શી ફીકર છે? બની શકશે તો સાંજ સુધીમાં નિકાલ કરી નાંખીશ, માટે હાલ તો સાહેબજી! વેલ,—શોફર, ગાડી ચલાઓ."

મોટર-કાર શરોફ બજારમાં આવીને ઉભી અને એક ઝવેરીની દુકાનની પાસેનાં ઘરમાં તેઓ બન્ને દાખલ થયા. કાર આશરે પોણો કલાક ઉભી રહી અને હીરો તેઓની રાહ જોતા અને તેઓ માટે અનેક વિચિત્ર અટકળો કરતો ઉભો રહ્યો. તેઓ આખરે દુકાનની બહાર નીકળ્યા અને પેલો ઉંચો ગ્રહસ્થ ગાડીમાં બેસતી વેળા બડબડતો બોલ્યોઃ-"તમો બધાઓને ઉતાવળ લાગીછ ને અહીંતો મોતીના જોઇએ તેટલા રૂપિયા મળી શકતા નથી. સુરતવાલા અબદુલની તો હવે કમબખ્તીજ આવીછ. આજે જો પાછો એ લેવા આવશે તો હું ખચ્ચીત તકરાર કરીશ અને દેખાડી આપીશ કે એના કરતાં વધુ સાત પાણીએ ધોયેલો હું ચોખ્ખો ઠગ છું."

" હવે, સૈંકુ—હં, સેમ્યુઅલ, બધા સાથ તકરાર કરવામાં કંઇ સાર નથી, આપણે ૪સી નહીં જાઇએ તેની સંભાળ લેવાની છે" પેલા ગ્રહસ્થે જણાવ્યું અને મોટર-કાર ચલાવવામાં આવી; આ પછી તેઓ બંને ગુસપુસ કરતા રહ્યા, પણ હીરો છુપલાં વાકયો સિવાય બીજું કશું વધુ સમજી શકયો નહીં; અને તેઓને ડોકટર સ્ટ્રીટમાં ઉતારતી વેળા હીરાને વરદી મળી કે બપોરે બે વાગે મોટર પાછી લાવવ'.

હીરો ખાલી કાર પાછી ફેરવી કે ફ્રર્ડ મારકેટ તરફ બાઇ ત્યાં ઉભી રાખતો હતો. તેટલામાં હીરાના ખેરખાહ મિ. ફરેદુન દુબાશ સામેથી મોટર-કારમાં આવતા જણાયા. ઘણે દિવસે મુલાકાત થયેલી હોવાથી ફરેદુને ખેરઆફીઅત પૂછયા પછી તેનું કામ કેમ ચાલે છે તે વિષે જાણવા માંગ્યું, આજે સવારથી કેટલું કમાયો તે સવાલ પૂછતાં હીરાએ પોતાના બે શકમંદ ઉતારૂઓ વિષેની સઘળી હકીકત કહી જે ધ્યાનથી સાંભળ્યા પછી ફરેદુન બોલ્યા:

" વેલ, હીરાજી, હું તમારો જગ્યાએ હોઉં તો પોલીસને

એ વિષેની તુરત ખબર આપું. એક શહેરી તરીકેની તમારી ફરજ છે કે આવા શકમંદ ઠગોને પકડાવવા જોઇએ. વેલ, પોલીસ કંઇ ઘણી દૂર નથી, ત્યાં જઇને ઇનસ્પેકટરને ખબર આપો" આ પ્રમાણે જણાવી ફરેદુન પોતાની મોટર હંકારી ગયા.

મિ. ફરેદુનની સલાહ પ્રમાણે મોટર-કાર બાજુએ લઇ હીરો પોલીસ હેડ ક્વાર્ટર્સમાં દાખલ થયો, અને તેણે વડા ઇનસ્પેકટરને મળવા માંગ્યું. હીરો "બગીવાલા ઇંગ્લીશ" ઘણી અચ્છી રીતે બોલતો હતો; તેણે ત્યાં ખુરસી ઉપર બેઠેલા અમલદારને આ શકમંદ ઉતારૂઓની હકીકત અંગ્રેજીમાં જણાવી. સઘળી બિના સાંભળ્યા પછી ઇનસ્પેકટર મિ. કોટીએ પૂછ્યું. "મિ. શોફર, આ બંને રંગ-રૂપમાં કેવા છે તેનું કંઇ વર્ણન આપશો?"

"જે સૈફુદીન ઉર્ફે સેમ્યુઅલ તરીકે ઓળખાય છે તે ઉંચો અને કદાવર છે. તેના ચહેરા ઉપર સહીગેડનાં ચાર પાંચ ચાઠાં છે અને ઘઉંના રંગનો છે. બીજો ઠીંગણો છે અને ટૂંકી ગરદનવાળો છે. આ ગોરો છે જેને બેરેટના નામે સૈફુદીન બોલાવતો હતો"

'ઠીક પહેલો તો બદમાશ ઉઠાવગીર સૈફુદીન હોવો જોઇએ. વારૂ, તમો હમણા મને ત્યાં લઇ જશો? જોવ, મારી સાથે બે સાદા પોશાકવાલા સિપાઇઓ હું લઉં છું; અને હું પણ સાદા પોશાકમાં સજ થઇને આવું છું; એક બે મિનિટ થોભો." મિ. કોટીએ જણાવ્યું અને પાંચ સાત મિનિટમાં મિ. કોટી પોતાના સિપાઇઓ સાથે મોટર-કારમાં બેઠો અને હીરો પોતાના મન સાથ બડબડયો "વગર ખાધાની મોરચી તે એનું નામ! એ કર્યાં વગર ફોગટનો ફસી મુવો!!"

"મિ. શોફર, કંઇ નહીં, સ્પીડ ગમે તો વધારો. તમો અમને તે ઘર આગલ ઉતારી દૂર મોટર લઇ જઇને ઉભી રાખજો." મોટર કાર પાયધુણી ઉપર આવ્યા પછી મિ. કોટીએ સુચવ્યું.

ઝડપમાં તેઓ ત્યાં આવી પહોંચ્યા અને મિ. કોટી પોતાના સિપાઇઓ સાથ મોટરમાંથી ઉતર્યા. નીચે બેઠેલા બુઢ્ઢા વહોરાજીને "સેમ્યુઅલ સાબ" કયા મજલા ઉપર રહે છે તે વિષે મિ. કોટીએ પૂછયું અને તે બરાબર જવાબ આપે તે અગાઉ તેઓ સડસડાટ ત્રીજે માળે ચઢી ગયા.

ઓરડાના દરવાજા ખુલ્લા હતા અને સેમ્યુઅલ તથા બેરેટ

વચ્ચે તકરાર ચાલતી હતી. મિ. કોટી ત્રીજે માળના દાદરે ચઢી એકદમ અટકી ગયા અને તેઓ શી રકઝક કરતા હતા તે સાંભળતા ઉભા તેઓની તકરાર ઉપરથી એમનો શક વધુ મજબુત થયો: આથી પોતાના સિપાઇઓ સાથે મિ. કોટી એકદમ ઓરડામાં ધસ્યા. સેમ્યુઅલ ઉર્ફે સેફુદીને ન્હાસવાને પ્રયત્ન કર્યો અને મિ. કોટીએ તેને આંટી મારી જમીનદોસ્ત કીધો. સેફુદીન જમીન ઉપરથી ઉઠે તે અગાઉ મિ. કોટીએ પોતાની રીવોલ્વર તેના ઉપર ટાંકી. સિપાઇઓમાંના એકે બેરેટને ગળચીમાંથી સાબુત પકડયો અને બીજા સિપાઇએ તુરત સૈફુદીનનાં હાથમાં બેડી ઠોકી દીધી કે મિ. કોટી બોલ્યા:-સૈફુ-પીછુ સપાટેમે આયા. એ મોતી કયાં રખા હય? નિકાલો; જલદી બોલો." સેફુએ કશો ઉત્તર વાળ્યો નહી અને સિપાઇમાંના એકે કહ્યું:—"સાબ, એ તો બદમાસ બદરૂદીન હયે. ગયે બરસ અમદાવાદકી ચોરીકે લીયે સજા ખાયા, બોઇ હય!"

"પિછાનતા; સબકુ પીચાનતા!" મિ. કોટીએ જણાવ્યું. સૈફુ અને બદરૂદીન કશું બોલી શકયાજ નહીં અને મિ કોટીએ આખા ઓરડાની ઝડતી લેવા માંડી; આશરે પંદરેક મિનિટ પછી એક નાનો 'કેશ બોક્ષ' બિછાનામાં લપટેલો મળી આવ્યો જે મિ. કોટીએ ઉઘાડયો અને પછી તે બોલ્યો "સુરતવાલા મોતીકા બડા વેપારીકો ચોરીકા પત્તા લગા! અચ્છા, લે ચલો." આમ કહી તેઓને નીચે ઉતાર્યા અને મિ. કોટીએ મોટરકાર બોલાવી; તુરત પંચ બોલાવી પંચનામુ લખાવામાં આવ્યું. હીરાને જોઇ આ બન્ને બદમાસો ચકિત થઇ ડોળા ધુરકતા ઉભા; તેઓને મોટરમાં બેસાડવામાં આવ્યા અને મી. કોટીએ અંગ્રેજી માં હીરાને જણાવ્યું—

"આઇ સે, મિ. શોફર, હું તમને મુબારકબાદી આપું છું. આ મોતીની મોટી ચોરીનો પત્તો મેળવી આપનાર માટે રૂ. ૧૦,૦૦૦નું ઇનામ છે જે તમને મળશે ખરૂં!"



પ્રકરણ ૫૦મું.

## "લકિ, રીએલી લકિ."

હીરો તે રાત્રે ઘરે આવ્યો ત્યારે પતેતીના દિવસ જેવી ખુશાલી તેને લાગી; તેની છાતી હર્ષથી ફુલાઇ ગયેલી હતી અને તે પોતે આનંદમાં ગરક થયેલો જણાતો હતો. મિ. ફરેદુન દુબાશની સલાહ

પ્રમાણે ચાલવાથી તે દશ હજાર રૂપિયાનું ઇનામ મેળવવાને ભાગ્યશાળી થયો હતો; આ ખુશ ખ્યાલ તેના મનમાં મજબુત બની રહ્યો અને તે રાત્રે બરાબર ઉંઘી શક્યો પણ નહીં. બીજે દિવસથીજ પોલીસ સ્ટેશન ઉપર અને કોર્ટમાં કેટલાક દિવસો સુધી તેને જવું પડતું, જેથી તેના કામ ઉપર હીરો લક્ષ આપી શકતો નહતો.

સુરત શહેરના મોતીના હીંદુ વેપારીનાં ત્રણ લાખ રૂપિયાના મોતીની ચોરીનો પત્તો હવે પોલીસને બરાબર મળ્યો હતો અને ચારે ચોરો પકડાયા હતા. વીસેક દિવસમાં તેઓનો ગુનાહ ન્યાય મંદીરે પુરવાર થવાથી તેઓ સર્વને સખ્ત શિક્ષા થઇ હતી અને હીરાને ધટતું ઇનામ મળ્યું હતું. આ દિવસથી હીરાના ગ્રહો બદલાયા હોય એમ લાગ્યું અને નસીબદેવી એના ઉપર પ્રસન્ન થઇ કંઇ ને કંઇ રીતે તેને ખુશી કરતી હોય એમ માલુમ પડયું. હવેથી મિ. ફરેદુનને તે પોતાના પિતા તરીકે ચાહતાં શિખ્યો અને તેમનું ફરમાન તે દર પળે માથે ચઢાવવાને તલપી રહેતો. મળેલાં ઇનામનો કેમ ઉપયોગ કરવો તે જાણવા માટે મિ. ફરેદુન દુબાશની સલાહ તેણે અનેક વેળા લીધી. ફરેદુને તે રૂપિઆ બેન્કમાં મુકવાની સલાહ આપી અને તે પ્રમાણે તેણે બેન્કમાં રૂપિઆ મુક્યા.

આ ખુશ બનાવને આશરે ૭ મહિના થઇ ગયા અને હીરો મોટર-કાર હાંકવાના કામમાં વધુ અને વધુ પ્રવીણ થયો. Bom 264 વાલી મોટર-કારે તેને સારૂં ઇનામ અપાવ્યું હતું તેથી તે મોટર-કારને શુભ શુકનની ગણતો હતો અને તે ફેરવીને પોતાના શેઠોની કમાણી વધારી આપવાને તે વધુ ઉલટ ધરાવતો રહ્યો. તે એક દિવસ તે કારના સમારકામમાં મશગુલ બન્યો હતો તેટલામાં મિ. ફરેદુન દુબાશ આવી પહોંચ્યા.

" કેમ હીરાજી, કેમ ચાલેછ ? વળી કાંઇ તમારા સપાટામાં આવ્યું કે ? " ફરેદુને પૂછયું.

" નહીં સાહેબ, એમ ઘડી-ઘડી તે કંઇ મળે ? એ મારી કાર "લકિક" તો છે, એટલે કોઇ દહાડો કંઇ પાછું લાવે ખરી ?"

" વેલ, તમો હાલ ગ્રાંન્ટરોડ તરફજ રહોછ કે ?"

" હાજી, " હીરાએ ટુંકમાં કહ્યું.

" ખાવાનું તો હોટેલમાંજ રાખ્યુંછની ! "

" હાજી. "

" તમારાં શેઠાણીનો પછી કંઇ પત્તો મળ્યો કે "

"નહીંજી કંઇ ફશું જણાયું નથી. મેં અંકલેશ્વર પણ ત્રણ કાગળો લખી પૂછાવ્યું 'તું, પણ ત્યાંથીઓ લખેછે કે કશી ખબર મળી નથી. બાઇજીનાં માયજીનાં ઓળખાણવાલાં મહેરબાઇ મોદીને પણ હું બે વખત પૂછી આવેલો અને તેવણ બિચારાં પણ શેઠાણી વિષે કશું જાણતાં નથી. કોણ જાણે જીવતાં છે કે અનેક દુઃખો પડવાથી આપઘાત કરી મરી ગયાંછ તે કંઇ માલુમ પડતું નથી."

"ઠીક, બાઇ જીવતાં હશે તો કોઇ દહાડો પત્તો મળશે ખરો ! પણ જોવ, મિ. હીરાજી, આજે હું તમને ખાસ મળવા આવ્યોછ તેનું કારણ એછ કે તાતાવાલાઓ સાકચીમાં આયર્ન એન્ડ સ્ટીલ કંપની કાઢેછ તેના ઓર્ડિનરી અને ડીફર્ડ શેરોમાં તમારા ચાર-પાંચ હજાર રૂપીયા રોકો તો સારૂં છે. પાછલથી એમાં તમને ફાયદો છે.—તમો ૫૦ શેરો ઓર્ડિનરી લેઓ અને પાંચ ડીફર્ડ શેરો લેઓ."

"આપ જેવી સલાહ આપશો તે પ્રમાણે ચાલવાને રાજી છુંજી. હું તો એમાં કંઇ સમજતો નથી. આપે મારી મરજી પૂછવી નહીંજી. આપ મારા મુરબ્બી છો એટલે જે કંઇ આપ કરશો તે મારાં ભલાં માટેજ કરશો એવી મને ખાત્રી છેજી." હીરાએ કહ્યું.

"ઠીક, ત્યારે હું તમારે નામે એટલા શેરો લઇશ."

"હાજી, ખુશીથી લેજો. જેમ આપની નેક નજરમાં આવે તેમ કરજોજી,—પણ મુરબ્બી મારે એક વાત આપને પૂછવીછ."

"હં ! બોલો, શું કહેવાનું છે ?"

"સાહેબ, હું સાથે સાથે હવે કંઇ વેપાર કરૂં તો સારૂં !"

"નહીં, હીરાજી, તમો હાલ આઓ નોકરીજ કરો. તમો હર વખતે તો કહો છો કે તમારી મોટર-કાર નસીબવંતી છે અને તેને તમો હાલ છોડવાના નથી." ફરેદુને જણાવ્યું.

"હાજી તે 'લકિ' છે." હીરો હસીને બોલ્યો." મારી મોટરની નોકરી કરવાનું કામ હમણા હું છોડશ નહીંજ, પણ સાથે કંઇ વેપાર કરૂં તો ઠીક,"

"કેમ લોભી, વધારે થયા કે ? વેપાર કરવાનું કંઇ ખાવાનું કામ નથી, હીરાજી હાલ જરા ધીરજ ધરો. વધુ રકમ એકઠી થાય પછી ખુશીથા વેપારમાં ઝીપલાવજો."

"આપ જે રસ્તો દેખાડશો તે રસ્તો લઇશ." હીરાએ જણાવ્યું.

" ઠીક, ત્યારે તમારે માટે હું હાલ શેરો બદલશ. સાહેબજી ! " ફ્રેડુને કહ્યું અને પોતાની કારમાં બેસી તુરત હંકારવા માંડ્યું અને હીરો પાછો પોતાને કામે વળગ્યો. રીપેર-કામ તે લગભગ પુરૂં કરવા આવ્યો હતો અને ફીટર સાથ વાત કરતો ઉભો હતો તેટલામાં એક હીંદુ મહેતાજી હીરાને મળવા આવ્યો.

" આપનું નામ હીરાજી !" પેલા હીંદુએ પૂછ્યું.

" કેમ, શું કામ છે ? " હીરાએ ડોળા ચઢાવી સવાલ કર્યો.
" આ એ કાર્ડ મારા શેઠજી સુરજી નારાયણજીએ મોકલાવ્યો છે અને આપને બંગલે બોલાવ્યા છે. આપ મારી સાથે હમણા ત્યાં પધારો તો શેઠ ખુશી થશે. "

" પણ કામ શું છે ? " હીરાએ ફરી પૂછ્યું. " તે મને ખબર નથી. " પેલા હિંદુએ કહ્યું.

" તમારા શેઠ ક્યાં રહેછ ? "

" મલબાર હીલ ઉપર. "

" તમારા શેઠને કોઇ શોફર-બોફર જોઇએ છે શું ? " હીરાએ પૂછ્યું.

" તે મને ખબર નથી. "

" કંઇ અગત્યનું કામ છે ? "

" તે હું કશું જાણુતો નથી; એટલુંજ કે શેઠજી આપને મળવા ખુશી છે. "

" શું માથું ફોડવા માગેછ ?" હીરાએ સહેજ તપી જઇને કહ્યું. " હું કંઇ કોઇ બીજી નોકરીએ હાલ જોડાવાનો નથી. જાઓ, તમારા શેઠજીને કહો કે મારી મરજી હાલ બીજે કેઠે શોફર તરીકે રહેવાની નથી. "

" પણ આપ શેઠને મળી જાઓ અને પછી શેઠ સાથેજ વાત કરો તો ઠીક. "

" જોવ બા. મને મારો વખત ફાજલ નથી; જમીને બાર વાગે તો મારે વરદી છે ત્યાં જવાનું છે. "

" હજી તો દશ વાગવાના છે, માટે આપ મારી ગાડીમાં આવશો તો સાડા દશમાં પાછા અત્રે ફરી શકશો. "

" ઠીક ઉભા રહો. " હીરો બોલ્યો અને પછી બડબડયોઃ " આ એ ઢેડનો ખાધો કોઇ જબરો ચીબાવલો મળ્યોછ ! "

પંદરેક મિનિટમાં હીરો પેલા હીંદુ સાથ ગાડીમાં બેસી મલબાર હીલ ઉપરના કુશાદે બંગલામાં આવી પહોંચ્યો જ્યાં લક્ષાધિપતિ શેઠ સુરજી નારાયણજી રહેતા હતા. સુરજી શેઠ મુંબઇના સુતર–કાપડના મોટા વેપારી તરીકે જાણીતા હતા. આ શેઠ જેટલા કરકસરીઆ હતા તેટલાજ ઉદાર દિલના હતા. વળી ગરીબોની દાઝ હૈયે ધરી તેઓનું ભલું કરવાને હંમેશા તેઓ આતુર હતા. વૃદ્ધાવસ્થામાં તેઓ પૈસે ટકે આબાદ બની અમન–ચમનમાં વખત પસાર કરતા હતા. બીજી ધણીયાણીનાં પેટે શેઠની ૫૬માં વર્ષની ઉમ્મરે એક પૂરો બેટો જન્મ પામ્યો હતો અને તે બાળક–બેટો હાલ દશ વર્ષની વયનો થયો હતો. આ બેટા પ્રત્યે તેમને ઘણો ચાહ હતો અને તેને હેત અને લાડથીજ ઉછેરવામાં આવ્યો હતો. શેઠ સુરજી દેખાવે ઉમની વય કરતાં ન્હાના દીસતા હતા અને બોલવા ચાલવામાં સભ્ય જણાતા હતા. ફઝી ચેર ઉપર લેટી તેઓ " મુંબઇ સમાચાર " વાંચતા હતા, તે વેળા હીરો પેલા હીંદુ સાથ બંગલાના ઓટલા ઉપર દાખલ થયો, અને પેલા હીંદુ મહેતાજીએ ખબર આપી કે હીરાજી શેઠ આવી પહોંચ્યા હતા. હીરાને જોઇ શેઠ સુરજીએ વર્તમાન પત્ર બાજુએ મેલી દીધું અને પછી તેઓ બોલ્યાઃ–

" પધારો, હીરાજી શેઠ, પધારો, બેસો, બાઇ, ખુરસી ઉપર બેસો તમને દીઠે આનંદ !"

હીરાએ કશો ઉત્તર વાળ્યો નહીં અને તે ગુપચુપ ગાદીવાલી ખુરસી ઉપર બેઠો.

"આપ ભાઇને જોઇને હું ઘણો ખુશી છું.' સુરજી શેઠે કહ્યું " આપને અત્રે બોલાવવાની મારી મતલબ આપ જાણતા હશો. આપનો જેટલો ઉપકાર હું માનું એટલો થોડો છે." હીરાએ ટગર ટગર સુરજી શેઠ તરફ જોયા કર્યું અને પછી તે મન સાથ બડબડયો; "એ ડોકરો ચસકી ગયેલો છે શું ! એ ઉપકાર શાનો માનતો હશે !"

" આપે પરમ દિવસે મારા એક પૂરા પ્યારા ચિરંજીવીનો કીંમતી જાન બચાવ્યો છે તે માટે મારા મુખે આભાર દર્શાવવા મેં આપને બોલાવ્યા છે."

" પરમ દિવસે ભુલેશ્વર નજદીક જે અકસ્માત થતો બચી ગયો તે વિષે આપ કહેતા હશો, પણ તેમાં મેં કશું મહાભારતકામ કર્યું નથી; મેં તો એક સારા શેહેરી તરીકે મારી ફરજ બજાવી છે." હીરાએ અદબવાળી જણાવ્યું.

"મારો ઘોડાવાળો અને મારા મુનીમ કહે છે કે આપે સમયસૂચકતા વાપરી આપણી મોટર-કાર ઝડપથી બાજુમાં નહીં લીધી હતે અને તે થોભાવી આપે મોટરમાંથી ઉતરીને ઘોડાને ઝડપમાં પકડયો નહી હતે તો ભયંકર પરિણામ જોવા હું પામતે."

"હા, શેઠ, આપનો ઘોડો તોફાની બન્યો હતો એ વાત ખરી અને જોશમાં જતાં મારી મોટર સાથ અફડાઇ કંઇ નુકસાન કરતે ખરો!"

"પાંચ દશ હજારનું નુકસાન થતે તેની મને ફીકર નહોતી." સુરજી શેઠ તુરત બોલી ઉઠયા. 'મારો એક પૂરો બેટો ઇશ્વર કૃપાથી અને આપની મદદથી બચવા પામ્યો છે એ માટે હું પરમેશ્વરનો આભાર માનું છું." આમ જણાવી શેઠ સુરજીએ મહેતાજીને હુકમ કર્યો; "મહેતાજી, નાના શેઠ લાલજીભાઇને બોલાવો.

થોડીક પળમાં શેઠ સુરજીનો છોકરો લાલજી હાથમાં નાની બંદુક લઇ દોડતો આવી લાગ્યો અને હીરાને ત્યાં બેઠેલો જોઇ તે શરમાઇ ગયો અને બોલ્યો:-

"બાપા, એજ હતા; તે દિવસે ઘોડાને એ ભાઇએ પકડયો હતો!"

"ઠીક, ત્યારે લાલજીભાઇ, શેઠને હાથ જોડી નમસ્કાર કરો," તાબેદાર બેટાએ પોતાના પિતાની આજ્ઞા પાળી અને સુરજી શેઠે હીરાને પૂછયું;

"આપનું નામ તથા આપના પિતાનું નામ શું?"

"હીરાજી કાવસજી" હીરાએ પોતાનું નામ જણાવ્યું અને સુરજી શેઠે ખુરસીઉપરથી ઉઠી ટેબલ નજદીક જઇ કંઇ લખ્યું અને પછી તે બોલ્યો;

"શેઠ હીરાજી આ ચેક લેઓ તમારે લાયક કશું નથી. મારી તરફથી રૂ. ૭૦૦૧ નો મુંબઇ બેંકનો આ ચેક છે તેનું સ્વીકારશો.."

હીરો તાજુબ થઇ ખુશાલીમાં લીન બન્યો અને તે ગભરાતો બોલ્યો:-"શેઠજી, મેં—મેં કશું એવું કામ કર્યું નથી કે—આટલી મોટી રકમને લાયક હું થાઉં. તમારી મહેર મહેરબાની માટે ઉપકાર માનુંછ."

"નહીં હીરાજી શેઠ, ઉપકાર તો મારે માનવો જોઇએ. આપે મારા લાડકા ચિરંજીવનું રક્ષણ કરવાને બનતું કર્યું, છે હું ઇચ્છું છું કે આપ જેવા ભલા અને હીંમતવાન જવાનને મારે ત્યાં નોકરીએ રાખું. આપને આપની નોકરી પસંદ છે ! "

"હા, શેઠજી પસંદ છે. એ નોકરીએ મને અગાઉ પણ રૂપિયા દશ હજારનું ઇનામ અપાવ્યું હતું." હીરાએ જણાવ્યું.

"હો હો ! ખુશીની વાત. આપ લાયકને લાયક ઇનામ મળવુંજ જોઇએ, પણ સાંભળો, હીરાજી શેઠ, આપને કંઇપણ પ્રકારની મદદ જોઇતી હોય તો શરમાશો નહીં."

"વારૂ, શેઠજી, હું ઘણો ખુશી છું કે આપ જેવા મોટા શેઠ મુજ જેવા ગરીબ ઉપર આટલી બધી મહેરબાની દેખાડો છો, હું હવે રજા લઇશ. શેઠ, મને મોડું થાયછ; હું આપનો ફરીથી આભાર માનીને જવાની રજા લઉ છું, સાહેબજી !" આમ કહી હીરાએ સર્વને સલામ કરી જવા માંડયું અને સુરજી શેઠ બોલ્યા:

"મહેતાજી શેઠ હીરાજીને આપણી ગાડીમાંજ મોકલો. અમરસિંહ ગાડીવાલાને કહો કે શેઠને પહોંચાડી તાકીદે પાછો ફરે."

ઉતાવળે હીરો ગાડીમાં બેઠો અને નીચલા અંગ્રેજી બોલો મનમાં બડબડયો:—" લકિ, રીઅલી લકિ !" ( Lucky, really lucky ! )



## પ્રકરણ ૫૧ મું.

## " હીરા "નો હોમી."

નસીબ દેવીનાં નખરાં કંઇ ઓર છે, જ્યારે તેણી પ્રસન્ન થાય છે ત્યારે એક પળમાં તેણી રડતાને હસાવે છે અને રંકને રાય બનાવે છે. જ્યારે તેણી રૂઠે છે ત્યારે અમીરને ફકીર બનાવે છે અને સુખીને દુ:ખી કરે છે. જેના ઉપર ખુદાની મહેરબાની હોય છે તેના ઉપર નસીબ દેવી તરફથી રૂપા સોનાના અને હીરા મોતીનાં ફુલોનો વરસાદ એકાએક વરસતો રહે છે,

કવિએ કહ્યું છે તે સત્ય છે:—

" તગદીર આડું પાંદડું, પળમાં પલટઇ જાય,
પ્રભુ ઇચ્છાથી રંક પણ રાજ્યપદે પૂજાય."

Bom. 264 વાળી મોટર-કારે હીરાનું નસીબ ખરેખર ફેરવ્યું હતું. શુભ ચોઘડીએ ખંડાળામાં મિ. ફરેદુન સાથ હીરાને આકસ્મિક ઓળખ થઇ અને તે ઓળખ અજબ સંજોગ વચ્ચે પાછી સજીવન થઇ. ફરેદુન દુમાશ સાથની ઓળખ અને સંગતથી હીરાની ચઢતીનું સાર્થક થયું. ફરેદુનની મદદથી તે આગલ વધતો રહ્યો અને તેમની સલાહ પ્રમાણે ચાલવાથી તે સુખી અને આબાદ બનતો ગયો. આબાદી છતાં મોટર-કાર હાંકવાની નોકરી તેણે છોડી નહીં. બીજાં પાંચ વર્ષ સુધી તેની જીંદગી સુખ અને આનંદમાં પસાર થઇ, પણ જાણવા જોગ બનાવો યા ફેરફારથી તે નિરાળી રહી. આ મુદ્દત દરમ્યાન ફરેદુન દુમાશ હીરાના એક ખરા મિત્ર અને સાચ્ચા સલાહકાર તરીકે માયા-મહેરબાની દેખાડતા રહ્યા અને તેને સારે રસ્તે દોરવતા રહ્યા.

હીરાના ચહેરામાં હવે ફેરફાર થયો હતો જો કે બાડી આંખમાં તો કશો સુધારો થયો ન હોતો; તેનું શરીર મજબુત અને કદાવર બન્યું હતું અને તે વધુ ચપળ અને ચલાક થયો હતો. ઇ. સ. ૧૯૧૨ના આખરના દિવસો હતા જે વેળા હીરાએ વેપારમાં ઝોપલાવવા અને 'શોફર'ની નોકરી છોડી દેવા ધાર્યું કચ્છયું. બે-ત્રણ વેળા તે મિ. ફરેદુનને મળ્યો અને કયા વેપારમાં ઝોપલાવવું સલાહકારક થઇ પડશે તે બાબે વિચાર ચલાવવા લાગ્યો. ફરેદુન દુમાશની સલાહથી આખરે ઇ. સ ૧૯૧૩ના જાનેવારી માસથી હીરાએ કોલસાના વેપારમાં ઝોપલાવ્યું અને ફરેદુનનો લાગવગ હીરાને ઘણો કામે લાગ્યો. તેમની એક ચીઠ્ઠીથીજ હીરાનું કામ ફત્તેહ સાથ પાર ઉતારી શકાતું હતું. પાંચ છ મહિનામાં હીરાની આવક કુદકે અને ભુસકે વધતી ગઇ અને ઘરાકોનું લીસ્ટ મેવડું થતું ચાલ્યું. ૧૯૧૪માં કમાવાનો વખત હતો અને હીરાએ તેનો લાભ સારી રીતે લીધો હતો. હવે હીરાની વેપારી આંખો વધુ અને વધુ ખુલતી રહી અને તે ચાલાકી ખંત અને ઉદ્યોગથી દરેક કામમાં ફત્તેહ મેળવતો ગયો. ૧૯૧૪નું સાલ ખચ્ચીત હીરા માટે ભાગ્યશાળી હતું અને આ વર્ષના છેલ્લા મહિના તો હીરાની નવી તીજોરી ભરપૂર કરનારા હતા. હીરાની કમાણી આસરે અડધો લાખ ગણાઇ હતી અને તે મિ. ફરેદુનની મદદને ઘણે ભાગે આભારી હતી. હીરા માટે ૧૯૧૫નું સાલ પણ તેટલુંજ બલકે તેથી વધુ શુભ અને આબાદ હતું. પરેલ ખાતે જમીન ખરીદી એક સારો બંગલો હીરાએ બંધાવ્યો હતો અને પોતાનાં મર્હુમ માતાજી વીલરબાઇના નામ ઉપરથી તે બંગલાનું નામ "વીલર વીલા" આપ્યું હતું. હવે તે પોતાના ગુજરેલ મામા માકાદારૂ સાથ પરેલ વીલર વિલામાં રહેતો હતો; હીરાના મમઇજી ચાર ચાર વર્ષ અગાઉ બહેસ્તનશીન થયા પછી મોબેદ માકાદારૂ

મુંબઇ આવીને પોતાના એક વેળાના તોફાની પણ ભાગ્યશાળી ભાણેજ સાથ રહ્યા હતા. આ વર્ષની આખેરીએ મિ. ફરેદુને હીરા માટે સુખ દુઃખની ભાગીએણ શોધી કાઢી હતી; ફરેદુનના ભાઇ એરચશાહની એક પૂરી બેટી પરીન સાથ ગોઠવવાને તેમનો વિચાર હતો અને હીરો તેણી સાથ પરણવાને ખુશી હતો, પરંતુ એના મામાજી માકાદારૂએ વાંધો ઉઠાવી હીરાને સમજાવ્યો હતો કે બહેદીનની છોકરી સાથ તે નહીં પરણે અને એક અથોરનાનની છોકરી સાથેજ શાદીના ગાંઠથી જોડાય તો ઘણું સારૂં. કેટલાક દિવસોની તકરાર અને મુઝવણ પછી હીરાને એના મામાની પરવાનગી મળી અને મહિનાઓની ખટપટ પછી હીરો ૧૯૨૭ની શરૂઆતમાં પરીનબાનુ સાથ ધામ–ધુમથી પરણી ગયો. પરીનબાનુને "હીરાજી" નામ પસંદ પડયું નહોતું જેથી લગનના બીજે દિવસથીજ તેણીએ હીરાનું નામ હોમી પાડયું. ખુદાની મહેરથી બંને સુખ–સંપમાં દિવસો પસાર કરતાં રહ્યાં અને દિન પર દિન હોમીની આબાદી વધતી ગઇ.

* * * * *

"નહીં, પરીન વહાલી, હું એ કમબખ્ત કાવત્રાંબાજ વોકરા કાદરમીંયાથી ડરવાનો નથી, જો કે એ મારાં કામમાં અનેક અડચણો નાંખેછ અને મારાં ધરાકોને ઉંધું–ચતું સમજાવી પોતાની કોલ્યરિનો કોલસો મારો ધરાકોમાં આપવા માટે અનેક યુક્તિઓ કરેછ." લગ્ન પછીના આશરે આઠેક મહિના વહી ગયા પછી એક શનિવારે રાત્રે દ્રઝાચેર ઉપર પડીને હોમી ઉર્ફે હીરાજી પોતાની પ્યારી મહેરદાર પરીનને જણાવતો બેઠો હતો. "જે દહાડેથી મારી ચઢતી થઇછ તે દિવસથી એનાથી જોઇ શકાતું નથી; એનાં આંગમાં અદેખાઇનો આતસ જળી રહ્યોછ. મુરબ્બી ફરેદુને મને બે–ત્રણ વખત ચેતાવ્યો તો,' પણ, જો મને થંડી લાગેછ, જરા બ્લેન્કેટ ઓઢાડ, ડીઅર."

"ડીઅર હોમી, બે ત્રણ દિવસો થવા એ વોકરાજીને નામનાજ વિચાર કર્યા કરોછ તેથીજ તમારી હેલ્થ બગડેછ. જોવ, મારૂં માનો તમો હવે જરા ગરમ દુધ કે કોકો લઇને પોઢી જાવો. એ 'રાસ્કલનું' નામજ બાળી મૂકો." પરીને સમજાવીને કહ્યું.

"મેંજ ભુલ કીધીના? ગયા શનિવારે સાંજે મેં એને ત્યાં કોફી પીધા પછીજ મારો જીવ બગડવા લાગોછ. હું જાણુંછ કે એ કમબખ્ત–મારો દુશ્મન થઇને ફરેછ.–તે છતાં એના ઓફીસમાં મેં કોફી પીધી! એ મેં ભુલજ કીધી."

"તમો ડીઅર એ વિચારજ કાઢી નાંખો" પરીને આજીજી કરી કહ્યું. "ચાલો, હોમી ડીઅર, હમણા જરા દુધ લઇને પોઢી જાવો. સવારે હરતા રમતા ઉઠજો."

"શું ઉઠું જો !—મારૂં માથું સખ્ત દુઃખેછ-કમ્મરમા તો જબરૂં દુઃખ થાયછ.-જો, ડીઅઅઅર, ટેલિફોન કરી—ડોકટર મહેતાને બોલાવ ને મુરબ્બીજીને પણ ખબર આપ. હું પલંગપર જઇને પડુંછ. મામાજીને કંઇ જણાવતી ના,—એવણ તો—હવે પોઢી ગયા હશે."

પરીન બેચેન બની; તેણીએ ત્રણેક ઠેકાણે ટેલીફોન કરી હોમીની તબીયતની ખબર પહોંચાડી. આશરે દશ વાગ્યા પછી હોમીની તબીયત વધુ બગડી. ડોકટર મહેતા આવી લાગ્યા; મિ. ફરેદુન તેમજ હોમીના સસરા મિ. એરચશાહ પણ હોમીને ત્યાં આવી પહોંચ્યા. ડોકટરે હોમીને તપાસીને દવા મોકલી આપી. દવા લીધા છતાં કશો ફાયદો જણાયો નહી, અને હોમીની આખી રાત તદન બેચેની અને વાસવીસમાંજ પસાર થઇ. બીજે દિવસે ડો. મહેતા ફરીથી આવીને તપાસી ગયા; હોમીની હાલત વધુ અને વધુ બગડતી ગઇ. ત્રીજે દિવસથી જાણીતા ડોકટરો ગીલ્ડર અને જેક્સનની સલાહ લેવામાં આવી. આ ડોકટરોનાં મત પ્રમાણે હોમી "ટાઇફોઇડ ફીવર"થી પટકાયો હતો. ડોકટરની તપાસ પછી હોમીનાં નાકમાંથી લોહી વહેતું રહ્યું. બીજે દિવસે "રેશ"નાં ચીહનો દેખાવા લાગ્યાં અને સાંજ પછીથી હોમીએ લવારો કરવા માંડયો; આવી હાલત હોવાથી બનતી વાકીદે નર્સ રાખી ચાંપતી સારવાર કરવા ડોકટરે ફરમાવ્યું અને તેજ દિવસે મીસ શાર્પ નામની નર્સને રોકવામાં આવી.

---

## પ્રકરણ પરમું.

## પૈસા માટે દગો.

"વેલ, મિ. ફરેદુન, હું ઇચ્છું છું કે રાતને માટે પણ એક જુદી નર્સ રાખો તો ઠીક." ડોકટર જેકસન જે ડો. મહેતા સાથ હોમીની તપાસ અર્થે આવ્યો હતો તેણે બીજે દિવસે હોમીના કાકા સસરા મિ. ફરેદુન દુબાશને અંગ્રેજીમાં જણાવ્યું, અને ફરેદુને જવાબ આપ્યો.

"હાજી, આપ જેમ કહેશો તેમ કરીશુ." "હું ધારૂંછ કે મીસીસ પર્સી જેણી કોલાબા સ્ટેશન નજદીક રહેછ તેણીને બોલાવશો તો તેણી સારી માવજત કરી શકશે.—જો હાલ તેણીના હાથમાં કેસ નહીં હશે તો તેણી જરૂર આવશે."

"આપ સાહેબજ તેણી માટેનો બંદોબસ્ત કરી આપો તો મહેરબાની." ફરેદુને અરજ કરી જણાવ્યું.

"ઠીક, ત્યારે હું ટેલિફોન કરી પુછાવી જોઇશ." ડોકટરે કહ્યું.—"વેલ, અહીં ટેલિફોન તો છે. જરા નંબર ૪૦૩૩ માંગોની."

ફરેદુને નંબર માંગ્યું અને તે નંબરનું જોડાણ થતાંજ "હલો ! હુ આર યુ ?" નો ઉત્તર મળ્યો.

"હલો, તમો નર્સ મીસીસ પર્સી છો ?" ફરેદુને અંગ્રેજીમાં પૂછયું.

"હા, શું કહોછ ? તમે કોણ ?"

"ડો. જેકસન તમો સાથ વાત કરવા માંગેછ." ફરેદુને કહ્યું અને પૂછયું, "મહેરબાનો કરી એક બે મિનિટ થોભશો. ?"

પછી રીસીવર બાજુએ રાખી મિ. ફરેદુન બોલ્યા; "ડોકટર, મીસીસ પર્સી પોતે આવ્યાંછ; આપ વાત કરશો. ?"

ડોકટરે વાત કરવા માંડી અને મીસીસ પર્સીએ સાંજે સાત વાગે મિ. હોમીને ત્યાં વીલર વિલામાં હાજર રહેવાને વચન આપ્યું.

નર્સ મીસીસ પર્સી બરાબર વખતસર આવી પહોંચી અને નર્સ મીસ શાર્પ પોતાની 'ડયુટી' ઉપરથી ફારેગ થઇ. હોમીની હાલત ધાસ્તીથી મોકલી નહોતી જેથી નર્સ મીસીસ પર્સી ઉલટ અને ખંતથી હોમીની સારવાર માટે આખી રાત જાગૃત રહી. એક ખરી નર્સને છાજતા ગુણો મીસીસ પર્સી ધરાવતી હતી અને દર્દીઓ તરફ હેત અને માયાળુ લાગણી દેખાડી સારવાર કરવામાં તેણી પોતાનું તન અને મન હંમેશા રોકતી હતી.

બીજે દિવસથી હોમીની તબીયતમાં કંઇક સારો સુધારો થતો જણાયો. સાંજ પડતાં ફીવર જે વધતી હતી તે આ દિવસથી થોડી ઓછી માલૂમ પડી, અને ડોકટર જેકસન જયારે પાછા તપાસવા આવ્યા ત્યારે હોમીની હાલત સુધરતી જોઇ ખુશી થયા. બે દિવસો સુધી સુધારાના ચિહનો દેખાયાં, પણ ચોથે દિવસે હોમીની તબીયતમાં એકાએક પાછો બિગાડો થયો; આ બનાવથી ભલી નર્સ મીસીસ પર્સી દિલગીર થઇ અને પોતાની જહેમતનું સારૂં ફળ નહીં મળવાને લીધે તેણી નિરાશ બની. ડો. ગીલ્ડર અને ડો. જેકસનને ફરીથી બોલાવવામાં આવ્યા. જે વેળા નર્સ મીસીસ પર્સી પણ હાજર હતી. ડોકટરોએ તપાસ કર્યા પછી થોડીક પળ તેઓએ મસલત ચલાવી અને ડો. જેકસને 'પ્રીસ્ક્રીપશન' લખવા માંડયું.

મને લાગેછ કે કેસ બગડતો જાયછ; મને સમજ નહીં પડતી કે એકાએક આવો બિગાડો કેમ થયો !" ડો. જેકસને હોમી માટેનું 'પ્રીસ્ક્રીપશન' લખ્યા પછી નર્સ મીસીસ પર્સી અને મીસ શાર્પને જણાવ્યું.

"રાતથીજ બેચેની વધીછ." મીસીસ પર્સીએ કહ્યું. રોજ રાત્રે બે ગોળીઓ લેછે તે ગોળીઓ પણ લીધી હતી."

"નહીં, મને તો બપોરથીજ સહેજ બિગાડો જણાયો હતો." મીસ શાર્પ ધ્રુજતે અવાજે બોલી, "મેં સાંજે મિ. ફરેદુનને તે વિષેનો ઇસારો કીધો હતો."

"ઠીક, આજે દવા બદલી છે. દર ત્રણ કલાકે દવા આપવીજ જોઇએ, મીસ શાર્પ, આજે ટેમ્પરેચર દર બે કલાકે લેતાં રહેજો."

"હા, સાહેબ, હું ચોક્કસ રહીશ."

"મીસીસ પર્સી, તમો રાતનાં મને ટેલિફોનથી હકીકત જણાવશો." ડા. જેકસને પોતાની મોટરકારમાં બેસતી વેળા જણાવ્યું.

* * * * * *

"હા, હું કહું છું કે મીસ શાર્પને એકદમ રજા આપવી જોઇએ. આજે ઘડીએ તે ચાલી જાય તો સારૂં!" મિ. ફરેદુન હોમીના ધણીયાણી પરીનને ત્રીજે દિવસે બપોરે લાલચોળ થઇ કહેવા લાગ્યા. "અને જે ખબર મળીછ તે ખોટી નથી. કાલેજ મીસીસ પર્સીએ કંઇક શક દેખાડયો હતો અને આજે એ પાજી વહોરાજી કાદરમિંયાનાં બબા મુનીમ મોતીલાલે જે વાત મને કીધીછ તેથી તો હું અહીં તુરત પાછો આવ્યોછ. એ બદમાસને—"

"કાકાજી, જરા શાંત થઇને વાત કરો. મને કંઇ સમજ પડતી નથી" પરીન બોલી.

"એ વહોરાજીનાંજ કારસ્તાન છે. એ પાપીની આંખમાં હોમી ખૂંચ્યોછ. તેપરની હરિફાઇમાં એનાથી દેખી શકાતું નથી. હોમીએ પોતાની મીઠી જબાન અને ઇમાનદારીથી એના બધાં ધરાકો હાથ કીધાંછ તેનું એ હવે વેર લેછ. ગઇ રાત્રે મીસ શાર્પ એને બંગલે ગઇ હતી અને ત્યાંથી રૂપિયા ૧૦૦૦) લઇ આવીછ. આ રુપિયાને ખાતર એ કમબખ્ત નર્સે મારા હોમીને વધુ અને વધુ સીક પાડવાનું માથે લીધુંછ..."

"આ! ખરેખર?" પરીનબાનુ ચોંકીને બોલી ઉઠી. "અરે ત્યારે એને હમણાને હમણા કાઢી મૂકો. કાકાજી, એને ગરદન મારો."

"એને કાઢી મુકવા કરતાં પોલીસના હાથમાં આપવાનો વિચાર હું કયારનો કરૂંછ. તારા બાવાજીને હમણા મળુંછ અને એ ડાકણનો ઘાટ ઘડુંછ."

"પણ કાકાજી, એ ખટરાટ આપણે હમણાં કયાં કરીશું!" પરીન બોલી.

"હા, હોમીની આવી ધાસ્તી ભરેલી હાલત વખતે એ પીડામાં પડી શકાય એમ નથીજ. કાલે મીસીસ પર્સી કહેતી હતી કે મીસ શાર્પ હોમીને દવા બરાબર આપતી નથી અને ચીડવ્યા કરેછ એમ હોમી તે દહાડે રાતના ઉંઘમાં બડબડતો હતો. એ શક હવે ખરો પડયોછ. હું હમણાં મીસીસ પર્સીને ટેલીફોન કરી બોલાઉંછ અને આજે કારસ્તાનની કુતરીને હમણાજ અહીંથી ચાલી જવા કહુંછ. ડોકટર જેકસનને પાછા બોલાવવા જોઇશે અને આએ બધી હકીકત કહેવી પડશે."

" હાજી; કાકાજી, તમારી નેક નજરમાં જેમ લાગે તેમ કરોજી. ખુદા મારા હોમીને જલદી આરામ કરે તો બસ ! "

" દીકરી, તું હોમીના મામાજીને એ વિષે કંઇ હમણાં કહેતી ના, બિચારા વગર ફોગટના મુંઝી રહેશે. "

" નહીજી, એવાને એ બધું હમણાં શું કહું જો ? " ધરીને જણાવ્યું, અને મિ. ફરેદુન ગુસ્સામાં હોમીના ઓરડામાં દાખલ થયા. ધિક્કારની નજરથી મીસ શાર્પ તરફ જોઇ પાછા બહાર નીકળ્યા, ડ્રૂઇંગ રૂમમાં આવીને પાછા બેઠા અને ઘરમાંના નોકરને ફરમાવ્યું કે મીસ શાર્પને હોમી શેઠના ઓરડામાંથી ઇસારત કરી બોલાવી લાવવી.

જેવી મીસ શાર્પ આવી પહોંચી કે ડોળા ઘુરકાવી ફરેદુને અંગ્રેજીમાં જણાવ્યું.

" તમારી નોકરી અમને જોઇતી નથી, માટે આએ પળે તમો એકદમ આ બંગલો છોડી જાઓ. ધિક્કાર પડજો તમારાજેવી બદમાસ નર્સો ઉપર ! "

" હું અજબ થાઉં છ કે તમો શું બકોછ ? મને લાગેછ કે તમારાં મનની સ્થિતિ બરાબર નથી. તમો કેવા બોલો બોલો છો ! " મીસ શાર્પે ઠંડે કલેજે કહ્યું.

" વેલ, મીસ શાર્પ. તમો તમારૂં ડહાપણ વધુ નહીં વાપરો તેટલું સારૂં ! તમો આ પળે એકદમ આ બંગલો છોડી જાઓ, નહીં તો હું તમને પોલીસના હાથમાં સોંપીશ. "

" મને તમારી નોકરીની કશી પરવા નથી, પણ તમો શા સારૂ આટલું બધું બોલો છો ? "

" હું તમો સાથ વધુ વાત કરવા ઇચ્છતો નથી. " મિ. ફરેદુન તપી જઇ બોલ્યા.

" હું પણ તમો સાથ વાત કરવાને ઇચ્છતી નથી. લેઓ, હું ચાલી. મારો પગાર ચુકવી આપો. " મીસ શાર્પે નફટાઇથી જણાવ્યું.

પગાર વિષે થઇ રહેશે. તમો હમણા એકદમ ચાલીજાઓ, "

" ઓલ રાઇટ ! " બોલ બોલી મીસ શાર્પ ટોપી પહેરીને ધસારાબંધ ગુસ્સામાં બંગલાની બહાર ચાલી ગઇ.



## પ્રકરણ ૫૨મું.
## " સૌ સારૂં જેનું સેવટ સારૂં "

નર્સ મીસ શાર્પને હાંકી કાઢવામાં ફરેદુને ડહાપણ વાપર્યું હતું. વહોરાજી કાદરમિયાં હોમીનો વેપારમાં હરીફ હતો અને તે હોમીને વેપારમાં નુકસાન પહોંચાડવાને અનેક યુક્તિઓ રચતો હતો. તે દિવસે હોમીને કોફી પીવરાવી હતી તેમાં પણ કંઇક દગો રચ્યો હતો એવો હોમીને શક ગયો હતો. જ્યારે કાદરમિયાંને હોમીની માંદગી વિષે ખબર પડી ત્યારે નર્સ મીસ શાર્પને લાંચ આપી તેણે હોમીની જીંદગીને કંઇપણ પ્રકારે નુકશાન પહોંચે એવી રીતે આજ્ઞા કરી હતી અને તેણીએ પૈસાના લોભને ખાતર પોતાની ફિરેસ્તાઇ ફરજો વિસરી જઇ પાપી કામ કર્યું હતું. આ કારણને લીધેજ હોમીની તબીયત એકાએક બગડી હતી. જો ભલા અને લાયક મુનીમ મોતીલાલે વખતસર ફરેદુનને આ છુપી બાતમી આપી ન હોતે તો ખચ્ચીત હોમીની જીંદગીનો અંત જલદી આવતે, પણ જ્યાં ખુદાની મહેર હોય ત્યાં પાપીઓ કેમ ફાવી શકે ? ડૉકટરોને તેજ દિવસે પાછા બોલાવવામાં આવ્યા હતા અને તેઓને આ બનાવથી વાકેફ કરવામાં આવ્યા હતા. નર્સ મીસ શાર્પની વર્ત્તણુક વિષે જાણી ડૉ. જેકશન ગુસ્સાથી લાલ–પીળા થઇ ગયા હતા, પણ પોતાના દર્દીને જલદીથી સારો કરવાની મૂળ મકસદને લીધે તેઓ તેણીને માટે કશા પગલાં તુરત ભરી શકયા નહીં હતા. નર્સ મીસીસ પર્સીને આ નર્સની ચાલ-ચલણ માટે શક ગયો હતો અને જ્યારે તેણીએ મીસ શાર્પની પાપી અને ભોળી વાત વિષે જાણ્યું ત્યારે તેણી તેણીના નામ ઉપર ફિટકાર નાંખતી રહી તથા હોમીની માવજત કરવાને તેણીએ તન અને મનથી રાત–દિવસ જહેમત ખેંચી. આ બનાવ બન્યાને પાંચ દિવસો વહી ગયા કે તે કિરતારની કૃપાથી હોમીની તબીયતમાં પાછો સુધારો થતો જણાયો, અને દિન પર દિન સુધારો ચાલુ રહ્યો. બીજા બે દિવસો પછી હોમીની ભયભીત માંદગી દૂર થઇ હોય એમ માલૂમ પડયું. હોમી હવે પાછો બધાંને ઓળખવા લાગ્યો અને ધીમે સાદે વાતો પણ કરવા માંડયો, આ વેળા નર્સ મીસીસ પર્સી તરફ તે વારંવાર એકીટસે જોતો રહેતો અને મીસીસ પર્સી તેની તરફ દયાળુ લાગણી દેખાડી સારવાર કરવામાં જરાએ પછાત પડતી નહોતી. બીજા સાત દિવસો પસાર થયા અને હોમી હવે બિછાનામાં ઉઠતો બેસતો થયો.

"પરીન, પેલી નર્સ કયાં છે ?" હોમીએ પોતાનાં ધણીઆણી પરીનને મીસીસ પર્સીની હાજરીમાં તે સોમવારની બપોરે પૂછયું.

" તે તો કેટલા દિવસ થવા અહીંથી ચાલી ગઇછે અને આએ

બિચારાં મીસીસ પર્સીએ રાત અને દિવસ તમારી સારી બરદાસ્ત લીધીછ." પરીન બોલી.

"મારી તરફથી એમનો ઉપકાર માન." હોમીએ ફરમાવ્યું.

"મેં તો ઘણી વખત ઉપકાર માન્યોછ. તમો જાતે આજે ઉપકાર માનો" પરીને જણાવ્યું.

"ઠીક, હું હમણા અંગ્રેજીમાં કહુંછ." એમ કહી મીસીસ પર્સી તરફ ટગર ટગર જોયા કર્યું અને પછી હોમી અંગ્રેજીમાં બોલ્યો. "નર્સ, હું ખચ્ચીતે તમારો આભારી છું. મારાં વાઇફના જણાવ્યા પ્રમાણે તમે મારે ખાતર ઘણી મહેનત લીધીછ."

"એમા આભાર શાનો ?" મીસીસ પર્સીએ હસીને જણાવ્યું." અને મારી મહેનતના પૈસા મળ્યા છે અને બીજા મળશેજ.

"પણ—મીસીસ પર્સી, મે તમુને અગાઉ કોઇ જગ્યાએ જોયાં હોય એમ મને લાગેછ."

"હશે, અગાઉ મને જોઇ હશે; તમારો ચહેરો અગાઉ મેં જોયો હોય એમ મને પણ લાગેછ."

"હોમી ડીઅર, મીસીસ પર્સીની ખચ્ચીત હું આભારી છું." પરીન બાનુ અંગ્રેજીમાં બોલી, "એક સાચ્ચી અને ભલી નર્સ તરીકે તેણીએ ઘણું સારૂં કામ બજાવ્યુંછ, પેલી નર્સ તો એક બદમાસ લુચ્ચી ઓરત હતી."

"મીસસ હોમી, મેં મારી ફરજ બજાવવા સિવાય બીજું કશું કર્યું નથી." મીસીસ પર્સી આ વાકય અંગ્રેજીમાં બોલ્યા પછી તુરત ગુજરાતીમાં બોલી; "હીરાજી, તમો મને હજી નથી ઓળખી શકયા એજ મારી અજાયબી છે!" હોમી સહેજ ટટાર થઇ અચંબા સાથ બોલી ઉઠયો:—"કોણ ? તમો બાઇજી નાંજાબાઇ ! ઓ હું કેવો ખુશી !"

"હા;"

"બાઇજી, મારાં કેવાં સારાં નસીબ કે તમને વર્ષો પછી પણ હું ભેટી શકયોછ." હોમીએ જણાવ્યું અને પરીન આ બંન્નેની વાત સાંભળતી દંગ થઇને વિચારમાં બેઠી. મીસીસ પર્સી—ઉર્ફે નાંજાબાઇએ આગલ બોલવા માંડયું:—

"હીરાજી, તમો આએ ધાસ્તી ભરેલી માંદગીમાંથી ફારેગ થયા તેથી હું ઘણી ખુશી છું. તમો ખુદાની મહેરથી ચાર-પેસે સુખી થયોછ એમ આજ લગભગ એક વર્ષ થયું હું જાણીને ખુશી થઇ હતી. તમને બે-ત્રણ વેળા તમારાં પરીન સાથે મોટરમાં ફરતા મેં જોયા હતા."

"શું ત્યારે બાઇજી, તમો મુંબઇમાંજ રહેલાં હતાં?" હોમીએ ઉર્ફે હીરાજીએ પૂછ્યું.

"છેલ્લું એક વર્ષ થયુંજ હું અહીં આવીછ અને ડૉ. જેકસનની ભલામણથી તમને અચાનક પાછી મળવાને હું ભાગ્યશાળી થઇછ મારા મન ઉપર કાબુ રાખી તમને આટલા દિવસો બોલાવ્યા નહીં અને તમો મને નહીં ઓળખી શકો એવી મેં કાળજી રાખી, પણ આખરે મને બોલવાની ફરજ પડી."

"પણ,—બાઇજી, આપે નર્સનો ધંધો આપ કરોછ એમ જાણી હું તો ખચ્ચીત દલગીર છું. આપ પૈસે આબાદ છતાં આવી જંજાળમાં પડવાનું કંઇ કારણ?"

"હીરાજી,—હું ભુલી,—તમારાં ધણીયાણીને હીરાજી નામ પસંદ નહીં હશે તેથીજ તમો હોમીનાં નામે ઓળખાવો છો. મિ. હોમી, નર્સના ધંધામાં રોકાવાથી મારો વખત ઠીક પસાર થાયછ"

"તે રાતે તમારી ચીઠ્ઠી મળ્યા પછી મેં મુંબઇમાં આપ બાઇજીની કેટલી બધી તપાસ કીધી, પણ ફોકટ! બાઇ મહેરબાઇ મોદીએ પણ તમારે માટે ઘણી ખબર કઢાવી." હોમીએ જણાવ્યું.

"મિ. હોમી, હું મુંબઇમાં હતીજ નહીં એટલે મારો પતો મળેજ કેમ?"

"સુરત અંકલેશ્વર, ખંડાળે, મરોલી વિગેરે દરેક ઠેકાણે મેં કાગળો લખ્યાં પણ તમો બાઇજીની કંઇ ખબર મળી નહીં."

"વેલ, હોમી, તમોએ ઘણી વાત કીધીછ જરા હમણા રેસ્ટ લેવો અને પછી હું મારી સઘળી હકીકત જણાવશ. હાલ આ દવા લઇ જરા પોઢી જાઓ."

"બાઇજી, હું ઘણો શરમીંદો છું કે મારા જેવા કમતરીનની સારવાર તમો બાઇજીને કરવી પડીછ. બાઇજી, આપે એ ધંધો કાંય લીધો હશે વારૂ?"

"એ ધંધો લેવા માટે અને દુઃખીઓનાં દુઃખો ટાળી મારા દુઃખો ઓછાં કરવાને મને કુદરતી બસારત થઇ જે વિષેની બધી વાત બપોર પછી હું કહીશ. તમો હાલ આ દવાનો ભાગ પીને હમણા સુઇ ઉઠો."

હોમીએ ખુશીથી દવાનો ભાગ પીધો અને પછી પરીન અને મીસીસ પર્સી—ઉર્ફે નાજાંબાઇ બીજા ઓરડામાં જઇ ખુશ ગુફ્તેગોમાં મશગુલ બન્યાં, જ્યારે હોમી બપોરના આશરે કલાક એક સુઇને પાછો ઉઠયો. નાજાંબાઇ એ વેળા હોમીના ઓરડામાં ડોકું કરી જોઇ આવ્યાં હતાં; હોમી જાગૃત થયો કે તેણે પરીન અને નાજાંબાઇને બોલાવવા માટે પલંગ આગલ મુકેલો 'બેલ' વગાડયો. નાજાંબાઇ તુરત ત્યાં આવ્યાં અને પરીન પણ બે–ત્રણ મિનિટમાં આવી પહોંચી.

"જરા ગરમાગરમ ચાહ પીવરાવો તો સારૂં!—અને પછી બાઇજી, તમો આટલાં વર્ષો સુધી કયાં હતાં તે જણાવો તો—" હોમી આગલ બોલે તે અગાઉ નાજાંબાઇએ કહ્યું.—"મિ. હોમી, તમો

ઉતાવળા ના થાઓ, લેઓ, ચાહનું કપ તૈયાર છે તે પીઓ અને હું મારી હકીકત જણાઉંછ." હોમીએ ચ્હા પીધા પછી નાજાંબાઇએ નીચલી હકીકત કહી સંભળાવી.—

"મિ. હોમી, અંકલેશ્વરથી તમને તાર કરીને બોલાવ્યા ત્યારે કંઇ અજબ પ્રકારની મારી ઉમેદો હતી, પણ તે બધી હવામાં ઉડી ગઇ. પેલા મિ. જાલ કોમીસરીયેટ માટે તમને પાસ કરવા મોકલેલા, જેઓ સાથ હું લગન કરવા ઇચ્છતી હતી. તેઓ તો કોઇ જબરા ઉઠાવગીર ઠગ મલ્યા. તેઓ સાથ હું શાદીના ગાંઠથી બંધાઇ જતે પણ બહેસ્ત બિચ્યારાં મહેરબાઇ મોદીને! મારાં ભલાં માય જેવાં બુજરોગ મહેરબાઇએ મને સવખતે એ મુંજી ઠગારા થાટે ચેતવી; બીજે દિવસથી હું ઘણી નાસીપાસ થઇ ગઇ અને મેં મહેરબાઇ આગલ સોગંદ લીધા કે એ પગલું હું ભરીશ નહીં. મારૂં પગલું ઉછાછલું હતું જેની મને શુદ્ધિ પછી આવી. તમને કદાચ ખબર નહીં હશે કે મારી પડેલી સોબતને લીધે હું ફસી પડી હતી અને હું ઘણી પસતાઇ હતી: મને ઘણાં દુખો જોવાં પડયાં હતાં એટલે બીજાં દુખોમાંથી બચાવવા માટે તે દાદારને સુતી વેળા ભણી ગણીને મેં અરજ કીધી. સવારનાં ઉઠતાં ને સાથ મેં મક્કમ વિચાર કીધો કે મુંબઇ એકદમ છોડી જવું અને પૈસોટકો બાજુએ રાખી દુન્યાની સઘળી લાલચો તજી દઇ મારે કંઇ ભલાં કામમાં પડવું. હોમી, તે દિવસે તમારે માટે ચીઠ્ઠી મુકી હું કયાં ચાલી ગઇ તેની તમને ખબર પડી નહીંજ હશે. હું તેજ રીતે અમદાવાદ ઉપડી ગઇ અને ત્યાંની ધર્મશાળામાં ઉતારો લીધા પછી ત્રીજે દિવસે એકાએક કરાંચી જવાનો મેં વિચાર કીધો. મારાં સારાં નસીબે મને ટ્રેનમાં એક બુજરોગ અંગ્રેજ મીશનરી બાનુ—મીસીસ કીંગ નામની ભલીબાઇ—સાથ ઓળખાણ થઇ. હું કરાંચી શા સારૂ જતી હતી અને કરાંચીમાં કયાં ઉતરવાની હતી એવા સવાલો તેણીએ પૂછયા અને મારાં ખુલ્લાં દિલથી મેં મારી જીંદગીની બધી હકીકત ભાંગી તુટી અંગ્રેજી ભાષામાં જણાવી. આ ભલી અને સ્યાણી બાઇની દિલસોઝી મારી તરફ ખેંચાઇ અને કરાંચી સ્ટેશન આવે તે અગાઉ મને પોતાને બંગલે રહેવા અરજ કીધી. મેં પણ જોયું કે અંજાણ્યા શહેરમાં બહુને અઠડાવા કરતાં આ ભલી બાઇનું ઘેર ઠીક થઇ પડશે, તેથી તેણીને ત્યાં રહેવા માટે મેં કબુલ્યું. બે-ત્રણ દિવસો રહેવા પછી નર્સનો ધંધો શિખવા મીસીસ કીંગે મને સૂચવ્યું અને મને પણ કુદરતી ખાતરી થઇ કે મારે આ ધંધો શીખવો. એ ભલી બાઇની મદદથી હું ત્યાંની યુરોપીઅન જેનર્લ હોસ્પિટાલમાં શિખાઉ નર્સ તરીકે રહી. પછી તે દિવસથી મેં પારસી ડ્રેસ તજી દીધો જે કે સદરો કસ્તી તો હંમેશા રાખ્યો અને હજી પણ હું રાખુંછ.

નર્સ તરીકે રહેવા અગાઉ આ ભલી બાનુની સલાહથી મારૂં નામ મીસીસ લીમજી પટેલ પણ મેં ફેરવી નાંખી મીસીસ એલ. પર્સી રાખ્યું; કેટલીક મુશ્કેલીઓ પછી લડા ઇના વખતમાં હું એક અચ્છી નર્સ તરીકે સારૂં કામ કરવા લાગી અને અંગ્રેજી ઘણું સારી રીતે બોલતાં શીખી.— "

" બાઇજી, શાબાશ !. હું પણ અંગ્રેજી હવે સારી રીતે શીખ્યોછ. " હોમી વચ્ચે બોલી ઉઠયો અને બાનુંબાઇએ આગળ બોલવાનું ચાલુ રાખ્યું:–" હા, મને તમારાં પરીને તમારે લગતી બધી હકીકત અડધા કલાક અગાઉ કહીછ તે જાણી હું ખુશી થઇછ.— હા, હું એક નર્સ તરીકે નામાંકીત થઇ. મારી ભલી મીસીસ કીંગનાં મીશનની ફ્રેન્ડો જેઓ સુરતમાં હતાં તેઓની મદદથી કુંવર–હોલ, અંકલેશ્વરનો બંગલો વિગેરે મિલકતો મેં વેચાતી અને તે ભલા માણસોએજ પેઢી વિગેરે બંધ કરાવવાનું કામ પાર ઉતાર્યું. જે નાણું આવતું ગયું તે બેન્કમાં હું મૂકતી ગઇ. વ્યાજમાંથી અને પગારમાંથી હું ઘણી સારી રીતે મારૂં ગુજરાન ચલાવતી રહી અને ગરીબોને મારેથી બની શકતી છૂપી મદદ આપતી રહી. આ ધંધો મને ઘણોજ પ્યારો લાગ્યો અને એ ધંધામાં મારૂં દુઃખ હું સદંતર વિસરી ગઇ. બહેસ્ત મારાં મહેરબાઇ મોદીને ! મને વધુ દુઃખોમાંથી ખરેખર બચાવી ! ભલી મીસીસ કીંગનું ખુદા ભલું કરે ! એ બાનુએ મને ખચ્ચીત ઘણી મદદ કીધી અને સારો રસ્તો દેખાડયો; સારી નર્સ તરીકે કરાંચીમાં નામ કાઢયા પછી ગયા ૧૯૧૭ના વર્ષમાં મેં જાથુકનું મુંબઇ રહેવાનું પસંદ કર્યું. "

" તમો બાઇજી એક વર્ષ થયું મુંબઇમાં આવ્યા હો પણ મને જરાએ ખબર મળી નહીં " હોમી બોલ્યો, " પણ ખેર, બાઇજી બેહરતી કાત્રસ કારભારી કહે તેમ " સૌ સારૂં જેનું સેવટ સારૂં !"

" મુંબઇ શહેર કંઇ નાનું–સુનું છે કે તમને ઝટ ને પટ ખબર મળી શકે ? હવે સાથ તમો વર્ષો પછી પાછો મેલાપ થયોછ તેથી હું ખુશી છું, અને તમને આવા સુખી ને આબાદ થયેલા જોઇ મને બેવડી ખુશાલી લાગેછ. વળી આએ ધારસ્તીભરી માંદગીમાંથી તમો મોકળા થયા, જેમાં ખુદાની મહેરથી મારી નાચીઝ મદદ તમને મળી—"

" ખચ્ચીત હું તમારો ઘણોજ આભારી છું. જીંદગી સુધી તમારો અને તમારા મુરબ્બી વહાલાંઓનો ઉપકાર ભુલશ નહીંજ." હોમીએ ઉતાવળે વચમાં જણાવ્યું, " એ મુરબ્બીઓની અને મારા

ભલા મુરબ્બી ફરેદુનની સોબતમાં રહેવાથીજ અને તેઓની માયા-મહેરબાની મળવાથીજ હું આએ આબાદ હાલતે પહોંચ્યોછ.'

"તમને સુખી અને આબાદ હાલતમાં જોઇને હું ઘણીજ ખુશી થઇછ." નાજાંબાઇ બોલી અને પછી તેણીએ પૂછ્યું "વારૂ, હોમી ઝોહરા એના મહોબત સાથ અંકલેશ્વરજ છે કે ? બેજનબી ત્યાંજ છે કે ?"

"હાજી, એઓ ત્યાંજ છે. બે વખત એઓ મુંબઇ આવ્યાં ત્યારે મારે ત્યાંજ ઉતરેલાં. ઝોહરાને ત્યાં બે બેટાની ભેટ થઇછ અને બંને સુખમાં રહાછ. બેજનબી અંકલેશ્વરમાંજ છે."

"ઝોહરા માટે જાણીને હું ઘણી ખુશી છું." નાજાંબાઇએ જણાવ્યું, "ચાલો, હોમી, હવે માથું દુખવવાનું મારે મોકુફ કરવું જોઇએ; બીજી વેળા વધુ વાતો કરીશું."

* * * *

એક અઠવાડિયાં પછી હોમી ફરતો હરતો થયો અને બીજા ચાર દિવસો પછી—અહુરમજદ રોજે સગાં સ્નેહીઓમાં મિઠાઇ વહેંચવામાં આવી; મુંબઇના દરેક આતશબહેરામમાં દશ-દશ રૂપિઆનું સુખડ ચઢાવવામાં આવ્યું અને હોમીનાં સગાં-વહાલાંઓમાં ખુશાલી છવાઇ રહી, અને આ ખુશાલીમાં નાજાંબાઇએ પણ ભાગ લીધો. મિ. ફરેદુન, ડોકટર જેકસન વિગેરે ઓળખીતાંઓએ મીસીસ પર્સી—ઉર્ફે નાજાંબાઇ વિષેની સર્વ હકીકત જાણી ત્યારે તેઓની અજાયબી અને આનંદનો પાર રહ્યો નહીં. નર્સ મીસ શાર્પ અને વહોરાજી કાદરમીંયા માટે કાયદેસર પગલાં ભરવાનો મિ. ફરેદુન વિચાર કરતા હવા પણ નાજાંબાઇની સલાહથી તેઓએ તે કામ ઉપરથી હાથ ઉઠાવ્યો હતો. અહુરમજદ રોજના શુભ દિવસેજ હોમીએ નાજાંબાઇને નર્સના ધંધામાંથી ફારેગ થવાને તથા પોતાને બંગલે રહેવાને હાથ જોડી વિનંતી કીધી; કંઇક આનાકાની પછી નાજાંબાઇએ તેની અરજ સ્વીકારવાને કબુલ કર્યું અને તેજ દિવસથી નાજાંબાઇ હોમીના બંગલે આવી વસ્યા.

નાજાંબાઇ હાલ હોમી સાથ વોલ્કર વિલામાં ભલી સખાવતી અને પવિત્ર જીંદગી ગુજારતાં રહ્યા છે. હોરાજીની અદેખાઇ અને હરિફાઇ છતાં હોમીની કમાણી પરવર દેગારની મહેરબાનીથી વધતી ચાલી છે અને હાલ એવું સંભળાય છે કે હોમીને ત્યાં ચંદરોજમાં એક બાળકની નવાજેશ થશે.

## સમાપ્ત.

મુંબઈના પ્ર

મી. કે. ન.

પાંડે એન્ડ કુ

આપેલો છે

"ઉપલી કુા. કેટલ
મુંગે મોહ્ડે કરતી રહે
પરભારી મંગાવે છે તેથ
માલ વેચી શકે છે, તે
ચોપડીઓ, અઠવાડીક અ
સીનેમાના ફોટાઓ, હરેક
નવા વર્ષ, ગુડફ્રાઇડે, બરઠડે,
લાયકના જાણીતાં મેકરોના કાર્ડ
જાતોની સ્ટેશનરી, બીયાંઓ તથા
ચીજો આ સાહસીક કુા. નં. ૧૯
દ્વારકાદાસ બિલ્ડીંગ મધે વે
સમય થયો શરૂ કરી છે. તેઓ ન
વાજબી જથ્થાબંધ ભાવે પૂરો પાડે
કુા. માટે અમો પુરતુ ધાર્યું છ
વાંચકવર્ગ, આ ખાતાને ઓરડ
નહી. તાઈપ રાઈટીંગનું કામ અ
કરી આપીએ છીએ,—માટે નિ
રાખશોજી.

મિનોચ્હેર ર. પાં

કુંપનીના મુ

૧૯૨—દ્વારકાદાસ બિલ્ડીંગ હોનંબી

પાલશીવાળાનું ઘર જુની પોલીશ